# વ્યવહાર-નીતિદર્પણ.

## ભાગ ૧ લો.

સ્ત્રીપુરૂષોને સન્માર્ગ દર્શાવનાર, વ્યવહાર, નીતિ અને ધર્મનું જ્ઞાન આપનાર અને આ લોક તથા પરલોક સુધારનાર ઉત્તમોત્તમ સૂત્રો તથા પદ્યોવાળો એક ગ્રંથ.

કર્ત્તાઃ-જગજીવન કાલિદાસ પાઠક.
( ભોળાદ-ધોળકા તાલુકો )

પ્રકાશકઃ-જી. એમ. જાગુષ્ટે.
ત્રણ દરવાજા-અમદાવાદ.

સોલ એજન્ટ-મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.
ત્રણ દરવાજા-અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. સને ૧૯૨૦. પ્રત ૧૦૦૦

અમદાવાદ-ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

મૂલ્ય રૂ. ૨॥.

પ્રકાશકે સર્વ હક્ક સ્વાધીન રાખ્યા છે.

ગુજરાતી [illegible] સંગ્રહ

# વાંચવા લાયક રસિક નવલકથાઓ.

| | |
|---|---|
| નોકરીનો ઉમેદવાર ( સચિત્ર ). | ૧—૪—૦ |
| સંસાર કે નરકાગાર ? | ૧—૪—૦ |
| મુરાદેવી ( ભા. ૧–૨–૩ ). | ૫—૦—૦ |
| રાજા દેવીદાસ. | ૨—૮—૦ |
| મણિમોહન. | ૨—૮—૦ |
| સ્નેહમયી અને વિષમયી. | ૨—૦—૦ |
| કૂતરો કે કાળ ? | ૧—૮—૦ |
| મહાકાળીનું ખડ્ગ. | ૨—૦—૦ |
| અલાઉદ્દીનનો ઉદય. | ૨—૦—૦ |
| ખૂન કે જાદુ ? | ૧—૦—૦ |
| કમનસીબ લીલા ભા. ૧–૨. | ૩—૧૨—૦ |
| મધુરમિલન. | ૧—૧૨—૦ |
| સૌંદર્યવિજય ભા. ૧–૨–૩–૪. | ૧૦—૦—૦ |
| દસલાખનો દસ્તો. | ૨—૦—૦ |
| કલંકિત કુમારિકા. | ૨—૦—૦ |
| સુંદર અને વિદ્યાનંદ. | ૧—૪—૦ |
| કામાંધકામિની. | ૨—૦—૦ |
| બેગમમહાલ ભા. ૧–૨. | ૩—૮—૦ |
| પંદરલાખપર પાણી. | ૧—૦—૦ |
| મધુરમધુરી. | ૧—૮—૦ |

મળવાનું ઠેકાણું:—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.**

**અમદાવાદ.**



હીઝ હાઇનેસ નામદાર મહારાજા શ્રી નટવરસિંહજી, પોરબંદર

# अर्पणपत्रिका.



અખંડપ્રૌઢપ્રતાપ, ગૌબ્રાહ્મણ પ્રતિપાળ, મારૂતવંશમણિ, ખુદાવિંદ, મેહેરબાન હીઝહાઈનેસ, પોરબંદર રાજ્યસ્થાનના નરેંદ્રવર્ય

## મહારાજા મહારાણાશ્રી નટવરસિંહજી સાહેબ.

આખા ભારતવર્ષમાં પવિત્રતા, કુલિનતા ને શૂરવીરતામાં પ્રશંસાપાત્ર મનાએલા ઉચ્ચ જેઠવાવંશમાં જન્મ લઈ આપ નામદારશ્રીએ વંશને ઉજ્જવળ કરેલો છે. આપ નામદારશ્રીએ રાજકુમાર કોલેજમાં કેળવણી લઇ હિંદના સમગ્ર રાજકુમારોની લેવાતી "**ડીપ્લોમા**" પરીક્ષા પ્રથમ પંક્તિએ અને ઉંચે નંબરે પસાર કરી વિદ્વતા પ્રકાશિત કરેલી છે. વળી શાણી સરકારે પણ આપ નામદારશ્રીને "**મહારાજા**"ના માનવંતા ઈલ્કાબથી શોભાવી સન્માનિત કરેલા છે. વળી જેમ આપ નામદારશ્રીની ઉદારતા, ગંભીરતા, નીતિમત્તા ને પ્રજાવત્સલતા અદ્વિતીય છે તેમ આપ નામદારશ્રી પંડે વિદ્વાન્ હોઈ વિદ્યાની અને વિદ્વાનોની કદર બુઝો છો. આવા આવા અનેક સદ્‌ગુણોથી મુગ્ધ બની મ્હારો રચેલો "**વ્યવહાર નીતિદર્પણ**" (ભાગ ૧ લો) નામનો ગ્રંથ-જે મહામાંગલિક સમયે આપ નામદારશ્રી રાજ્યની લગામ શ્રીમાનના પવિત્ર અને વિદ્યાવિભૂષિત યશસ્વી કરમાં ગ્રહણ કરો છો; તેજ સમયે પરમભક્તિભાવે આપશ્રીની સેવામાં એક પુષ્પમાળાની ભેટરૂપે સમર્પું છું; ને સ્વીકારી મને ઉપકૃત કરશો એવી અભિલાષા છે.

| | |
|---|---|
| સુદામાપુરિ. | આપ નામદારનો કૃપાકાંક્ષી |
| વસંતપંચમી. | **જગજીવન કાલિદાસ પાઠક;** |
| વિક્રમાર્ક ૧૯૭૯. | હેડમાસ્તર તાલુકા સ્કૂલ-પોરબંદર. |

# પ્રસ્તાવના.

પુરૂષો અને સ્ત્રીઓ, બાળકો, યુવાનો અને વૃદ્ધો, ગરીબો તથા શ્રીમંતો, સેવ્યો અને સેવકો, ઉપરીઓ અને તાબેદારો, ગૃહસ્થો અને ત્યાગીઓ, એ સર્વેને ઉપયોગી થાય અને ઉન્નતિના સાધનરૂપ બને એવું કોઈ રસમય સ્વતંત્ર પુસ્તક લખી આપવા મ્હારા સન્મિત્ર રા. રા. ગોવિંદરાવ મહાદેવ જાગુષ્ટેની માગણી થતાં તેમની રુચિપ્રમાણે આ "વ્યવહાર–નીતિદર્પણ" ગ્રંથનો પહેલો ભાગ આજે સુજ્ઞવાચકોના કરકમળમાં મૂકાય છે. ને બીજો ભાગ મૂકવા અભિલાષા છે.

મ્હારાં આટલાં વર્ષોના વાંચનથી, અનુભવથી અને સત્સમાગમથી મ્હેં યથામતિએ જે કાંઇ જાણ્યું છે ને સત્ય માન્યું છે; તે આ ગ્રંથમાં સરળભાષામાં ઉતારવા પ્રયત્ન કરવામાં આવ્યો છે. તાત્પર્ય કે ખરૂં કહું તો આમાં જે કાંઇ છે તે મ્હેં વિવિધ સ્થળોએથી વાંચેલું કે સાંભળેલું છે. ને તે તમામ મારા વર્ત્તનમાં હું ઉતારી શક્યો છું એમ કહેવાનો લેશ પણ હું દાવો કરતો નથી. પણ તે મને રૂચે છે એ તો ચોક્કસ છે, ને મ્હારી એટલી પણ ખાત્રી છે કે આ ગ્રંથનું કોઇપણ સૂત્ર આચરણમાં મૂકતાં વાચકની ઉન્નતિ તો અવશ્ય થશે. એ નિઃસંદેહ વાત છે.

સાધારણ વાચકોને ગદ્ય કરતાં પદ્ય વધારે રૂચે છે. ને તેથી આ ગ્રંથમાં સ્થળે સ્થળે મ્હેં પ્રાચીન અને અર્વાચીન તેમજ ગુજરાતી અને હિંદી કવિઓનાં પદો ઉતારેલાં છે. કવ્રાચત્ કવ્રચિત્ શ્લોકો પણ મૂક્યા છે. એ તમામ લેખકોનો હું ઓછો આભારી નથી.

આ પુસ્તકનાં પ્રૂફો સુધારવા મ્હારા મિત્ર રા. રા. મણિલાલ જેઠાલાલ [illegible] લાગણીભર્યો શ્રમ લીધો છે, તે માટે તેમનો આભાર માન્યા સિવાય હું રહી શકતો નથી. તેમજ ત્વરાથી સુંદરરૂપમાં આ ગ્રંથ પ્રકટ કરવા માટે મ્હારા પરમમિત્ર રા. રા. ગોવિંદરાવ મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેનો પણ હું આભાર માન્યાવિના આ ટૂંકી પ્રસ્તાવના પૂરી કરી શકતો નથી. એજ વિજ્ઞપ્તિ.

હનુમાન ગુફા,
સુદામાપુરિ.
તા. ૭-૪-૨૦.



લિ. કર્ત્તા.
જગજીવન કાલિદાસ પાઠક,
તાલુકાસ્કૂલ હેડમાસ્તર.
પોરબંદર- કાઠિયાવાડ.



# વ્યવહાર-નીતિદર્પણ.

## ભાગ ૧ લો.

## અનુક્રમણિકા.

### ખંડ પહેલો.



### ખંડ બીજો.



# વ્યવહાર-નીતિદર્પણ.

## ભાગ ૧ લો.

### ( ૧ )

### ધર્મ-શિક્ષા.

૧ બધાં મનુષ્યો સુખમાટે યત્ન કરે છે, પણ ખરૂં સુખ શેમાં છે? એ વાત બહુજ થોડાં મનુષ્ય સમજે છે, તેથી સુખને બદલે દુઃખનેજ પામે છે.

૨ ખરૂં સુખ બહારનાં સાધનો એટલે કે વૈભવનાં પુષ્કળ સાહિત્યોમાં નથી; પણ મનની શાંતિમાં રહેલું છે. વૈભવનાં પુષ્કળ સાહિત્યો હોય છતાં મનમાં અશાંતિ હોય તો તેથી તલમાત્ર પણ સુખ મળતું નથી એ ચોક્કસ માનજો.

૩ એથી ઉલટું જુઓ. વૈભવનું એક પણ સાધન નથી તેમ છતાં જેનું મન શાંત અને સંતુષ્ટ છે તેને સુખ છે તેને આનંદ છે. માટે મનની શાંતિ અને મનનો આનંદ ન વિંખાય એને માટે સદા કાળજી રાખો.

૪ પવિત્ર વિચારો મનને શાંતિ આપનારા છે ને અપવિત્ર વિચારો મનને અશાંતિ આપનારા છે; માટે હમેશાં પવિત્ર વિચારોનુંજ સેવન કરવું.

૫ નદીનો વેગ જેમ મૂળ પાસે ઓછો ને નાનો હોય છે પણ જેમ જેમ નદી આગળ વધતી જાય ત્યારે તેમાં બીજા અનુકૂળ પ્રવાહો વધતા જાય છે ને નદીનો પ્રવાહ વિશાળ ને વેગવાળો બનતો જાય છે, તેવુંજ મનના વિચારોના પ્રવાહનું સમજવું. સારા કે નઠારા વિચારોનો વેગ પ્રથમતો નાનકડોજ હોય છે; પણ તેમાં અનુકૂળ વિચાર—પ્રવાહો મળે છે ને વેગ વધતો જાય છે ને પછી એ વિચારનો પ્રવાહ એટલો તો બળવાળો થાય છે કે તેને અટકાવવા પણ મનુષ્ય અશક્ત બની જાય છે, માટે નઠારા વિચારનું મનમાં સ્ફૂરણ પણ થવા દેવું ન જોઇએ.

૬ તમે યાદ રાખો કે સારો કે નઠારો તમે મનમાં એક પણ વિચાર કર્યો તે તમારા મનને ચોક્કસ અસર કરવાનોજ; ને તેનું ફળ તમને આપવાનોજ. માટે એક પણ નઠારો વિચાર ન કરવા પૂરતી સાવધાની રાખો.

૭ ઘણાં માણસોને તમે દુઃખી જુઓ છો, પણ એ દુઃખોનો મ્હોટો ભાગ સાધનોની ન્યૂનતાનો નહિ, પણ મનની વ્યાકુળતાનોજ હોય છે; માટે મનની વ્યાકુળતા અને અશાંતિ દૂર થાય તો દુખેનો ઘણો ભાગ દૂર થશે.

૮ બંધ અને મોક્ષ એ શું છે? મનની વિષયવાસનાવાળી સ્થિતિનું નામ બંધ છે ને તેથી ઉલટી દશાનું નામ મોક્ષ છે માટે હમેશાં મનુષ્યે મનની સુધારણા કરવા યત્ન કરવો. તમે ચોક્કસ યાદ રાખજો કે તમને સ્વર્ગમાં જવાથી કે પાતાળમાં પ્રવેશ કરવાથી

મોક્ષ પ્રાપ્ત થવાનો નથી; પરંતુ જો તમે સત્પ્રયત્ન કરશો તો આજ લોકમાં ને આજ જન્મમાં મોક્ષ મળી શકે તેમ છે. તમારા મનને કેળવો એટલે થયું.

૯ એકલા સારા વિચારોનું સેવન કરવું એટલુંજ બસ નથી. જેમ તમે સારા વિચારોનું સેવન કરો તેમ તેવાં આચરણો પણ રાખો.

૧૦ સારા વિચાર ને સારાં આચરણ એજ ખરો ધર્મ છે. જો એ બે વાનાં ન હોય તો બીજો બધો બહારનો ખોટો આડંબર સમજશો.

૧૧ યાદ રાખો કે મૃત્યુ થયા પછી પણ ધર્મ એજ મનુષ્યની સાથે જનારો સાથી છે બીજું બધું તો શરીરની સાથે અહીંઆંજ રહેવાનું છે.

૧૨ પરલોકમાં માબાપ, સ્ત્રીપુત્ર, સગાંવહાલાં કે ધનમાલ કાંઈજ આપણી સાથે આવવાનું નથી. જો સહાયક બનશે તો માત્ર ધર્મજ. બીજું કોઇજ નહિ.

૧૩ જે માણસો અધર્મ કે અનીતિએ ચાલી પુત્રને ધનસંગ્રહનો વારસો આપવા ચાહે છે, તે પુત્રને માટે પોતે નરકમાં જવાનો પ્રયત્ન કરનારો સમજવો.

૧૪ સત્ય ધર્મ કયો છે? જે ધર્મ બીજા ધર્મને હાનિ કરનારો છે તે સત્ય ધર્મ નથી, પણ અધર્મ છે. જે ધર્મ બીજા ધર્મનો વિરોધી નથી એજ ખરો ધર્મ છે.

૧૫ અજ્ઞાનને લીધે માણસો હલકી ગતિ પામે છે. જે માણસ અજ્ઞાનમાં ઘેરાએલો ને અજ્ઞાનમાં ડૂબેલો હોય તો જ્ઞાનના પ્રકાશને જોઈ શકતો નથી.

૧૬ જ્ઞાન એજ સ્વર્ગ છે. અજ્ઞાન એજ નર્ક છે.

૧૭ જે સત્ય છે તેજ ધર્મ છે, જે ધર્મ છે તેજ પ્રકાશ છે ને જે પ્રકાશ છે તેજ સુખ છે.

૧૮ જે અસત્ય છે તેજ અધર્મ છે. જે અધર્મ છે તેજ અજ્ઞાન છે, જે અજ્ઞાન છે તેજ દુઃખ છે.

૧૯ પુરુષાર્થ ચાર છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. ધર્મથી મેળવેલો અર્થ તેજ ખરો અર્થ છે ને ધર્મથી સેવેલો કામ એજ ખરો છે. માટે અર્થ અને કામનું ઉપાર્જન ધર્મને મોખરે રાખીનેજ કરવાનું છે.

૨૦ મરણ અને અમરપણું એ બંને આ શરીરનેજ પ્રાપ્ત કરાય તેમ છે. મોહને લીધે મરણ પમાય છે ને મોહને તજવાથી અમરપણું મળે છે.

૨૧ દુઃખના ગાંસડાને ટોપલા જોઇતા હોય તો મોહને સ્વીકારજો. તમે મોહને આમંત્રણ કરશો, એટલે તેનાં સંતાનરૂપ વિવિધ દુઃખો તમારે ત્યાં વગર નોતરે પણ આવી ઉભાં રહેવાનાં એ નક્કી માનજો.

૨૨ સદ્‌ગુરુ ને સશાસ્ત્ર તમને રસ્તો બતાવનાર છે. તે કાંઇ તમને મોક્ષ નામનો પદાર્થ પકડી લાવી હાથમાં આપી શકે તેમ નથી. એ પ્રયત્ન તો તમારે હાથે કરવાનો છે.

૨૩ તમને માર્ગમાં કોઇ અજાણ્યો માણસ મળે તો તમે પૂછો છો કે "તમે કોણ છો?" "ક્યાંથી આવો છો!" ને "ક્યાં જવાના છો?" આ ત્રણે પ્રશ્નો તમે હરઘડી તમારી જાતને પણ પૂછ્યા કરો.

૨૪ આ દશ ધર્મના લક્ષણો છે: ૧ ધીરજ, ૨ ક્ષમા, ૩ દમ એટલે મનોનિગ્રહ, ૪ ચોરી ન કરવી, ૫ પવિત્રતા, ૬ બુદ્ધિ, ૭ વિદ્યા, ૮ ઇંદ્રિયનિગ્રહ, ૯ સત્ય, ૧૦ ક્રોધ ન કરવો.

૨૫ મનુષ્યે ધર્મપાલન ક્યારે કરવું એ સમય નક્કી કરેલો નથી. કેમકે મરણ તો સદા મનુષ્યની પાછળ લાગેલું છે. મનુષ્યને મરણ ક્યારે લઇ જશે એ ચોક્કસ નથી. માટે ધર્મનું આચરણ તો સર્વકાળ કરવું એજ ડાહ્યા માણસનું કર્ત્તવ્ય છે.

૨૬ જો કાર્ય કલ્યાણકારી હોય તો તે કાર્ય તમે આજે ને આજે તથા હમણાં ને હમણાંજ શરૂ કરો, તેમાં કોઇની વાટ જોશો નહિ. કારણ કે તમે ધારેલું કાર્ય પૂરૂં થયું છે કે નહિ? તેની મોત વાટ જોનારૂં નથી.

૨૭ જે માણસ સંદેહરહિત બની પવિત્રબુદ્ધિને નિરંતર ધર્મનું સેવન કરે છે તે માણસ પરલોકમાં પારવિનાનું સુખ પામે છે.

૨૮ પાપી માણસો પાપ કરતાં એમ માને છે કે આ વાત કોઇ જાણતું નથી, પણ તે ભૂલી જાય છે કે અંતરમાં રહેલો ભગવાન તો તેની પાસેજ રહેલો છે. ને તેનાથી અજાણ્યું તો કાંઇજ નથી.

૨૯ અરે ભલા માણસ! પાપ કરતી વખતે તું આડું અવળું જોઇ બીજાં મનુષ્યોથી બીએ છે ત્યારે તારા હૃદયમાં રહેલા ભગવા-નથી કાં બીતો નથી?

૩૦ ઘણા માણસોને એવી શંકા થાય છે કે ઇશ્વર હશે કે નહિ? જો તે હોય તો દેખાતો કેમ નથી? એનું ઉત્તર એ છે કે રાત્રે આકાશમાં અનેક ઝગઝગતા તારા દેખાય છે, પણ દિવસે તે દેખાતા નથી. પણ તેથી શું દિવસે ગગનમાં તારા નથી કે? દિવસે પણ ગગનમાં તારા તો છે જ. પણ સૂર્યના અજવાળાને પડદે તે દેખાતા નથી. તે જ પ્રમાણે ઇશ્વર તો છે જ, પણ માનવની બુદ્ધિ ઉપર અજ્ઞાનનો પડદો આવી જવાથી તે ઇશ્વરને જોઇ શકતો નથી.

૩૧ તમે આ પુસ્તક વાંચો છો તેનો કોઇ લખનાર તો છે જ. તમે જે મકાનમાં બેઠા છો તેનો કોઇ ચણનાર તો હોવો જ જોઇએ. આ વાતો જેમ સંદેહરહિત છે, તેમજ આ વિશાળ પૃથ્વી, અનંત તારાઓ ને ગ્રહમંડળે ભરેલું ગગન ને અનંત જીવજંતુઓનો

કોઇ કર્ત્તા છે. કર્ત્તા વિના કશી ક્રિયા થાય એ માનવું ભૂલભરેલું છે. આથી સમજાશે કે ઇશ્વર છે, છે ને છેજ.

૩૨ ઇશ્વર બહુનામી અને બહુરૂપી છે. તમને જે નામ અને રૂપ ગમે તે નામરૂપે તેની ભક્તિ કરજો, એટલે તે નામરૂપે તે તમને અવશ્ય દર્શન આપશે.

૩૩ પદાર્થ એક જ હોય તોપણ દેશભેદે તેનાં નામ જૂદાં જૂદાં હોય છે. જેમકે જેને આપણે પાણી કહીએ છીએ તેને મુસલમાનો આબ કહે છે. શાસ્ત્રીઓ ઉદક કહે છે. અંગ્રેજો વૉટર કહે છે ને કોઇ તેને એકવા કહે છે. આમ એનાં નામો ભિન્ન ભિન્ન હોવા છતાં પણ વસ્તુ તો એકજ છે. એજ પ્રમાણે પ્રભુનું પણ સમજો. કોઇ એને સચ્ચિદાનંદ કહે છે, કોઈ એને અલ્લા કહે છે, કોઇ એને ગૉડ કહે છે ને કોઇ એને જેહોવા કહે છે. તોપણ વાસ્તવિક રીતે જોતાં તો તે એકજ વસ્તુ છે.

૩૪ જેલમાં પડેલા બે કેદીઓને જેલરે આજ્ઞા કરી કે: “ઓ કેદીઓ! મહારાજાની તમને આજ્ઞા છે કે તમારે આ બગીચામાં અમુક અમુક કામ કરવું.” કેદીઓ બગીચામાં કામ કરવા ગયા, પણ ત્યાં બંને જણા વાદવિવાદ કરવા લાગ્યા. એક કેદી કહે કે: “આપણો રાજા ડાઢી રાખે છે.” બીજો કેદી કહે કે: “અરે મુરખ! આપણો રાજા ડાઢી રાખનારો નથી. પણ શિખા (ચોટલી) રાખનારો છે.” વાદ કરતાં કરતાં તેઓ લડી પડ્યા. ને કામ કામને ઠેકાણે રહ્યું! આ ગુન્હા માટે તેમને રાજા પાસે ઉભા કરવામાં આવ્યા. તેમની નિષ્પ્રયોજન લડાઈની હકીકત સાંભળી રાજાએ તેમને ઠપકો આપ્યો ને કહ્યું: “રે મુરખાઓ! હું ડાઢી રાખું છું કે ચોટલી રાખું છું. એ પંચાતનું તમારે શું કામ

હતું ? તમારે તો સોંપેલું કામ જ કરવાનું હતું. પણ તમે સોંપેલું કામ ન કરવાથી ઉલટા દોષિત થયા છો ને વધારે શિક્ષાને પાત્ર બન્યા છો માટે હવેથી આવી પંચાત કરશો નહિ. તમારામાંથી એકેએ મ્હને પહેલાં જોયો નહોતો, તો મનઃકલ્પિત અનુમાનો કરી મિથ્યા શામાટે લડયા ?" ઇશ્વરના સ્વરૂપ વિષે પણ મનુષ્યો આ કેદીઓના જેવીજ ભૂલો કરે છે. સર્વશક્તિમાન કર્ત્તા "અલ્લા" હશે કે "રામ" હશે ? એ વિષે તકરાર કરવામાં મનુષ્યો કાલક્ષેપ કરે છે ને કરવાનાં કર્તવ્યો ભૂલી જાય છે. આથી તેઓ વધારે દોષિત બને છે.

૩૫ જો ભિન્ન ભિન્ન નામોએ ઓળખાતો પ્રભુ એકજ હોય તો તેને માટે ભિન્ન ભિન્ન પંથો શામાટે જોઇએ? એ પ્રશ્નનું ઉત્તર એ છે કે એક સ્થળે જવાને સ્થાનભેદે જૂદા જૂદા રસ્તા હોય છે. દાખલા તરિકે "નાગપુર" માં એક સભા ભરાવાની છે તો ત્યાં જવા માટે રાજકોટવાસી બીજે રસ્તે જશે, મુંબાઇવાસી બીજે રસ્તે જશે, કલકત્તાવાસી બીજે રસ્તે જશે ને દિલ્હીવાસી વળી બીજેજ રસ્તે જશે. આ પ્રમાણે દરેક પંથ એ પ્રભુને પામવાનો એક માર્ગ સમજવો.

૩૬ વળી જો આખી દુનિયામાં એકજ ધર્મ અને એકજ યાત્રાસ્થળ હોત તો મનુષ્યોની મુશ્કેલીનો પાર ન રહેત. દુનિયામાં એક મુસલમાનીજ ધર્મ હોત તો મક્કામાં એટલી ભીડ થાત કે ત્યાં ઉભા રહેવાની જગ્યા પણ ન મળત અને દુનિયામાં એક ખ્રિસ્તી ધર્મજ હોત તો જોર્ડન નદિમાં પીવાનું પાણી પણ ભાગ્યેજ રહી શકત. માટે ભિન્નભિન્ન ધર્મો અને ભિન્નભિન્ન યાત્રાસ્થળો છે તે પણ લાભકારક સમજવાનું છે.

૩૭ સોની એકજ સોનામાંથી કડાં, કંકણ, મુકુટ, વીંટીઓ, વગેરે આભૂષણો બનાવે છે. અને તેને જૂદાં જૂદાં નામો આપે છે, પણ વાસ્તવિક રીતે જોતાં તો તે એક સુવર્ણજ છે. તેમજ જૂદા જૂદા દેશોમાં ને જૂદા જૂદા કાળમાં ધર્માચાર્યોએ પ્રભુને નાના પ્રકારના નામે ને રૂપે વર્ણવેલ છે પરંતુ એ વિવિધ નામે અને વિવિધરૂપે વર્ણવેલ પદાર્થ તો એકનો એકજ છે.

૩૮ એક ઝાડ નીચે બે મુસાફરો બેઠા હતા. તેમણે એક કાંકીડો જોયો. એક માણસને તે કાંકીડો રાતા રંગનો જણાયો અને બીજાને તે આસમાની રંગનો જણાયો. આ બંને મુસાફરો સ્વભાવે ઉગ્ર હતા, એટલે કાંકીડાના રંગ વિષે વાત કરતાં કરતાં તકરારપર ચડી ગયા. છેલ્લે તેઓની તકરાર સાંભળી એ ઝાડ પાસે રહેનાર એક માણસ ત્યાં આવ્યો. તેને પહેલા માણસે પૂછ્યું: "કેમ ભાઇ, આ ઝાડપરનો કાંકીડો તમે જોયો હશે, તેનો રંગ લાલ છેની ?" તે માણસે ઉત્તર આપ્યું: "હા મહેરબાન." ત્યારે બીજો માણસ બોલ્યો:—"તમે આ શું બોલો છો? એ તો આસમાની રંગનો છે." ત્યારે વળી તે માણસે ફરી ઉત્તર આપ્યું: "હા, સાહેબ." કેમકે તે જાણતો હતો કે કાંકીડો એ ક્ષણેક્ષણે રંગ બદલનારૂં પ્રાણી છે. ને તેથી તેણે બે વિવિધ વાતોનું ઉત્તર "હકાર"માં આપ્યું. પ્રભુનું પણ એમજ સમજવું. જે ભક્તે પ્રભુને એકરૂપે જોયેલ છે તે ભક્ત તેવું એક પ્રકારનું રૂપ વર્ણવે છે, પણ જે ભકતોએ ઈશ્વરને અનેકરૂપે જોયેલો છે તેજ કહેવાને સમર્થ છે કે ઈશ્વર અનેક રૂપો ધારનાર છે. વળી તે નિરાકાર પણ છે અને સાકાર પણ છે.

૩૯ જેમ અગ્નિ નિરાકાર છે, તેમ છતાં જ્યારે તે સળગતા છાણામાં

પ્રકાશતો હોય ત્યારે છાણા જેવા આકારનો દેખાય છે ને અંગારામાં પ્રકાશતો હોય ત્યારે અંગારા જેવા આકારનો દેખાય છે. તેમજ પ્રભુનું સમજો. નિરાકાર પ્રભુ પણ આકાર ધારણ કરી સાકારરૂપે દેખાય છે.

૪૦ જેમ પાણી સાકારરૂપે દેખાય છે ને વરાળરૂપે નિરાકારરૂપે પણ રહે છે, તેમજ પ્રભુનું સમજો. પાણી અને બરફ એ જેમ વરાળનાં મૂર્તરૂપો છે, તેમ આ સાગર અને ભૂમિ એ પ્રભુનાંજ મૂર્તરૂપો છે.

૪૧ ભક્તિમાર્ગનાં અમુક પગથિયાં ચડેલો ભક્ત સાકાર ઈશ્વરનો સાક્ષાત્કાર કરીને આનંદ પામે છે. જ્ઞાનમાર્ગનાં અમુક પગથિયાં ચડેલો જ્ઞાની નિરાકારમાં આનંદ પામે છે.

૪૨ ખ્રિસ્તીધર્મ માનનારા ભક્તોને પ્રભુના બાળકનું રૂપ વધારે ગમે છે. જગદંબાને પૂજનારા ભક્તોને પ્રભુની શક્તિનું સ્વરૂપ વધારે ગમે છે. કોઇ ધર્મવાળાને તે પતિરૂપે વધારે ગમે છે તો કોઇ ધર્મવાળાને તેનું પિતારૂપ વધારે પસંદ આવે છે. જેમ ચણાનો લોટ એ તો એકજ પદાર્થ છે પણ કોઇને તેના ગાંઠીઆ વધારે ભાવે છે, કોઇને તેની સેવલી કે ભજીઆં વધારે ભાવે છે, કોઇને તેની બુંદીના લાડુ કરેલા ભાવે છે, તો કોઈને તેની ઢોકળી વધારે પ્રિય લાગે છે. જેમ ખાનારની રુચિનો ભેદ જોવાય છે, તેમ ઉપરના દાખલામાં ભક્તોની રુચિનોજ ભેદ છે.

૪૩ ઈશ્વર અપાર શક્તિમાન છે. આપણે આકાશમાં અનંત સૂર્યમાળાઓ, ગ્રહો અને ઉપગ્રહો જોઇએ છીએ. એ તો એ પ્રભુની અપારશક્તિનો એક અંશમાત્ર છે.

૪૪ ઇશ્વરની એ શકિતને કોઇ માયા કહે છે, કોઇ ઇચ્છા કહે છે, કોઈ લીલા કહે છે, કોઇ અવિદ્યા કહે છે, કોઇ પ્રકૃતિ કહે છે. એમ ભિન્ન ભિન્ન નામે કહેવાતી એ શકિત ઇશ્વરથી જૂદી નથી. પણ ઇશ્વરરૂજ છે.

૪૫ ઇશ્વરમાં કેટલી શકિત રહેલી છે? તે સમજવા મનુષ્યની બુદ્ધિ કદિ સમર્થ નથી. ને તેથીજ વેદો **નેતિ નેતિ** એ "આવો નહિ" "આવો નહિ" એમ પોકારી રહેલ છે.

૪૬ કેટલાક એમ સમજે છે કે માયા ન હોય તો કેવું સારૂં? પણ એ માનવામાં એક પ્રકારની ભૂલ થાય છે. માયાજ બ્રહ્મનું દર્શન કરાવે છે. જો માયા અને તેણે ઉપજાવેલું આ જગત્ ન હોત તો નિત્ય, સનાતન બ્રહ્મનો અનુભવ શાથી થાત? ઇશ્વરની વ્યક્ત થએલી શક્તિને જોયા જાણ્યા વિના તેને જાણવાનું બીજું એકે સાધન નથી.

૪૭ પરમાત્માને માયા વળગે તો દોષ ખરો કે નહિ? એનું ઉત્તર એ છે કે સર્પના પોતાના મ્હોંમાં–દાંતમાં–વિષ છે, પણ તેથી કાંઈ તે સર્પને વિષ ચઢતું નથી. એ વિષ તો સર્પ જ્યારે બીજાને કરડે છે ત્યારે તેને ચડે છે ને તેનું મરણ નીપજે છે. તેવીજ રીતે પરમાત્મામાં રહેલી માયા પરમાત્માને કાંઇ અસર કરતી નથી, પરંતુ એજ માયા આ આખું ભ્રમાત્મક વિશ્વ ઉપજાવવા ને ભાંગવારૂપ ભાંગફોડ કર્યા કરે છે.

૪૮ એક શિષ્યે ગુરુને પૂછ્યું:—"ભગવન્! ઇશ્વર સગુણ હશે કે નિર્ગુણ?" ગુરુ આ વખતે માત્ર કૌપિન પહેરી સ્નાન કરતા હતા. તે બોલ્યા:–"અત્યારે મ્હેં કપડાં પહેર્યાં છે?" શિષ્યે કહ્યું:—"ના પ્રભુ!" ગુરુ બોલ્યા:—"અને અર્ધાકલાક પહેલાં

પહેરેલાં હતાં ?" શિષ્ય કહે:-"હા પ્રભુ! "ગુરુ બોલ્યા:—"તો તું સગુણ નિર્ગુણનો ઉત્તર એ ઉપરથીજ સમજી લે." મતલબ કે પ્રભુ સગુણ છે ને નિર્ગુણ પણ છે. જ્યારે પ્રભુનું નિર્ગુણ-રૂપ વર્ણવવું હોય ત્યારે જ્ઞાનીઓ તેને "બ્રહ્મ" કહે છે ને સગુણ-રૂપ વર્ણવવું હોય ત્યારે તેને "ઇશ્વર" કહે છે. જ્યારે હું ધારૂં ત્યારે કપડાં પહેરૂં છું ને કાઢું છું તેમ ઇશ્વર પણ સગુણ ને નિર્ગુણ થઇ શકે છે.

૪૯ આ જગત્માં કોઇ ધનવંત છે તો કોઇને ખાવા પણ મળતું નથી. કોઈ નિરોગી છે તો કોઈ ભયાનક રોગો લઇનેજ જન્મે છે. વળી કોઇ જીવો પશુરૂપે અવતરેલા છે. આવી સૃષ્ટિ બનાવ-નાર ઇશ્વર પક્ષપાતી અને નિર્દય કાં ન કહેવાય? એવો ઘણા માણસોને આપણે તર્ક કરતા સાંભળીએ છીએ. ને આવા આવા તર્કોથી મનુષ્યોની ઇશ્વર ઉપર અશ્રદ્ધા પણ થતી જોવાય છે. પણ એનો જવાબ આ પ્રમાણે છે. જેમ એક કયારામાં એક ખૂણે શેરડીની આંખ, બીજે ખૂણે કેરીનો ગોટલો, ત્રીજે ખૂણે લીંબોળી ને ચોથે ખૂણે આંબલીઓ વાવ્યો હોય તો વૃષ્ટિ થતાં ચાર જૂદા જૂદા રસના છોડ ઉગવાના. શેરડી ગળી ગળી થવાની, આંબાની કેરીઓ પહેલી ખાટી થઇ પછી ગળી થવાની, લીમડો કડવો થવાનો ને આમલી ખાટી થવાની. જો કે વરસાદનું જળ, ખાતર ને હવામાન સૌને સમાન હોવા છતાં આટલો બધો પરિ-ણામમાં ભેદ શાથી થયો? એનું ઉત્તર એટલુંજ કે બીજમાં રહેલી સામગ્રીમાં તફાવત છે. ને તેને પરિણામે ફળમાં તફાવત છે. ઇશ્વ-રની સૃષ્ટિમાં પણ એમજ છે. જે જીવોનાં પૂર્વનાં જેવાં કર્મો હોય છે તે પ્રમાણે તે ધનવાન કે ગરીબ, તંદુરસ્ત કે રોગી અને

માનવ કે પશુપંખી થાય છે. એમાં ઇશ્વરને અન્યાયી પણ કહે-વાશે નહિ, તેમ નિર્દય પણ કહેવાશે નહિ.

૫૦ જો ઇશ્વર કર્મ પ્રમાણેજ ફળ આપશે તો તેમાં ઇશ્વરની સ્વતંત્રતા શી? એનું ઉત્તર એ છે કે અમુક રકમ આપવાની છે તે માટે એક રાજા પોતાના ખજાનચીને પૂછે છે કે ખજાનાની શિલિક કેટલી છે? હવે આટલું પૂછ્યા પછી વિચાર કરી રાજા વ્યવસ્થા કરે છે તો તે રાજાને તમે શું પરતંત્ર કહેશો કે? નહિજ. તેમ ઇશ્વર પણ પોતાના કર્મ નામના ખચાનચી પાસેથી હકીકત જાણી જીવોની વ્યવસ્થા કરે છે, એટલે તેને પરતંત્ર કહેવો મિથ્યા છે.

૫૧ જ્યાં લગી લોઢું પારસમણિનો સ્પર્શ કરી શક્યું નથી, ત્યાં લગી તેનામાં લોહભાવ રહે છે. પણ પારસનો સ્પર્શ થતા તે લોહભાવ ત્યજી દે છે. તેમજ જ્યાં લગી જીવ પરમાત્માનો સાક્ષાત્કાર કરવા ભાગ્યશાળી થયો નથી, ત્યાં લગીજ તેનામાં જીવભાવ-એટલે કે "હું" અને "મ્હારું" ભાવ રહે છે.

૫૨ ઇશ્વર સર્વ મનુષ્યમાં છે, પણ સર્વ મનુષ્યો ઇશ્વરમાં નથી. આજ કારણથી જીવો દુઃખ ભોગવે છે.

૫૩ જેવો લોહચુંબક અને લોઢાનો સંબંધ છે, તેવો ઇશ્વર અને જીવનો સંબંધ છે. આમ છતાં જીવો ઇશ્વિર તરફ તણાતાં શામાટે નથી? એનું કારણ સાંભળો. લોઢાનો કકડો જો કાદવમાં ખૂચી ગએલો હશે તો તેને લોહચુંબક આકર્ષી શકશે નહિ. જો એ લોહનો કકડો કાદવરહિત સ્વચ્છ થશે તો લોહચુંબક તરફ ખેંચાશે. જીવ પણ મોહજાળની ઉપાધિથી ખરડાએલો રહેશે તો તે ઇશ્વરભણી ખેંચાઈ સકવાનો નહિ. પોતાનાં શુભકર્મો ને શુભવિચારોથી જ્યારે તે મોહબંધનથી છૂટો થશે ત્યારે તેને પરમાત્માનું આકર્ષણ થવાનું.

૫૪ ગવર્નરની લેવીમાં જવું હોય તોપણ આપણે નિયમિત કરેલો અમુક પ્રકારનો સ્વચ્છ પોશાક પહેરવો જોઇએ છીએ, તે સિવાય લેવીમાં જઇ શકાતું નથી. તો ઇશ્વર જે મહાન રાજાધિરાજના રાજાધિરાજ છે, તેના દરબારમાં જવું હોય તો દુર્વાસનાથી ગંધાતું અંતઃકરણ લઇ શી રીતે જવાશે ? અંતઃકરણ અત્યંત સ્વચ્છ થયા સિવાય ઇશ્વરના દરબારમાં જવાની આશા રાખવી નકામી છે.

૫૫ દવાનું માત્ર નામ લીધા કરવાથી રોગ મટતો નથી. એ તો જ્યારે નિયમિત રીતે સેવાય છે ત્યારેજ રોગ મટે છે. તેમ કેવળ "બ્રહ્મ" "બ્રહ્મ" નો ઉચ્ચાર કરવાથી ભવભ્રમણનો વ્યાધિ મટતો નથી. ધનલાલસા, પુત્રલાલસા ને માનની લાલસાનો જ્યારે મનમાંથી સંપૂર્ણપણે ત્યાગ થશે ત્યારેજ ભવભ્રમણરૂપી રોગ શમશે.

૫૬ મનુષ્યને પરમાત્માનો સાક્ષાત્કાર થતો નથી તેનું કારણ એટલુંજ છે કે તેના અંતઃકરણમાં પરમાત્માનો સાક્ષાત્કાર કરવાની તીવ્ર ઉત્સુકતા ઉપજેલી નથી. જો તીવ્ર ઉત્સુકતા ઉપજી હોય તો સર્વ-વ્યાપક પરમાત્મા પ્રાપ્ત થાય નહિ, એમ માનવું નહિ.

૫૭ તમે અમદાવાદમાં છો, ને તમારે મુંબાઇ જવું છે. હવે જ્યાંલગી તમે અમદાવાદ છોડો નહિ, ત્યાંલગી તમે કોઇ દહાડો મુંબાઇ પહોંચવાના નહિ, એ ચોક્કસ વાત છે. એજ પ્રમાણે તમારે પરમાત્માના પ્રદેશમાં જવું હોય તો માયાના પ્રદેશને છોડવો જોઇએ.

૫૮ એક લોટામાં જ્યાં લગી હવા ભરેલી છે ત્યાંલગી તેમાં પાણી ભરી શકાશે નહિ. જ્યારે લોટામાંથી હવા બહાર નીકળશે ત્યારેજ તેમાં પાણી ભરાશે. એજ પ્રમાણે અંતઃકરણમાં પણ જ્યાં લગી સંસારી વિષયોની વાસના ભરી હશે ત્યાંલગી તેમાં પરમાત્માની

પ્રાપ્તિની વાસના ભરી શકાશે નહિ. જ્યારે અંતઃકરણમાંથી સાંસારિક વિષયોની વાસનાની પ્રીતિ મટશે ત્યારેજ તેમાં પરમાત્મા પ્રાપ્ત કરવાની પ્રીતિ ઉપજશે.

૫૯ પૃથ્વીમાં પાણી તો સર્વત્ર ભરેલું છે. પણ તે પાણી મેળવવામાટે કૂવો ખોદનારા જેમ ઉપરનું માટી અને પાષાણનું પડ તોડે છે, ત્યારેજ પાણી પ્રાપ્ત થાય છે, તેમ પરમાત્મા સર્વવ્યાપક હોવાથી આપણા અંતઃકરણમાં પણ વ્યાપેલા છે; પણ તે ઉપર જે જન્મોજન્મની વિષયવાસનાનું પડ જામી ગયેલું છે, તે જીવે પુરુષ પ્રયત્ન કરી તોડવાનું છે. જો એ પડ તૂટે તો પરમાત્માનો સાક્ષાત્કાર સહજ છે.

૬૦ અમને કામ કરવામાંથી વખત મળતો નથી, એવી વાત ન બોલો. કેમકે દિવસના કલાકો ૨૪ છે. તેમાંથી ૮ કલાક નિદ્રાના, ૩ કલાક તમારા ખાનપાનાદિ શરીર ધર્મોના, અને પાંચને બદલે ૮ કલાક નોકરી કે વેપારના બાદ કરશો; તોપણ બાકીના પાંચ કલાક ફાજલ રહેશે. મતલબ કે ખરેખરી તપાસ કરતાં રોજ તમે નકામો ઘણો સમય કાઢો છો એમ તમારીજ ખાત્રી થશે. માટે વખત નથી મળતો એવી વાત બોલોમાં. ભૂલોમાં કે

**સંપત ગઇ તે સાંપડે, ગયાં વળે છે વ્હાણ;**
**ગત અવસર આવે નહિ, ગયા ન આવે પ્રાણ.**

( ક. દ. ડા. )

૬૧ ધર્મકાર્ય તો કરવુંજ છે, પણ આજે આ કામ પૂરૂં કર્યા પછી કાલે કરીશ. એવો ખોટો મમત રાખો માં. કેમકે આવતી કાલ પણ પોતાની સાથે પોતાનાં કામ લઇને આવવાની છે. એટલે તમને કાલે ફૂરસદ મળશે એવી ખાત્રી શી ? માટેજ કહ્યું છે કેઃ—

**કાલ કરે સો આજ કર, આજ કર સો અબ્બ;**
**અવસર બિત્યો જાત હે, ફિર કરે તૂ કબ્બ ?**

૬૨ તમે ધર્મકાર્યને "કાલે કરીશ" "આ કામ પૂરૂં કરી રહ્યા પછી કરીશ." એમ આઘું આઘું લંબાવતા જાઓ છો, તો એનો અર્થ એટલોજ છે કે તમને તેના ઉપર પ્રીતિજ નથી. અરે ગમે તેટલાં કામોમાંથી બીડીઓના બંધાણીને બીડી પીવાનો વખત મળે છે ને દારૂડીઆઓને દારૂ પીવાનો વખત મળે છે, તો તમને ધર્મકાર્ય કરવાનો વખત ન મળે તેમ તે બને? હા, એ ઉપર તમારી પ્રીતિજ નથી. માટે તમે આઘું ઠેલ્યા જાઓ છો. પણ તમારાં કામ પૂરાં થયાં છે કે અધૂરાં રહ્યાં છે એ પૂછવા કાળ રોકાવાનો નથી. એ તો તમારો અચાનક તોટો પકડી ઉપાડી જવાનો. ત્યારે તમે કહેશો કેઃ-

**આયે થે હરિભજનકું, પીસન લગે કપાસ;**
**કાલ અચાનક લે ગયા, ધર્મ ન મેરી પાસ.**

૬૩ તમે પેલા રબારીના છોકરાના જેવા ડાહ્યા ન થાઓ. રબારીના એક છોકરાને એનાં માબાપે એ છોકરાની વહુનું આણું વાળવા-સારૂ સાસરે મોકલ્યો. છોકરો પોતાના સાસરામાં ગયો. પણ ત્યાં પોતાના ભાઇબંધો સાથે રમતો રમવામાં ને સારૂં સારૂં ખાવા-પીવાની મજામાં એવો તો તે લીન થઈ ગયો કે "હું આણું વાળવા આવ્યો છું" એ વાત કહેવીજ ભૂલી ગયો. ખાનપાનમાં ને રમતગમતમાં આઠદશ દહાડા ચાલ્યા ગયા. એટલે જરૂરનું કામ આવી પડતાં એનાં માબાપે પાછળ તેડવા માટે માણસ મોકલ્યું. ત્યારે સાસરેથી વિદાય થતી વખતે પેલે છોકરે પોતાના સસરાને કહ્યું કેઃ-"તમારી છોડીને મોકલો, હું આણું વાળવા

આવ્યો છું." સાસરે જવાબ આપ્યો કે:—"તો તમારે પહેલેથીજ કહેવું હતું ના? કે અમે લૂગડાં શીવડાવી સાસરવાસો તૈયાર કરત? હવે તો કશું તૈયાર નથી, માટે વળી પાછા ફરીવાર આવજો." આથી પેલો રબારીનો છોકરો વ્હીલે મ્હોંએ ઘેર ગયો. તેમ તમે પણ આ સંસારમાં શું કરવા આવ્યા છો એ વાત રબારીના છોકરાની પેઠે ભૂલી ગયા તો નથી કે?" ઠીક છે, ભૂલી ગયા હશો તોપણ આજે અમે સંભારીએ છીએ.

**ભૂલ્યા ત્યાંથી ફરી ગણો, જાગ્યા ત્યાંથી સવાર;**
**જો જન જાણે એટલું, તો પહોંચે ભવપાર.**

૬૪ "હું પ્રભુને શોધું છું, પણ પ્રભુ ક્યાંઇ મળતા નથી." એવું આપણે કોઇ કોઇને બોલતા સાંભળીએ છીએ. તેમને પૂછવાનું એટલુંજ કે:—"ભાઇ, તમે તમારા હૃદયને પૂછો કે તને તારાં બાઇડી છોકરાં ને દોલત વ્હાલી છે તેટલા પ્રભુ વહાલા છે? પ્રભુને માટે તું સર્વસ્વ આપવા તૈયાર છે?" જો જવાબ નકારનો છે તો સમજો કે વહાલા નથી ને પ્રભુની સાથેના પ્રેમભાવમાં કપટ છે તો તે તમને શી રીતે મળશે? તમે પ્રીતિની રીતિ જાણો છો?

**જળ—પયસરિસ બિકાય, દેખો પ્રીતકી રીત ભલી;**
**બિલગ હોઇ રસ જાય, કપટ ખટાઇ જળ પરહી.**

દૂધમાં પાણી નાંખ્યું હોય તો તે પાણી પણ દૂધને ભાવે વેચાવાનું, એ પ્રીતિની રીતિનો મહિમા છે. પણ તેમાં જ્યારે કપટરૂપી ખટાશ પડે છે; ત્યારે તેઓ અળગાં પડી જાય છે અને સ્વાદ બગડી જાય છે. એજ પ્રમાણે પ્રભુ ઉપરના પ્રેમભાવમાં કપટભાવ ન જોઇએ.

૬૫ તમારી ઘડિયાળને જેમ તમે રોજ ચાવી આપો છો, તમારા શરીરને તમે જેમ રોજ નાહી સ્વચ્છ કરો છો, તમારા ઘરને તમે જેમ રોજ વાળીઝાડી સાફ કરાવો છો, તેમ તમારા અંતઃકરણને પણ તમારે રોજ પવિત્ર વિચારોવડે સાફ કરવાનું છે. તમે તમારી આસપાસ જે કુટુંબ કબીલો કે ધનમાલ જુઓ છો, તેમાંનું કાંઇ-પણ તમારી સાથે આવવાનું નથી. પરંતુ બધું અહીં રહેવાનું છે. ને માત્ર તમે કરેલાં પાપપુણ્યોજ તમારી સાથે રહેવાનાં છે. એ વિચારે રોજ તમારા મનને પવિત્ર કરતા રહો. કહ્યું છે કેઃ—

**નારાયણ તું આપકા, ઘરકું પ્રથમ બુહાવ;[1]**
**જો ચાહે તો ઓરકા, ઘરકું પછી નિહાલ.**

નારાયણ નામના હે માનવ! તું પહેલાં તારા ઘરને વાળી ઝાડી સાફ કર. બીજાનું ઘર સાફ છે કે નહિ, તે તું પછીથી જોજે. "ફલાણો આવો છે ને ફલાણો તેવો છે" એવી ચીવટ પછી કરજે. પહેલાં તો તું પોતે સુધર.

૬૬ તમારાથી પુણ્ય ન થાય તો કશી ચિંતા નહિ, પણ પાપ તો નજ કરજો. વળી તમારાથી ધર્મદાન ન થાય તોપણ કશી હરકત નહિ; પણ તમે અધર્મ કરી કોઇનું પડાવી ન લેજો. કહ્યું છે કેઃ—

**પીપા પાપ ન કીજીએ, તો પુણ્ય કિયા સોવાર;**
**જો ના લિયો કાહુકો, તો દાન દિયો દશબાર.**

અરે પીપાભક્ત! પાપ ન કરાય તો સોવાર પુણ્ય કર્યું માનજે અને કોઇનું લઇ ન લીધું તો દશવાર દાન કર્યું છે એમ માનજે.

૬૭ અંતઃકરણ એ કાચી કેરીના કકડાઓના જેવું છે. તેને તમે જેવો પાસ લગાડો તેવો લાગશે. કાચી કેરીની એ ચીરોને તમે મીઠામાં

૧ સ્વચ્છ કર.

રાખશો તો તેનાપર મીઠું ચડી જશે; ને જો તમે ચાસણીમાં બોળી રાખશો તો તેમાં ગળપણ ચડશે ને મુરબ્બો થશે. એવીજ રીતે અંતઃકરણને પણ તમે નઠારા વિચારોમાં મૂકશો તો તે નઠારૂં બની જશે. ને પવિત્ર વિચારોમાં જોડશો તો તે પવિત્ર બની જશે. હવે તમારે પોતાને નઠારા વિચારો કરી કરી રાક્ષસ જેવા બનવું છે કે સારા વિચારો કરી કરીને દેવજેવા પવિત્ર બનવું છે તે વિચારી જોશો.

૬૮ અંતઃકરણને સારો રંગ ચડે તે માટે એક કવિએ ગાયું છે કેઃ–

**રંગ આપને અતિ ઘણો, રંગરેજ મતિધામ!**
**કોણ રંગ દે હૃદયને, તુમ બિન સુંદરશ્યામ!**

હે બુદ્ધિના ધામ જેવા રંગરેજ પ્રભુ! આપને અત્યંત શાબાસી ઘટે છે. કેમકે આપના વિના હે સુંદરશ્યામ! અમારી બુદ્ધિને તથા અમારાં હૃદયને સારા રંગ કોણ ચડાવે?

૬૯ દુનિયા વિચિત્ર છે. તેમાં ભિન્ન ભિન્ન સ્વભાવનાં સારાં ને નઠારાં અનેક મનુષ્યો ભરેલાં છે. તેની ટીકામાં તમે સમય કાં બગાડો? તમે તો તમારા હૃદયને એટલું ઉંચું ચડાવો કે જગતના પ્રદેશ તેની નીચેજ રહી જાય. દુનિયામાં નઠારૂં ઝાઝું છે ને સારૂં થોડું છે. એ ભૂલવું નહિ. કવિ નરહર કહે છે કેઃ–

**સરસર હંસ ન હોય, બાજ ગજરાજ ન ઘરઘર,**
**તનતન સુમતિ ન હોય, મોતી જલબુંદ ન ઘનઘન;**
**તરૂતરૂ સુફલ ન હોય, નારી પતિવ્રતા ન ઘરઘર.**
**ફનફન મનિ ન હોત, મલે મલિઆ નહિ બનબન,**
**ઘરઘર હોત ન શૂરનર, નરનર હોત ન ભક્તવર;**
**નરહર કવિ સુકવિત કવે, સબે હોત નહિ એકસમ.**

દરેક સરોવરમાં હંસો હોતા નથી. દરેક ઘેર હાથી ઝૂલતા હોતા નથી. દરેક મનુષ્યમાં સન્મતિ હોતી નથી. પ્રત્યેક મેઘમાં સ્વાતિનાં મોતી પાકે તેવાં જળબિંદુ હોતાં નથી. દરેક વૃક્ષમાં સારાં ફળો હોતાં નથી, દરેક ઘેર પતિવ્રતા સ્ત્રીઓ હોતી નથી. દરેક સર્પમાં મણિ હોતો નથી. દરેક વનમાં ચંદનનાં ઝાડ હોતાં નથી. દરેક ઘરમાં શૂરવીર હોતો નથી, ને દરેક પુરુષ ભક્તિમણિ હોતો નથી. મતલબ કે નરહરિ કવિ કહે છે કે સંસારમાં વૈચિત્ર્યજ ભરેલું છે; સરખાપણું તો ક્વચિતજ જોવાય છે.

૭૦ લોકો લાંબું આવરદા માગે છે ખરા, પરંતુ આજલગીની આવરદામાં એમણે શું ઉકાળ્યું? એનો વિચાર કોઇ કરતું નથી. જે માટે સંસારમાં તમે આવ્યા તે કામ જો તમે કરી શક્યા નહિ, તો સંસારમાં લાંબું જીવો તોપણ નકામું છે. તે માટે તમે જીવતાં છતાં જીવન્મૃત થવા યત્ન કરો. એક ભક્ત બીજા ભક્તને કહેછે કે:—

**તુજને પૂછું હે સખા! જીવત કયું ન મરાય?**
**જો મૂવા પિછે મીલે, સો જીવત કયું ન પમાય?**

હે મિત્ર! જીવતાં શી રીતે મરાય? એ હું તને પૂછું છુ. વળી જે મૂવા પછી આનંદ મળવાનો છે તે જીવતાં કેમ ન મેળવાય? તે પણ હું તને પૂછું છું.

૭૧ ચિત્તની સ્થિરતા અત્યંત ધન મળવાથી કે મહારાજ્ય મળવાથી થશે એમ માનશોમાં. લક્ષ્યાધિપતિઓના હૃદયમાં કેટલી જ્વાળાઓ ભરેલી છે તે તેઓજ જાણે છે. અને મહારાજ્ય પાછળ કેટલું દુઃખ છે એ વાત રૂશિયાના ઝારને હમણાં ગોળીબારે મરણ શરણ થવું પડયું, એ વાતથી આખું જગત જાણે છે. મતલબ કે

બહારનાં સાધનો મળવાથી ચિત્તને સ્થિરતા કે આનંદ થવાનો નથી. ચિત્તની સ્થિરતા તો માત્ર સુવિચારો એટલે કે શુભ જ્ઞાનથી જ થવાની છે. માટે તમે ધન ન માગો પણ સુવિચારોને માગો— સુબુદ્ધિને માગો. જો તમને સુબુદ્ધિ મળી તો એ સુખની આગળ ઇંદ્રનું ઇંદ્રાસન પણ તુચ્છ છે; કહ્યું કે:—

**તીન ટૂક કૌપિનકે, ભાજી મિલે બિન લોન;**
**નિજાનંદમેં મસ્ત હે, ઇંદ્ર બાપુરો કૌન.**

જે માણસ નિજાનંદમાં મસ્ત છે તેના સુખ પાસે બિચારો ઇંદ્ર પણ શા લેખામાં છે ? ભલેને એ નિજાનંદવાળાને મળેલી કોપિન (લંગોટી) પણ ત્રણ કકડા વાળી હોય ને ખાવા મળેલી ભાજી પણ મીઠા વિનાની હોય.

૭૨ તમે સંસારી છો, અને સંસાર પ્રતિકૂળતાથી ભરેલો છે. સંસારમાં કોઈ ધંધો કે કોઇ નોકરી એવી નથી કે જેમાં પ્રતિકૂળતા ન હોય. હવે જ્યારે પ્રતિકૂળતા તો આવવાની એ ચોક્કસ છે ત્યારે તેનો ઉપાય શો? ઉપાય એટલોજ કે એવે પ્રસંગે ચિત્તને શાંત રાખવાનો તમે મહાવરો પાડો—સહનશીલ બનો—જો આમ કરશો તો તમને દુઃખ ઓછું લાગશે ને સારો ઉપાય સૂઝશે. તમે આ કહેવત તો સાંભળી હશે કે: “ઉતાવળા સો બહાવરા, ધીરા સો ગંભીર.”

૭૩ સહનશીલતા તમને બધા પ્રસંગોમાં લાભપ્રદ છે. કોઇએ તમારે માટે અયોગ્ય શબ્દો કહ્યા તો તેમાં તમારે શા માટે માઠું લગાડવું ? જેનામાં જેટલી બુદ્ધિ હોય તેટલું તે સમજી શકે ને તેવું તે બોલી શકે.

**જાકી જૈસી બુદ્ધિ હે વૈસા કહે બનાય;**
**વાકો બુરો ન માનીએ લેને કહાંસે જાય?**

૭૪ જેમ તમે આંધળાં ને બ્હેરાં ઉપર દયા રાખો છો તેમ ઓછી બુદ્ધિવાળાં ઉપર પણ કૃપાદૃષ્ટિએ જોતાં શીખો.

૭૫ જે પોતાના આત્માના કલ્યાણનો વિચાર કરતો નથી, પણ સદા દેહના પોષણનો અને દૈહિક સુખનાં સાધનો મેળવવાનો જ પ્રયત્ન કરે છે તે માણસને કેવો સમજવો? અમે કહીએ છીએ કે, એ માણસને મરણપથારીએ અસાધ્યરોગે મરવા પડેલા अ નામના શેઠીઆના જેવો ડાહ્યો (મૂર્ખ સમજવો. એ अ શેઠ ક્ષય રોગે મરવા પડેલા હતા, પણ મરણ થાય ત્યારપહેલાં તો પોતાના બંગલાને સમરાવવાનું કામ ચલાવતા હતા. એ પોતે મનમાં તો ચોક્કસ સમજતા હતા, કે એ બંગલામાં મારે હવે રહેવાનું તો નથીજ. બંગલો છોડીને કોઈ અજાણ્યા પ્રદેશમાં જલ્દી વિદાય તો થવાનું છે. એજ પ્રમાણે આ શરીર આપણી પાસેથી પાંચે પંદરે રજા માગવાનું છે એ તો ચોક્કસ છે; તેમજ સગાંવહાલાંને પણ પડયાં મુકીને જવું છે એ વાર્તા પણ ચોક્કસ છે; તો પછી સતત તેમાંજ વળગ્યાં રહેવું ને આત્મકલ્યાણનો વિચાર પણ ન કરવો એ ગાંડાઇનુંજ લક્ષણ છે.

૭૬ જેમ એક ગામ છોડીને ગયા વિના બીજું ગામ આવતું નથી, તેમ મનમાંથી પણ સાંસારિક વિચારોને છોડયા વિના પારમાર્થિક વિચારો ઉપજતા નથી. માટે ઓ સુભાગી જીવ! તને જે પળોનો સમય મળ્યો છે તેમાં બ્રહ્મ ધ્યાન કર. ને તારા જીવનની સાર્થકતા કરી લે.

૭૭ સત્યશાસ્ત્રો તથા મહાપુરૂષો તમને ભગવાં કરવાની શીખામણ આપતા નથી. તેમ માતાપિતા કે સ્ત્રી પુત્રાદિને રખડાવી બાવા બનવાનું પણ કહેતા નથી. માત્ર તમારા મનને સંસારમાંજ રચ્યું

પચ્યું ન રાખો તેને તમે પરમાત્માની અભિમુખ કરવા યત્ન કરો એમ સમજાવે છે. સંસારના પદાર્થોમાં અત્યંત આસક્તિ થવાથી અંતઃકરણ જાડું થઇ જાય છે. માટે સાંસારિક વિષયોની ક્ષણભંગુરતાનો વિચાર કરીને તેમજ સંસારીજનોની સ્વાર્થપરાયણતાનો વિચાર કરીને તેમાંથી અહંતા મમતાનો દિનપરદિન થોડે થોડે ત્યાગ કરવા અભ્યાસ કરો.

૭૮ "આ મારૂં છે," "આ મારૂં છે," એમ મારૂં મારૂં કરી વળગી રહેવાથી મરણ વખતે કેટલો પસ્તાવો થાય છે તે માટે મહાકવિ સુરદાસ નીચે પ્રમાણે ગાય છેઃ—

**કોઉ મેરે કામ ન આયો, શ્રીહરિબિના કોઉ મેરે કામ ન આયો. ટેક.**

**કુંચન કલસ ચિત્ર બિચિત્ર, રચી રચી ભવન બનાયો;**
**તામેં તો તત્ક્ષણ ગ્રહી કાઢયો, પલ એક રેન ન પાયો...શ્રીહરિ.**
**સલુની કહે મેં સંગ ચલુંગી, ધૂત ધૂત ધન ખાયો;**
**અંત સમે છૂપી ધરાભિતર, ડગ એકુ ન પહોંચાયો...શ્રીહરિ.**
**સો સુકૃત કર સુત એક જાયો, બ્હોતહી લાડ લઠાયો;**
**કાઢ લિયો તીને કટિકો ધાગો, અગનસેં બદન જલાયો...શ્રીહરિ.**
**આ જૂઠી માયાકે લીને, રતન સમ જનમ ગમાયો;**
**ન લિયો નામ રહ્યો મન ધોખો, સુરદાસ પસતાયો...શ્રીહરિ.**

ભાવાર્થઃ—"શ્રીહરિ વિના બીજું કોઇ મ્હારે કામ આવ્યું નહિ. સોનેરી કલસો મૂકી મ્હેં સુંદર મકાન ચણાવ્યું હતું તેમાંથી પણ મ્હને તરત બહાર કાઢયો; ને એક પળ પણ રહેવા દીધો નહિ. મ્હારી પત્ની કહેતી કેઃ "હું તમારી સાથે આવીશ." આવાં વચનો બોલી ધૂતી ધૂતી એ મ્હારું બધું ધન ખાઇ ગઈ, પરંતુ

આખર વખતે એ પણ ઘરમાં છૂપાઈ બેઠી; ને એક ડગલું પણ સાથે ન આવી. વળી મ્હેં સેંકડો ધર્મદાનો તથા તીર્થયાત્રાઓ કરી એક પુત્ર મેળવ્યો હતો. ને કરોડો લાડે એને ઉછેર્યો હતો. એણેજ આખર સમયે મ્હારી કેડે રહેલો ધાગો (ચીંથરાનો ટૂકડો) ખેંચી લીધો; ને મ્હારા મ્હોંમાં અગ્નિ મૂક્યો! અરે રામ! આ જૂઠી માયાસારૂ મ્હેં મ્હારો રત્ન જેવો જન્મ ગુમાવ્યો; ને પ્રભુનું ધ્યાનકીર્તન કર્યું નહિ. એ મ્હને મહાખેદ ઉપજાવે છે. ને પસ્તાવો કરાવે છે."

હે સુભાગી જીવ! મહાકવિનાં આ વચનો કેટલાં સાચાં ને અસરકારક છે તે વારંવાર સંભાર્યા કર.

૭૯ જે શ્વાસ જાય છે તે ફરી મળવાનો નથી. જે પળ, ઘડી, સેકંડ, મિનિટ કે કલાક અત્યારે ચાલે છે તે ફરી આવશે એમ ધારશો માં. આ જીવન એ વીજળીના ઝબકારા જેવું છે. ને તેમાં સુકૃત કરી જીવન સાફલ્ય કરવાનું છે એ વિષે એક હિંદી કવિ કહેછે કે:—

**એક શ્વાસ ખાલી મત ખોહુ હરિનામ બિન,**
**કિચર કલંક અંગ ધોયલે તો ધોયલે;**
**ઉર અંધિયારી પાય હિયમેં ન સૂઝે પંથ,**
**ગ્યાનકી ચિરાકે ચિત જોયલે તો જોયલે;**
**માનવકો જન્મ ફિર એસો ના મિલેગો મૂઢ,**
**પરમ પ્રભુસેં પ્યારો હોય લેતો હોય લે;**
**છિનભંગ દેહ તા મેં જનમ સુધારિબો હે,**
**બિજજુકી ઝમાકે મોતી પોય લે તો પોય લે.**

ભાવાર્થઃ—ત્હારો એક પણ શ્વાસોચ્છ્વાસ હરિનામના સ્મરણ

વિના ખોઈશ માં; ઇશ્વર સ્મરણે ત્હારાં કિચ્ચડરૂપ કલ્મષોથી કલંકિત થયેલાં અંગો ધોઇ લે. તારા હૃદય ઉપર અજ્ઞાનાંધકારનું આવરણ આવેલું છે, તેથી સવળો રસ્તો તને સૂઝતો નથી; તો જ્ઞાનના પ્રકાશથી તારૂં વાસ્તવિક સ્વરૂપ જોઈ લે. હે મૂઢ! તને ફરી ફરી માનવનો જન્મ મળવાનો નથી; તો પરમપ્રભુને પ્યારો બની જા. આ ક્ષણભંગુર શરીર છે, તેમાં જીવન સફળ કરવાનું છે તો એ વિદ્યુતના ઝબકારામાં મોતી પરોવવાની તક મળી છે તે તક સાધી લે, સાધી લે.

૮૦ સોયની અણીવડે કમળના પાંદડાંને વીંધવામાં જેટલી વાર લાગે તથા જેટલો શ્રમ પડે તેટલો શ્રમ ને તેટલીવાર મોક્ષ મેળવવામાં છે. મતલબ કે સાચી સમજણની જરૂર છે ને તે એટલીજ કે તમારા અંતઃકરણરૂપ અરીસાને જગત્ ભણી ફેરવી બ્રહ્મભણી ધરો. કહેવાનું કે તમે અંતઃકરણમાં "આ શરીર તે હું" "આ ઇંદ્રિયો તે હું," આ મન તે હું" એવાં પ્રતિબિંબો પાડયાં તે હવે ન પાડતાં "આ બ્રહ્મ તે હું" એ પ્રતિબિંબ સતત પાડો, એટલે તમે મુક્તજ છો.

૮૧ બંધ અને મોક્ષ તેમજ દુઃખ અને સુખ એ માત્ર મનનાજ ધર્મો છે. માટે મનને દુઃખ અને મમતાથી મોકળું રાખો એટલે તમે આનંદમાં અને મોક્ષમાંજ છો.

૮૨ ઘણાં માણસો અમને "મોક્ષ આપો" એમ કહે છે; પણ તેમાં તેમને શું જોઇએ છીએ તે સમજ નથી. એમાં આપવાનું કશું છેજ નહિ. મૂકવાનું છે. તમારાં ધનધાન્યાદિ ઉપરથી અંતઃકરણનો રાગ મૂકો. ઇંદ્રિયો, અંતઃકરણ અને ત્રણે શરીરો ઉપરથી અંતઃકરણનો રાગ મૂકો, એટલે તમે મોક્ષ પામ્યા. એમાં આપવાનું

છેજ ક્યાં? મૂકવાનું છે. ને એ મૂકો એટલે મોક્ષ.

૮૩ દીર્ઘકાળના અભ્યાસને બળે જીવોને દુઃખદાયી વિષયો એવા પ્રિય થઈ પડ્યા છે કે તે છોડતા નથી. એ વિષયો ભવભ્રમણ કરનારા છે એમ સમજાયા છતાં અફીણના બંધાણીથી જેમ અફીણ છોડાતું નથી તેમ છોડાતા નથી. એક મહાત્માએ એક જિજ્ઞાસુને પૂછ્યું કેઃ "માગ તારે શું જોઇએ છીએ?"

જિજ્ઞાસુઃ—"મહાત્મન્! મ્હને પ્રભુ આપો."

મહાત્માઃ—"તો ચાલ સ્વર્ગમાં; પણ યાદ રાખજે હો કે ત્યાં સ્ત્રી, પુત્ર, ધન, એમાંનું કશું નથી; એકલા પ્રભુ છે. ચાલ ત્હારે આવવું છે?"

જિજ્ઞાસુઃ—"ના મહાત્મન્! તો મને ત્યાં ગમશે નહિ. એટલે મારે આવવું નથી."

૮૪ પ્રભુને પામવાની પણ ખેવના જોઇએ છીએ. ખેવના વિના કશું મળતું નથી. આ વિષે એક વાત પ્રચલિત છે કે નારદજી એકવાર રસ્તે ચાલ્યા જતા હતા, તેમણે ઉકરડે વિષ્ટા ખાતી એક ભૂંડણી જોઇ. એની આ અધમસ્થિતિ ઉપર નારદને દયા આવી. ને તેઓ ભૂંડણી ભણી જોઇને બોલ્યાઃ

નારદઃ—"ઓ ભૂંડણી! તું અહીંઆં દુઃખી થાય છે. ને તારૂં દુઃખ જોઈ મને દયા આવે છે, ત્હારે સ્વર્ગમાં આવવું છે?"

ભૂંડણીઃ—"હા મહાત્મન્! ભલે આવું, પણ મને એક વાત પૂછું તે કહો."

નારદઃ—"ભલે પૂછ."

ભૂડણીઃ—"સ્વર્ગમાં મને ખાવાને વિષ્ટા તથા ફરવાને વાસ્તે ઉકરડા મળશે ના?"

નારદઃ—" ના. "

ભૂંડણીઃ—" તો તમારૂં સ્વર્ગ પડ્યું રહ્યું. મારે ત્યાં નથી આવવું. "

વિષયવાસનામાં મચી રહેલા જીવો પણ આ ભૂંડણીના જેવા સ્વભાવના છે. વિષયનાં દુઃખો અનુભવ્યાં છતાં તેઓ વિષયમાંજ પ્રીતિવાળા છે. ને એ વિષયો પોતાને ન મળે તો રહી શકે નહિ એવા છે. એવા માણસો તો ભવભ્રમણ માટેજ સમજી લેવા.

૮૩ હર્ષ અને શોક એ માલિકપણાનું અભિમાન રાખનારને થાય છે. જેને માલિકપણાનું અભિમાન નહિ; તેને હર્ષશોક શેનો ? આ ઉપર એક વાર્ત્તા સાંભળી છે ને તે એ કેઃ—" કોઇ ચોરો એક ખેડુતની કોઢમાં બળદ ચોરવા ગયા ને તેણે બળદને પૂછ્યુંઃ— " અલ્યા બળદ ! તને લઇ જઇએ ? "

દૈવયોગે બળદને વાચા થઇ ને તે બોલ્યોઃ—ભલે લઇ જાઓ કે ન લઈ જાઓ, તેમાં મને લાભહાનિ શી છે ? મને તમે લઇ જશો તોપણ ખડપાણી આપશો અને મજુરી કરાવશો, ને અહીં રહું તોપણ મજુરી કરી ખડપાણી મેળવવાં છે. એટલે મારે તો જ્યાં હોઉં ત્યાં સરખુંજ છે." તાત્પર્ય કે માલિકપણાના અભિમાન પાછળ દુ.ખની પરંપરા રહેલી છે. માલિકપણાનું અભિમાન છોડો કે દુઃખો દૂર સમજો.

૮૪ વર્ષો તો પાણીના પ્રવાહની પેઠે ઝપાટાથી ચાલ્યાં જાય છે; ને તમે તમારા અંતઃકરણમાં હજુ કશો સુધારો કર્યો નથી. એ ધ્યાનમાં રાખો. તમે તમારી અક્કલ તો બહુ છે એમ માનો છો; પણ જ્યાંલગી પરલોકની કશી કમાણી કરી નથી; ત્યાંલગી મધ્ય-રાત્રિ વિતી ગયા પછી પણ ગણેશના વેશમાં મગ્ન થયેલા ભવા-

યાને ઉદ્દેશીને કાન કવિએ કહેલું કવિત તમને પણ લાગુ છે.

**અકલ વિચારો આપકી, ગઇ આધેરી રાત,**
**અજહુ[1] બેશ ગનેશકા, કહાં ખેલનકી બાત;**
**કહાં ખેલનકી બાત, અજહુ જૂઠન[2] નહિ આયા,**
**કહાં ઝંદા મનિહાર,[3] રામદે રંગ સવાયા;**
**કથે સુકવિયાં કાન, દિનકર[4] ભયો ઉજેરો,**
**ગઇ આધેરી રાત, આપકી અકલ બિચારો.**

અરે વેશધારીઓ! તમારી અક્કલનો વિચાર કરો. અર્ધી રાત્રિ તો ચાલી ગઇ છતાં હજુ ગણેશનો વેશ છે ત્યાં બીજા ખેલોની વાત ક્યાં કરવી? હજુ જુઠણ આવ્યો નથી. ઝંદો અને મણિયારનો વેશ આવ્યો નથી. અને રામદેવે આવી રમતનો સવાયો રંગ ચડાવ્યો નથી. કાન કવિ કહે છે કે સૂર્ય ઉગવાનો ને પ્રકાશ થવાનો સમય નજીકમાં છે, છતાં તમે તો હજુ ગણેશને વેશેજ-મંગળાચરણમાંજ રમો છો. ને કશુંજ કર્યું નથી. તે તમારી અક્કલનો વિચાર કરો.

પ્રિય ભાઇઓ! તમે પરલોકયાત્રામાટે કેટલી સામગ્રી એકત્ર કરી છે? જો કશી સામગ્રી કરી ન હોય ને ગણેશનાજ વેશમાં હો, તો હવે વેશ બદલી નવો વેશ ચડાવો.

૮૫ એ નવો વેશ શેનો તે સમજ્યા? શરીરભાવના છોડી બ્રહ્મભાવના ધારણ કરવી ને શરીર એ હું છું એવો ભાવ ધારશો એટલે શરીરનાં લગતાં દુઃખનાં વૃંદો તમને આવી વળગવાનાં. પણ તમે ત્રણે શરીરથી પર થયા અને બ્રહ્મભાવ ધારણ કર્યો કે આધિભૌતિક, આધિદૈવિક ને આધ્યાત્મિક દુઃખો ચટોચટ તમારાથી નોખાં પડવાનાં.

---

૧ હજુ. ૨ જૂઠણ. ૩ મણિઆર. ૪ સૂર્ય.

૮૬ સુધરવાના રસ્તા બે છે. ૧ વિવેકવિચારથી ૨ ઠોકરો ખાઇ પસ્તાવાથી–તેમાં જે વિવેક વિચારે સારાસારનો ભેદ સમજી સુધરે છે તે હેરાન થતો નથી. પણ જે ઠોકરો ખાઇ, પસ્તાઇ પછી સુધરે છે તેને અપાર પીડા થાય છે. માટે તમને પહેલે રસ્તે સુધરવાની અમારી ભલામણ છે.

૮૭ **"अहं ब्रह्मास्मि," "तत्वमसि," "प्रज्ञानं ब्रह्म"** અને **"अयमात्मा ब्रह्म"** એ ચાર વેદનાં ચાર મહાવાક્યો છે. અને "હું બ્રહ્મ છું" "તે બ્રહ્મ તું છે." "પ્રજ્ઞાન બ્રહ્મ છે" ને "આ આત્મા બ્રહ્મ છે" એવો એનો અર્થ છે. મતલબ કે પરબ્રહ્મ જેમ સત્‌રૂપ, ચિત્‌રૂપ અને આનંદરૂપ છે. તેમ આપણા જીવમાં રહેલું છે બ્રહ્મસ્વરૂપ સત્, ચિતને આનંદરૂપ છે.

૮૮ એ બ્રહ્મ અવિકારી, નિર્લેપ નિસ્સંગ ને અખંડ છે. એને સુખ દુઃખ કે પાપપુણ્યનો સ્પર્શ થાય તેમ નથી. વળી એ ત્રિકાલાબાધ્ય એટલે કાળમાં અખંડપણે રહેવાનું છે.

૮૯ બ્રહ્મ આનંદરૂપ છે તે જીવ પણ બ્રહ્મરૂપ છે. છતાં જીવ દુઃખી કેમ લાગે છે? એ પ્રશ્ન ચારેબાજુથી પૂછાતો જોવાય છે. એનું કારણ આ છેઃ "હું બ્રહ્મરૂપ છું" એ વાત જીવ ભૂલી જાય છે. ને જીવભાવ ધારણ કરી લે છે. તેને લીધે "મારૂં નામ **અ** છે. મારો રંગ કાળો છે. હું આંખે બાડો છું, હું જાતનો વાણીઓ છું. હું નિર્ધન છું.

"સ્ત્રી મરી જવાથી હું મહાદુઃખી છું." "છોકરો ઉદ્ધત નીવડવાથી હું હેરાન છું." મારી છોડી બાલ વિધવા થવાથી મારૂં દુઃખ વર્ણવ્યું જાય તેમ નથી." મારો શત્રુ **બ** છે ને તેણે મને લુચ્ચો ને હરામખોર કહી ભરબજારમાં અપમાનિત

કરેલો છે.” આવાં આવાં અનેક દુઃખોનો તે પોતાનામાં આરોપ કરી લે છે. વાણીઆની જાતિ એ શરીરનો ધર્મ છે, તેમ જ આંખ બાડી હોય કે રંગ શામળો હોય તો તે પણ શરીરના ધર્મો છે, છતાં જીવ પોતાનો બ્રહ્મભાવ ભૂલી જઈ શરીરના ધર્મો પોતાનામાં કલ્પી લઇ દુઃખ વહોરે છે. વળી સ્ત્રી, પુત્ર, પુત્રી, ધન એ-નો તો માત્ર જીવે મમતાનો ભાવજ ધારણ કરેલો છે. ને મારાપણાને લીધે છોકરી વિધવા થતાં પોતાને દુઃખ થયું માને છે. આત્મા તો એ સૌથી નોંખોજ છે. એનો શત્રુ પણ નથી ને મિત્ર પણ નથી. એને સ્ત્રી પણ નથી ને પુત્ર-પુત્રી પણ નથી, એમ સમજવાથી બધાં દુઃખોનો અંત આવશે.

૯૦ તમને કોઇ “મર” એમ કહે તો માઠું લાગે છે કે? હા, લાગતુંજ હશે! તો સાંભળો અમે કહીએ છીએ કે માણસોને જીવતાં તો નથી આવડતું, પરંતુ મરતાં પણ આવડતું નથી. અંતરમાં રહેલી અહંપદવીને મમત્વની વાસનાઓને મારવી એનું જ નામ સાચું મરણ છે. તમે તુંબડાને જોયું છે. એ તુંબડું અંદર લીલું હોય છે. ત્યાં લગી પાણીમાં તરી શકતું નથી, પણ એનો અંદરનો ભાગ સુકાઇ જાય છે ત્યારે તે પાણીમાં તરે છે. તેજ રીતે જ્યાં લગી મનુષ્યની અંદર સ્ત્રીવાસના, ધનવાસના, પુત્રવાસના કે કીર્તિવાસના રહેલી છે, ત્યાં લગી જ લીલા તુંબડા જેવો છે. એ તમામ વાસનાઓ ગઈ કે તેને મરજીવો-જીવન્મુક્ત સમજવો. વાસનાને મારનારોજ અમર છે. એજ **मर्त्योऽमृतो भवति.** વાસનાને મારી સતત આત્માનું સંધાન રાખવું એનું જ નામ ખરૂં જીવતાં આવડયું છે. કબીર કહી ગયા છે કે—

**મરન મરન સબકો કહે, બહુરી મરન ન હોય;**
**કબીર મરન ઐસા કરો, બહુરી મરન ન હોય.**

"મરણ થયું," "મરણ થયું," એમ તો સર્વે કહે છે પણ તે સ્થળે વાસ્તવિક મરણ થયું હોતું નથી. માટે મરણ તો એવું કરો કે ફરી કદિ મરણ પામવાપણું રહેજ નહિ.

૭૧ જ્ઞાની ને અજ્ઞાનીમાં ફેર શો ? એ જોવામાં ઘણા માણસો મુંઝાય છે. જ્ઞાની હોય તો એ ગૃહસ્થાશ્રમમાં શા માટે રહે ? જ્ઞાની હોય તો એ નોકરી શા માટે કરે ? જ્ઞાની હોય તો ફલાણા માણસપર લેણામાટે ફરિયાદી શા માટે કરે ? આવા આવા વિચારોથી મનુષ્યો ભ્રમણામાં પડે છે, પણ એમને કહેવાનું એટલું જ કે હૃદયમાંથી જીવભાવ દુર કરી બ્રહ્મભાવ સ્થાપિત કરવાથી કાંઇ બે હાથના ચાર હાથ થતા નથી. તેમ કપાળમાં ત્રીજું લોચન આવતું નથી. માત્ર એને સંસારના વ્યવહારો કર્યાં છતાં તેના ધક્કા ઉંડાણ લગી પહોંચતા નથી. શરીર છે ત્યાં લગી તેના વ્યવહારો તો રહેવાનાજ. પણ એ વ્યવહારોમાં સુખદુ:ખને આધીન બનવું એજ જ્ઞાનીનું લક્ષણ છે. અજ્ઞાની મનુષ્યો સાધારણ પ્રસંગમાં પણ છણછણી પડે છે, ત્યારે જ્ઞાની મનુષ્ય મહાન વિપત્તિઓનાં પ્રસંગમાં પણ સરોવર જેવો શાંત રહે છે. એ વિષે એક કવિ નીચે પ્રમાણે લખે છે:—

**મુખ નેન અરૂ નાસિકા, સબહિકો એક ઠોર;**
**કહીબો, સુનબો, બોલબો, ચતુરનકો કછુ ઓર.**

મુખ, નેત્ર ને નાકતો સૌનાં જ્યાં હોય છે ત્યાંજ હોય છે, પણ એનો ઉપયોગ કરવો એમાંજ તફાવત છે. જ્ઞાની કે ચતુરનું કહેવું, સાંભળવું ને જોવું એ કાંઇક જૂદા પ્રકારનું છે ને અજ્ઞાની કે મૂર્ખનું પણ જૂદા પ્રકારનું છે.

૯૨ જો સમજીને જ્ઞાનનું એક પણ પુસ્તક અથવા એક પણ પાનું વંચાય તો તેથી પણ સંસારમાંથી તરી જવાય તેમ છે. તેમ ન કરતાં શાસ્ત્રો ને શાસ્ત્રોને ગ્રંથોના ગ્રંથો વાંચ્યા તો તે પણ નિષ્ફળ છે. આવા વાંચનારાને ભારવાહીની ઉપમા આપવી ખોટી નથી. એ માણસોનું વાંચન માત્ર આંખો ફોડવાને, કાળ ગાળવાને અને મગજમાં નાહકનો કચરો ભરવાને સમજવું. આવું વાંચનારને નીચેનું કથન લાગુ પડે છે.

**જ્યૂં બરદા બનઝારકા, ફરતા દેશ વિદેશ;**
**ખાંડ ભરે ભૂંસ ખાતહે, બિનગુરૂ કે ઉપદેશ.**

જેમ વણઝારાનો બળદીઓ દેશવિદેશ રખડે છે, તેને માથે તો ખાંડની ગુણો લાદેલી હોય છે. પરંતુ તેને ખાવાને માટે તો ભૂંસો કે ખડજ મળે છે તેમ આ નગુરા ઉપદેશહીન વાંચકોનું સમજવું.

૯૩ આવા વગર ઉદ્દેશનું વાંચન કરનારાને જેને લેશ પણ આચરણમાં ન મૂકનારા વાંચકોને ઉદ્દેશીને એક ગુજરાતી કવિ પણ કહે છે કે—

**કહે નરભો ખર ને લાભ શો ?**
**મિસરી ભરો કે મરડીઆ ?**

નરભેરામ કવિ કહે છે કે ગધેડાની ગુણમાં સાકરના ગાંગડા ભરો કે મરડીઆ ભરો તેથી ગધેડાને શો લાભ છે? તેમ ગમે તે વાંચવું ને ગમે તે સડદો મગજમાં ભરવો એમ કરનારને ચક્ષુ-શ્રમ ને કાલવ્યય સિવાય અન્ય કશોજ લાભ નથી.

૯૪ પરમાત્મામાં લગની લાગવાનાં લક્ષણોજ છાનાં રહે તેમ નથી. એમાં પ્રિતી લાગનાર મનુષ્યનું હૃદય સર્વસ્વ ખોવાલગી તત્પર હોય છે.

તમે ખાખરાનું ઝાડ જોયું છે; ને તેને જ્યારે કેસુડાંનો લાલચોળ ફૂલ આવ્યો હોય તે દેખાવ જોયો છે? જ્યારે કેસુડો લાલચોળ બન્યો હોય ત્યારે તેની સ્થિતિ જોશો તો તેને એક પણ પાંદડું હોતું નથી. ને તેના મુખમાં–કેસુડાના પુષ્પના અગ્રભાગમાં–કાળાશ જોશો. એજ પ્રમાણે પરમાત્માની લાલી પામનારના હૃદયમાંથી તમામ વાસનાઓ ખરી ગયેલી હોય છે. ને જગત્‌નાં હૃદયો પ્રતિ તેનામાં વિરાગભાવ પ્રકટેલો હોય છે. કેસુડાની સ્થિતિનું વર્ણન, ભક્તની સ્થિતિ સાથે સરખાવતાં એક કવિ કહેછે કે—

**જબ પલાસ ફૂલનપેં આવે,**
**પાત પાત કર આપ લૂટાવે;**
**કાળા મૂંકર જગકું દિખાવે,**
**તબ લાલનકી લાલી પાવે.**

૯૫ વેશ્યાના પાડોશમાં રહેનારી સ્ત્રીને પતિવ્રતાનો ધર્મ પાળવાનું કામ જેવું વિકટ છે તેવું વિકટ કામ હે જિજ્ઞાસુ! તારે પણ છે. કેમકે તું બ્રહ્મભાવના ધારનાર છે, ને તારાં સંસારી સગાંવહાલાં તેવાં નથી. તેના રાગદ્વેષમાં ન લીંપાતાં વ્યવહાર ચલાવવાનું કામ તને કઠણ લાગશે, પણ તેનો રસ્તો એટલોજ છે કે તારે તારા પોતાના હૃદયને સંસારના પ્રસંગોથી દુર્ભેદ્ય બનાવવું. તારે વારંવાર સ્મરણ રાખવું કે આ લોકો મને ભલે નથી પિછાણતા, પણ હું સંસારથી દુર્ભેદ્ય છું. બાળકોનાં વચનો સાંભળતાં તમને જેમ હર્ષ શોક થતો નથી, અથવા ઉંઘમાં પડેલો માણસ તમારી સ્તુતિ કે નિંદા કરે તેથી જેમ તમને હર્ષશોક થતો નથી તેમ એ પામરોની સ્તુતિ નિંદા સાંભળી તમારે હર્ષશોકને અધીન થવાનું નથી. તમારે તો ભગવાન શંકરે જેમ હળાહળ વિષનો ન કર્યો ત્યાગ

કે ન ઉતાર્યું એ વિષ પેટમાં; તેમ સંસારીનાં વચનોને ન ઉતારવાં અંતરમાં, કે ન કરવો ત્યાગ. અંતરનો ઉંડાણનો પ્રદેશ તો તમારે પરમાત્મ ભાવથી જ ભરવાનો છે.

૯૬ તમારૂં અંતીમ લક્ષ્ય શું છે તેનું સદા સ્મરણ રાખો. ફલાણે મને આમ કર્યું ને ફલાણે મને તેમ કર્યું એવા વિચારોને તમે અંતઃકરણમાં સ્થાન આપશો તો બ્રહ્મસ્મરણ શી રીતે થઈ શકશે ?

૯૭ માત્ર લૂગડાંને ભગવાં કરી પહેરવાથી કે માથું મુંડાવવાથી કશો લાભ નથી. જો પાંચે ઇંદ્રિયોરૂપ ઠગો ને વાંધાવાળું મન તમને ગમે તેમ ખેંચવા શક્તિમાન છે તો એ વેશ ધારણ કરવાથી તમને કશો લાભ થવાનો સંભવ નથી. તેમ વનમાં જવાથી પણ તમને મોક્ષપ્રાપ્તિ થઈ જાય એમ માનશોમાં.

**वनेऽपि दोषा: प्रभवन्ति रागिणाम्**
**गृहेऽपि पञ्चेंद्रिय निग्रह स्तप: ।**
**अकुत्सिते कर्मणि य: प्रवर्त्तते**
**निवृत्तरागस्य गृहं तपोवनम् ॥**

ઈંદ્રિયોના વિષયમાં રાગવાળા મનુષ્યોને તો વગડામાં ગયા છતાં પણ દોષો થવાનો સંભવ છે. ને જેણે પાંચે ઈંદ્રિયોનો નિગ્રહ કરેલો છે તેને ઘરમાં રહ્યા છતાં તપ તપવા જેવું છે. જેની ઈંદ્રિયો અવિહિત કર્મમાં પ્રવૃત્ત થતી નથી એવા રાગરહિત મનુષ્યને તો ઘર પણ તપોવન જેવું જ છે.

૯૮ મનને સ્વચ્છ કરવા માટે જપ, તપ, તીર્થ, વ્રત વગેરે સાધનો છે. જો એ બધું કર્યા છતાં અંતઃકરણના મળો ધોવાયા નહિ તો લાભ શો ? ને મોક્ષપ્રાપ્તિ ક્યાંથી ?

**કોઇ દોડે દ્વારકાં, કોઇ કાશી જાય;**
**જીનકા દિલ સાબિત નહિ, તીનકું કહાં ખુદાઇ?**

૯૯ મન કાચી કેરીના જેવું છે. જો એ પકવ થયું હોય તો બહુ લાભપ્રદ છે. એક સંસ્કૃત કવિ કહે છે કેઃ—

**रसाल फलव त्युंसा मंतः करण माष्यते।**
**अपक्कं वहु दोषाय पक्कं तोषाय कल्पते ॥**

અપકવ અંતઃકરણ બહુ દોષનું સ્થાન છે, પણ પકવ અંતઃકરણ સંતોષપ્રદ છે. પ્રસંગ આવે ત્યારે તમારૂં અંતઃકરણ કેટલું સ્થિર રહી શકે છે તે જોવાનો અભ્યાસ કરો. ભલે ધન નષ્ટ થાય, સ્ત્રી પુત્રાદિનાં મરણો થાય કે એવા એવા પુષ્કળ પ્રસંગો ઉપસ્થિત થાય તોપણ તમારૂં મન બ્રાહ્મભાવનો પરિત્યાગ કરે નહિ, અને શોકાભિભૂત થાય નહિ તો ચોકસ સમજો કે તમે ઉન્નતિનાં પગથિયાંપર ચડવા લાગ્યા છો.

૧૦૦ તમે ખાતરનું ગાડું આવતું જુઓ છો તો તેનાથી આઘા ખસો છો, તોપણ જેમનાં મન એ ખાતરના ગાડા જેવા ગંધાતા વિચારોથી પરિપૂર્ણ છે, તેનાથી દૂર ખસવા સાવધાની સેવતા નથી; તે યોગ્ય નથી. એવા ગંધાત્તા વિચારવાળા મનુષ્યો ખાતરના ગંધાતા ગાડા કરતાં તમને વધારે હાનિ કરનાર છે એ વાતનું વિસ્મરણ કરશો માં.

## (२)

## नीति—शिक्षा.

૧૦૧ જો તમે સ્હેલામાં સ્હેલી એક જ રીતે જગતને વશ કરવા ધારતા હો તો એ રીત આ છે. પરનિંદારૂપી ખડ ખાનારી **તમારી જીભને સદા પરનિંદા કરતી અટકાવો.**

૧૦૨ ના પાડવાની ઘણી રીતો છે. ૧ મૌન ધારણ કરી જવું. ૨ આગળ ઉપર વાત મૂકવી. ૩ પ્રયાણ કરી જવું. ૪ ભોંયે જોઇ જવું. ૫ ભવાં ચડાવવાં. ૬ બીજાની સાથે વાતો કરવા મંડી જવું. આ બધી ના પાડવાની રીતો છે.

૧૦૩ દેવું મૂકી જનારો પિતા શત્રુ સમજવો, વ્યભિચારિણી માતાને શત્રુ સમજવી, ઉદ્ધત સ્ત્રીને શત્રુ સમજવી અને મૂર્ખ પુત્રને પણ શત્રુ સમજવો.

૧૦૪ રોજ રાત્રિએ સૂતી વખતે માણસે પોતાનાં આખા દહાડાનાં કર્ત્તવ્યો સંભારી જવાં. અને એ કર્ત્તવ્યોમાંનાં કેટલાં કર્ત્તવ્યો પશુ-બુદ્ધિનાં થયાં છે ? તેનો વિચાર કરી પસ્તાવો કરવો અને બીજે દિવસે તેવું ન બને તેને માટે કાળજી રાખવી કે ફરી પસ્તાવો કરવો ન પડે. આટલું ધ્યાનમાં રાખનાર મનુષ્ય સંસારમાં દેવ-જેવો પૂજ્ય બનશે.

૧૦૫ ક્યા ગુણો ધારણ કરવાથી પથ્થર પણ દેવ થઇને પૂજાય છે ? ૧ કોઈ પાસે કાંઇ યાચના ન કરવી. ૨ કોઈ ઉપર દ્વેષ ન કરવો. ૩ કોઇની નિંદા ન કરવી. અને ૪ કોઇને ત્યાં વગર બોલાવે ન જવું. આટલા ગુણો ધારણ કરનાર પથ્થર પણ દેવ થઇને પૂજાય છે, તો એ ગુણો મનુષ્ય ધારણ કરે તો દેવ થઈ પૂજાય એમાં શી નવાઇ ?

૧૦૬ જે સદા ભણ્યા કરે છે તેનામાં મૂર્ખતા રહેતી નથી. જે સદા જપ કર્યા કરે છે તેનામાં પાપ રહેતું નથી. જે સદા મૌન ધારણ કરનાર છે તેને કોઇ સાથે કજીઓ થવાનો સંભવ નથી. અને જે સદા જાગ્રત્ રહેનાર છે તેને ચોરનો ભય રહેતો નથી.

૧૦૭ ડાહ્યા માણસે વૃદ્ધાવસ્થામાં પણ વિદ્યા ગ્રહણ કરવી. ભલે તે આ

જન્મમાં ફળ આપનારી ન થાય તોપણ આવતા જન્મમાં તો તે અવશ્ય સહેલાઇથી આવડશે. એ ચોક્કસ માનજો.

૧૦૮ તમે જો યોગ્ય લાયકાત મેળવશો તો અવશ્ય સંપત્તિ તમને શોધતી શોધતી આવશે. જુઓ સમુદ્ર કાંઇ પાણી શોધવા જાય છે? ના. પાણીજ એની મેળે વહેતું વહેતું સમુદ્રમાં આવે છે. કારણકે સમુદ્રમાં પાણી સાચવવાની પાત્રતા છે. તમે પણ પાત્રતા મેળવો એટલે સંપત્તિ પોતાની મેળે તમારી પાસે દોડી આવવાની.

૧૦૯ પહેરવેશ ઠીક રાખો. પ્રથમદર્શને જગત્ તમારા માંહેલા ગુણો નહિ જુએ, પણ બહારનોજ આડંબર જોશે. વિષ્ણુ અને મહાદેવ બંને શ્રેષ્ઠ દેવાધિદેવો છે. તોપણ સમુદ્રે વિષ્ણુને પોતાની પુત્રી લક્ષ્મી આપી; અને મહાદેવને વિષ–હાલાહલ ઝેર–આપ્યું, એનું કારણ શું? વિષ્ણુ સુંદર પિતાંબર ધરનાર છે અને મહાદેવ નગ્ન રહેનાર છે. “એક નૂર આદમી, હજાર નૂર કપડાં” એ કહેવત પણ ભૂલવા જેવી નથી.

૧૧૦ શૃંગારરસ વિષયવાસનાના મલિન વિચારોએ ભરેલો છે અને શાંતરસ પવિત્ર ભક્તિભાવના વિચારોએ ભરેલો છે; છતાં નવરસની ગણત્રીમાં વિદ્વાનોએ શૃંગારરસને સૌથી પહેલું § સ્થાન આપ્યું ને શાંતરસને સૌથી છેલ્લું સ્થાન આપ્યું તેનું કારણ શું? એનું કારણ એજ કે શૃંગાર ઉપરજ જગતની પહેલી નજર ઠરે છે. માટે તમે પણ તમારો પહેરવેશ સારો રાખો. એમ વિદ્વાનો તમને સૂચવે છે.

§ “शृंगार वीरकरुणाद्भुतहास्यभयानकाः। बीभत्सरौद्र शान्ताश्च नवधा कीर्तितारसाः॥ ૧ શૃંગાર ૨ વીર ૩ કરૂણા ૪ અદ્ભુત ૫ હાસ્ય ૬ ભયાનક ૭ બીભત્સ ૮ રૌદ્ર અને ૯ શાંત એ પ્રમાણે નવ રસો છે.

૧૧૧ દેવું (ઋણ), દેવતા (અગ્નિ) અને શત્રુ એ ત્રણેને જો જરા પણ બાકી રાખ્યાં હોય તો તેને વધતાં વાર લાગતી નથી. માટે પોતાનું હિત ઇચ્છનાર મનુષ્યે એ ત્રણવાનાં જરાપણ રાખવાં નહિ.

૧૧૨ પ્રસિદ્ધ બે રીતે થવાય. ૧ સારાં કામોથી. ૨ નઠારાં કામોથી. પરંતુ સારાં કામો કરી મેળવેલી પ્રસિદ્ધિ એજ ખરેખરી પ્રસિદ્ધિ સમજવી.

૧૧૩ જે સારૂં કામ પુષ્કળ વિચાર કરીને તથા સજ્જનોની સંમતિ મેળવીને શરૂ કરવામાં આવે તેમાં અવસ્ય સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

૧૧૪ પોતાની બુદ્ધિની, પોતાની ધીરજની, પોતાનાં સગાંવહાલાંની તથા પોતાના મિત્રોની કસોટી મનુષ્યો ક્યારે કરી શકે? જ્યારે વિપત્તિરૂપી કસોટી મનુષ્યના હાથમાં આવે ત્યારે.

૧૧૫ વિપત્તિ આવ્યા પહેલાંજ મનુષ્યે તેનો ઇલાજ કરી રાખવો જોઇએ. આગ લાગ્યા પછી કૂવો ખોદાવવા માંડયાથી કાંઈ આગ બૂઝાય છે?

૧૧૬ અધર્મ કે અન્યાયથી ધન મેળવી શ્રીમંત બનવા કરતાં તો નિર્ધન રહેવું જ ઉત્તમ છે. દાખલા તરિકે જોઇએ તો સોજા ચઢાવી શરીરને પુષ્ટ દેખાડવા કરતાં તો તંદુરસ્ત દૂબળું શરીર હોય એજ ઇચ્છવાયોગ્ય છે.

૧૧૭ દાન કરવાની અતિ લાલસા કરવાથી બલિરાજા બંધાયો, માનની અતિ લાલસાથી દુર્યોધન મરાયો ને વિષયની અતિ લાલસાથી રાવણ હણાયો છે. માટે અતિશય લાલસા તો કશી નજ રાખવી. "अति सर्वत्र वर्जयेत्."

૧૧૮ બુદ્ધિમાનો શાસ્ત્રચર્ચા, કાવ્યચર્ચા કે સંગીતકળાના નિર્મળ વિનોદવડે પોતાનો સમય ગાળે છે અને મૂર્ખજનો નઠારાં વ્યસનો, નિદ્રા કે કંકાસકજીઆવડે પોતાનો સમય ગાળે છે.

૧૧૯ ડાહ્યા માણસ તો નાના બાળક પાસેથી પણ શીખવા જેવું શીખી લે છે અને સમજવા જેવું સમજી લે છે. સૂર્યથી ન જણાતી વસ્તુ પણ આપણને નાનકડો દીવો દેખાડી દે છે એ વાત ભૂલવી નહિ.

૧૨૦ જેમ સમુદ્રમાં થતી વૃષ્ટિ નકામી છે, જેમ દિવસે દીવો સળગાવવો નકામો છે, જેમ તૃપ્ત થએલાને ભોજન કરાવવું નકામું છે તેમ ધનવાનને દાન આપવું નકામું છે.

૧૨૧ મનનો સંતાપ, ઘરની ગરીબાઈ, કુટુંબનું કલંક, અપમાન અને પોતાની પુંજી એટલાં વાનાં ડાહ્યા માણસે કોઈને કહેવાં નહિ.

૧૨૨ સુજનતા રહિત, સ્નેહ રહિત અને સદ્‌ગુણ રહિત જો સગો ભાઈ હોય તોપણ તેનો ત્યાગ કરવો એમ ડાહ્યા પુરૂષો કહે છે તો પછી બીજા માણસની તો વાતજ શી?

૧૨૩ જેના હોવાપણાથી પરિતાપ થાય, ત્રાસ થાય, પીડા થાય કે વારંવાર અસહ્ય ચિંતા થાય તે અવયવનો પણ ત્યાગ કરવો એ ડાહ્યા માણસનું લક્ષણ છે.

૧૨૪ જે સ્થાનમાં શ્રીમંત, વિદ્વાન, રાજા, નદી અને વૈદ્ય એ પાંચ વાનાં નથી તે સ્થાનમાં નિવાસ કરવો નહિ.

૧૨૫ જેમ નધણીઆતા સ્થળમાં વસવું દુઃખ ઉપજાવનારૂં છે તેમજ જે સ્થળમાં બહુ ધણી હોય, અથવા સ્ત્રી કે બાળક ધણી હોય તે સ્થળમાં વસવું પણ દુઃખ ઉપજાવનારૂં છે.

૧૨૬ કાલ સવારે કોનું શું થવાનું છે? એ વાત કોઇ જાણતું નથી. માટે ડાહ્યા માણસે જે કાલે કરવાનું હોય તે આજે કરવું અને સાંજે કરવાનું હોય તો હમણાં કરવું.

૧૨૭ પ્રત્યેક કાર્ય કરતાં પહેલાં મનુષ્યે આટલો વિચાર કરવો કેઃ "આ કાર્ય મ્હને આ લોકમાં અને પરલોકમાં સુખદાયી છે?" જો સુખદાયી લાગે તોજ તે કાર્ય કરવું.

૧૨૮ મધુરી વાણી, સર્વ પ્રાણી ઉપર દયા અને દાન એ ત્રણ ગુણો જેણે ધારણ કર્યા તેણે આખા જગત્ ઉપર વશીકરણ કર્યું સમજવું.

૧૨૯ જો તમે કોઇની સાથે ગાઢી પ્રીતી કરવા ઇચ્છતા હો તો તેની સાથે આ ત્રણ વ્યવહારો ન કરશો. ૧ વાદવિવાદ. ૨ ધનની લેવડ દેવડ. ૩ તેની સ્ત્રી સાથે ઠઠ્ઠા મશ્કરી કે એકાંત ભાષણ. કેમકે આ ત્રણે બાબતો મિત્રાચારીનો કોઇવાર નાશ કરશે.

૧૩૦ જેણે સદા પરસ્ત્રી, પરધન અને પરદ્રોહ ત્યજેલાં છે તે માણસ આવી, મ્હારામાં સ્નાન કરી મ્હને ક્યારે પવિત્ર કરશે એવું ગંગાજી પણ ચાહે છે. મતલબ કે એવો માણુસ ગંગા કરતાં પણ પવિત્ર છે.

૧૩૧ જે જગતમાં પોતાને નામેજ ઓળખાય તે ઉત્તમ મનુષ્ય સમજવો, જે પિતાના નામથી ઓળખાય તે મધ્યમ સમજવો, જે માતાને નામે ઓળખાય તે અધમ સમજવો અને જે સ્ત્રીના નામથી ઓળખાય તે અધમાધમ સમજવો.

૧૩૨ દાન કરવું તે પણ પોતાની શક્તિનો વિચાર કરીને કરવું; નહિતો પાછળથી પસ્તાવું પડે. શક્તિનો વિચાર કર્યા વિના દાન કરનાર બલિરાજાને દાનની પૂર્ણતા કરવા શરીર અર્પવું પડયું હતું. તેમ પોતાની શક્તિનો વિચાર ન કરનાર દાતાને શરીર ખોવાનો પ્રસંગ આવશે.

૧૩૩ ગાઢ મોહને વશ થઇ કોઈ પુરુષે કદિ સ્ત્રીને અધીન બની જવું નહિ. નહિતો દશરથ રાજાની પેઠે પ્રાણ ખોવાનો પ્રસંગ આવી પડશે.

૧૩૪ યાચના એટલે ભીખ એ માન ખોવાવાળી હલકામાં હલકી વૃત્તિ છે, યાચના કરવા જતાં વિશ્વવ્યાપક વિષ્ણુને પણ વામનરૂપ બની લઘુતા ધારણ કરવી પડી છે, તો બીજાની તો વાત જ શી કરવી ?

૧૩૫ મકાન ચણનારો માણસ દિનપ્રતિદિન ઉંચો ચડતો જાય છે અને કૂવો ખોદનારો માણસ દિનપ્રતિદિન નીચો ઉતરતો જાય છે. તેજ પ્રમાણે બધાં મનુષ્યો પોતાનાંજ કર્ત્તવ્યોથી ઉંચી દશાને અથવા નીચી દશાને પામે છે.

૧૩૬ પોતાની ઇંદ્રિયો કાબુમાં છે એમ માની ડાહ્યા માણસે યુવાન પુત્રી સાથે પણ એકાંતમાં રહેવું નહિ; તો પછી પરદારાની તો વાતજ શી ?

૧૩૭ પોતાનીજ બુદ્ધિ પ્રમાણે ચાલવું સુખદાયક છે ને ગુરુજનની બુદ્ધિ પ્રમાણે ચાલવું તેથી પણ વિશેષે સુખદાયક છે, પરંતુ પર બુદ્ધિ પ્રમાણે ચાલવું તે નાશકારક છે ને સ્ત્રીની બુદ્ધિ પ્રમાણે ચાલવું તે પ્રલય કરનારૂં છે.

૧૩૮ વિષમાંથી પણ અમૃત ગ્રહણ કરવું, અપવિત્ર પદાર્થોમાંથી પણ સુવર્ણ ગ્રહણ કરવું, નીચ પાસેથી પણ વિદ્યા ગ્રહણ કરવી અને હલકા કુળમાંથી પણ સ્ત્રીરત્ન ગ્રહણ કરવું.

૧૩૯ લોભીજનોને દ્રવ્યવડે સંતોષવા, ક્રોધીજનને પ્રણિપાત કરી સંતુષ્ટ કરવો, મૂર્ખ મનુષ્યને તેના વ્યસનની વસ્તુ આપીને સંતુષ્ટ કરવો અને તત્ત્વવાર્ત્તાવડે પંડિતને પ્રસન્ન કરવો.

૧૪૦ ત્હમે વ્યવહારનાં કામોમાં હાનિ, દુઃખ કે અપયશ પામો તો નાહિંમત થશો નહિ. યાદ રાખો કે એકલો લાભ, એકલું સુખ ને એકલો યશ ક્યાંઈ મળવાનાં જ નથી. પણ લાભ સાથે હાનિ, સુખ સાથે દુઃખ અને યશ સાથે અપયશ રહેલાં જ છે. માટે એકની પાછળ બીજું આવવાનું જ; એ ભૂલશો નહિ.

૧૪૧ ચૈત્રી નવા વર્ષના આરંભમાં સાકર અને લીમડાનાં પાંદડાં રાખવાનો રિવાજ શું સુચવે છે ? એજ કે આ સંસારમાં તમને મીઠો

અને કડવો એ બંને સ્વાદો ચાખવાના છે. તાત્પર્ય કે તમને લાભ, સુખ તે યશનો મીઠો સ્વાદ મળશે. તે સાથે હાનિ, દુઃખ ને અપયશનો કટુ અનુભવ પણ મળવાનો છે. તો એ કટુ અનુભવ સમયે ગભરાશો નહિ. કોઇ પણ વેપારીના ચોપડામાં એકલું જમે પાસું જ હોય એમ બનતું નથી. જમે સાથે ઉધાર પણ હોવાનું જ. તો પછી આપત્તિમાં ગભરાવું શામાટે ? એક કવિએ કહ્યું છે કે:—

**સુખ દુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથે ઘડિયાં;**
**ટાળ્યાં તે કોઇનાં નવ ટળે, રઘુનાથનાં જડિયાં.**

એ વચનો સદા સ્મરણમાં રાખવાં.

૧૪૨ ત્હમે જે ધંધો કરો તેમાં પૂરેપૂરી નિપુણતા–પરિપક્વતા–મેળવો. અપક્વતા કે અર્ધદગ્ધતા તમને લાભથી વિમુખ રાખશે; ને પક્વતા તમારી કિંમતમાં વધારો કરશે. કુંભારે બનાવેલાં અપક્વ વાસણો કાંઈ બજારમાં કિંમત અપાવવાનાં નથી; તેમ કામમાં પણ આવવાનાં નહિ. એ વાસણો પક્વ થશે ત્યારે જ કિંમત અપાવવાનાં તથા કામમાં આવવાનાં. તેવું જ સંસારમાં પણ અપક્વ કે અર્ધદગ્ધ મનુષ્ય માટે સમજી લેવું. એક કવિ કહે છે કે:—

**કાં તો તલ કાચા ભલા, કાં તો તેલ કઢાય;**
**અધકચરી ઘાણી બુરી, બેઉ વાતથી જાય.**

તાત્પર્ય કે અર્ધદગ્ધ રહેવું એ હાનિકારક છે.

૧૪૩ તાબાના નોકરો સાથે મશ્કરી અને ખુલ્લાં હલકાં વચનો કદિ પણ બોલશો માં. જો કદાપિ તેઓ તેમ કરે તોપણ તેમાં તમે મોં મન આપશો માં. જો આમાં ધ્યાન નહિ રાખો તો નીચે લખ્યા પ્રમાણે તમને નુકશાન થશે.

**પહેલું-તો તેઓ તમને ફળી જશે.**
**બીજું-તમને ફળી ગયા પછી તેઓ તમારૂં માન નહિ રાખે.**
**ત્રીજું-તેઓ તમારી આજ્ઞા નહિ પાળે.**
**ચોથું-તમે સોંપેલા કામમાં તે ગાફલ રહેશે.**
**પાંચમું-પૂછયા વિના તેઓ ચાલ્યા જશે.**
**છઠ્ઠું-તમારી ગુપ્ત વાતો ખૂલ્લી પાડી નાંખશે.**
**સાતમું-અયોગ્ય છૂટ, અયોગ્ય હક ને અયોગ્ય લાભ માગશે.**
**આઠમું-તમારી સમક્ષ પોતાનું ડહાપણ ફાળવ્યા કરશે.**
**નવમું-તમારા ક્રોધને એ તુચ્છ માનશે અને હસશે.**
**દશમું-તમે આપેલા માનનો પણ એ આભાર નહિ માને.**

૧૪૪ પોતાનું કોઇ સ્થળે અપમાન કે તિરસ્કાર થયાં હોય તે તમે બહાર ફેલાવશોમાં. કેમકે એથી થયું ન થયું થવાનું નથી; પણ ઉલટું તમારા શત્રુઓને તથા નિંદનારાઓને હસવાનું સાધન મળશે.

૧૪૫ "મારે ફલાણા ફલાણા શત્રુ છે" એવું તમે જાણતા હો, તો પણ જગતમાં બહાર કોઇને કહેશો માં. કેમકે બહાર બોલી નાંખવાથી લાભ કરતાં નુકસાન વધારે છે. હા, તમે જેને શત્રુ સમજતા હો, તેની સાથે વ્યવહાર કરતાં સાવધાન રહો, તેમાં લાભ છે.

૧૪૬ જે આળસુ છે, હાજી હા ભણનારા છે, હલકા વિચારવાળા છે ને કામના થાંથા છે તેની તમે કોઈ પણ કામમાં સલાહ લેશો માં.

૧૪૭ જે નોકર તમારા ઉપર વધારે પ્યાર રાખનારો છે, જે નોકર તમારૂં વધારે કામ કરનારો છે ને જે નોકર બીજા નોકરો કરતાં વધારે પ્રમાણિક હોઈ વધારે કાળજી રાખનારો છે, તેની કદિ

ભૂલ થઇ જાય તો ક્ષમા કરજો. સંકટમાં એને દિલાસો આપી સહાય કરજો. ને સંકટમાંથી છૂટે તે માટે તમારાથી બનતા યત્ન કરજો.

૧૪૮ જેની સાથે વેર કે ઉંચું મન થયું હોય તેની સાથે તમારે મળવું પડે તો ઉપરથી પૂર્ણ પ્રીતિ બતાવજો. પણ ભોળા થઇ જઈ ન બોલવાનું બોલજો માં. તેમ જ તમે ગભરાયા છો, કે ભીરુ બન્યા છો એવું પણ દેખાવા દેશો માં.

૧૪૯ પોતાની, પોતાના મિત્રની અને મિત્રના મિત્રની સદા ઉન્નતિ થાય તેવા પ્રયત્નો કર્યા કરવા, પરંતુ પોતાના શત્રુની, શત્રુના મિત્રની, અને શત્રુના મિત્રના મિત્રની અવનતિ થતી હોય તો તેમાં અટકાવનારા ન થવું.

૧૫૦ જે કામ આરંભો તેની પહેલાં વિચાર કરજો કે એ કામ મારી શક્તિ ઉપરાંતનું તો નથી ના? વળી તે કામ શુભ ફળ આપનારૂં છે ના?

૧૫૧ જે કામ આરંભ્યું તેને પૂરૂં કર્યા વિના છોડો નહિ.

૧૫૨ અવ્યવસ્થિત મનના માણસો ઘડીકમાં આ કામ લે છે, ને ઘડીકમાં બીજું કામ લે છે. તેઓ એકે કામ સારી રીતે કરી શકતા નથી. માટે તમે તેવું ન કરો. જે કામ હાથમાં લ્યો તે પૂરેપૂરૂં મન રાખી કરો, નિયમિત રીતે કરો, ને એવી ગણત્રીએ કરો કે તે કામ અમુક સમયે પૂરૂં થાય.

૧૫૩ તમે યાદ રાખો કે ગુણવાન માણસમાં નમ્રતા એ આભૂષણ છે. સ્ત્રીઓમાં લજ્જા એ આભૂષણ છે. દંપતીમાં પ્રેમ એ આભૂષણ છે. શક્તિમાનમાં ક્ષમા એ આભૂષણ છે. ને લક્ષ્મીવાનમાં ઉદારતા એ આભૂષણ છે.

૧૫૪ જ્યાં લગી પોતાનો પુત્ર કમાતો થયો નથી ત્યાં લગી સ્ત્રી તાબે રહે છે. જ્યાં લગી પોતાના પતિની પ્રીતિ પ્રાપ્ત કરી શકી નથી, ત્યાં લગી પુત્રી તાબે છે. જ્યાં લગી પોતે જુવાન થયો નથી ત્યાં લગી પુત્ર તાબે રહે છે. જ્યાં લગી પોતાનું નોખું ઘર થયું નથી ત્યાં લગી પુત્રવધૂ વશ રહે છે. જ્યાં લગી પૈસે ટકે મન રાજી રાખ્યું છે ત્યાં લગી જમાઇ તાબે રહે છે. જ્યાં લગી પૂરો વિદ્યાભ્યાસ થયો નથી ત્યાં લગી શિષ્ય તાબે રહે છે. ને જ્યાં લગી નિર્ધનતા આવી નથી ત્યાં લગી સગાં સંબંધીઓ તાબે છે.

૧૫૫ બોલવાથી શું પરિણામ નિપજશે, તેનો લેશ પણ વિચાર કર્યા વિના અવિચારી માણસો ગમે તેવું બોલી નાંખે છે. માટે તમે જે બોલો તે બહુ જ વિચારીને તથા તોળી તોળીને બોલો. કહ્યું છે કે:—

**અતિ ભલા નહિ બોલના, અતિ ભલા નહિ ચૂપ;**
**અતિ ભલા નહિ બરસના, અતિ ભલા નહિ ધૂપ.**

૧૫૬ જીભમાં અમૃત ને જીભમાં ઝેર છે. હાથીએ પણ જીભ બેસાડે છે ને ગધેડે પણ જીભ ચડાવે છે. માટે તમારી લખુડી જીભ ઉપર બહુ જ કાબુ રાખો. હમેશાં હસતું મુખ રાખો. ગુસ્સામાં પણ કોઇને ખરાબ શબ્દ કહો નહિ. યાદ રાખજો કે તમે તલવાર મારશો તેનો ઘા રૂઝાશે, પણ વેણનો ઘા રૂઝાવાનો નથી. આખું જગત્ જીભેથી જીતાય છે. ને આખું જગત્ જીભેથી શત્રુ થાય છે. કહ્યું છે કે:—

**કાગા કિસકા લેત હે, કોયલ કિસકું દેત?**

કોયલ કોઇને કાંઇ આપી જતી નથી ને કાગડો કોઇનું કાંઇ ઝૂટવી જતો નથી. તોપણ નઠારી જીભમાં ને સારી જીભમાં જ અપ્રીતિ ને પ્રીતિ રહેલાં છે.

૧૫૭ "ગોળે મરે તેને વિષ દેવાનું શું કામ?" એ ભૂલવું નહિ. મીઠાં વચનો બોલવાથી કામ સરતું હોય તો નઠારી વાણી શામાટે વાપરવી? તમારા ગજવામાં દ્રવ્ય નહિ હોય તો હરકત નહિ. તમારી જીભ મીઠી રાખજો. "વાતે વડાં ને વાતે વડી, વાતે વેવાણ ગધેડે ચડી." એ હમેશાં યાદ રાખજો. અકુલીન માણસના લલાટમાં શીંગડું હોતું નથી. ને કુલીન માણસના હાથમાં કાંઇ પદ્મની નિશાની હોતી નથી. તેના મુખમાંથી જેવાં જેવાં વચનો નીકળે તે પ્રમાણે તેની કુલીનતા ને અકુલીનતા જણાય છે.

૧૫૮ હરકોઈ સાથે તમે વાતચિત કરતા હો ત્યારે ધ્યાનમાં રાખો કે સામો ધણી તમારી વાત સાંભળવા ખુશી છે કે તેની વાત તમને સંભળાવવાને ઈંતેજાર છે? જો સામો ધણી તમને વાત સંભળાવવા ચહાતો હોય તો તમે તેની વાત સાંભળ્યા કરજો. તમારી વાત સંભળાવવા ઉત્સુક થશો માં. સામાની વાત સાંભળવાથી પણ આપણે તેની મરજી સંપાદન કરી શકીએ છીએ, તે વાત પણ ભૂલવા જેવી નથી. વાતચિત કરી આપણી હુશિયારી બતાવવા કરતાં સામા ધણી પાસે વાત કરાવી તેની હુશિયારી જોવી એની મજા કાંઇ ઓર છે. બોલવાની મજા કરતાં મુંગાપણાની મજા ઓર છે.

૧૫૯ તમને આંખો બે આપી છે, કાન બે આપેલા છે, ને જીભ એકજ આપેલી છે. વળી જીભને બત્રીશ દાંતના કિલ્લા વચ્ચે ને હોઠના પડદા પાછળ મૂકવામાં આવી છે, એનું કારણ શું છે તે

વિચાર્યું છે? એની મતલબ એ છે કે તમે આંખો બે આપી છે એટલે ઘણું જુઓ. કાન બે આપ્યા છે એટલે ઘણું સાંભળો. પણ જીભ એક આપી છે એટલે બહુજ થોડું બોલો. વળી કિલ્લા વચ્ચે પડદા પાછળ મૂકી છે એની મતલબ પણ એજ છે કે જરૂરના પ્રસંગ વિના એને કદિ પણ બહાર કાઢોમાં.

૧૬૦ જેઓ થોડું જાણે છે તેઓ ઘણું બોલે છે; પણ જેઓ ઘણું જાણે છે તેઓ થોડું બોલે છે. ચૂપ રહેવાથી કોઇને પસ્તાવો થયો નથી, પણ બહુ બોલા માણસોજ પસ્તાયા છે.
"પેટમાં તે પેટીમાં" "વાડ સાંભળે વાડનો કાંટો સાંભળે" "વા વાત લઇ જાય છે" આ શિખામણો સોનાની છે.

૧૬૧ રૂપિયા સાચવવાનાં સ્થાન મળે છે, પણ વાતો સાચવવાનાં સ્થાન મળવાં મુસ્કેલ છે. માટે જે વાત કરવા જેવી હોય તે પણ પેટમાં રાખી શકે તેવાને કરજો. ઓકી નાખવાની ટેવ વાળાને કદિ કશું કહેશો માં. કહ્યું છે કે—

**છોટે નરકે પેટમેં, રહે ન મોટી બાત,**
**પાશેરીકા પાત્રમેં, કહાંસેં શેર સમાત?**

૧૬૨ કોઇને વાત કર્યા પહેલાં તમે તમારા મનમાં આટલા સવાલો પૂછજો. "હું શું બોલું છું? કોને માટે બોલું છું? કોની પાસે બોલું છું? શામાટે બોલું છું? એનું શું પરિણામ થવાનું છે?" આવા પાંચ પ્રશ્નો પૂછી સંતોષકારક ઉત્તર મળે તોજ બોલવાનું રાખશો.

૧૬૩ સામો માણસ પોતાની વાત ધ્યાન દઇ સાંભળે છે કે નહિ? તે ઉપર ધ્યાન આપ્યા વિના કેટલાક માણસો બકયાજ જાય છે. સામા માણસને સાંભળ્યું કે? સમજ્યા કે? એમ બોલી બોલી વચ્ચે જાગ્રત્ કરતા જાય છે. કોઈ કોઈ તો પોતાની વાત તેને

સંભળાવવા તેને કાંડે બાઝતા જોવાય છે. સામા માણસની વાત સાંભળવાની મરજી ન હોય તો બહેતર છે કે બોલનારે પોતાની જીભને પકડી રાખવી.

૧૫૪ સંસ્કૃતમાં કહેવત છે કે " षट्कर्णो भिद्यते मंत्रो. " જે વાત ૬ કાને ગઈ તે કાર્ય સિદ્ધ થતું નથી. માટે જો તમારૂં ચાલે તો વાતને બે કાનેથી ચાર કાને કરોમાં અને ચાર કાનેથી ૬ કાને તો કદિ પણ કરો માં.

૧૫૫ " ભીંતને પણ કાન થાય છે " " કોઇને કાનમાં કહેલું પણ કોઈવાર સેંકડો ગાઉ સંભળાય છે." માટે બહુજ વિચારીને બીજા પાસે વાત કરજો. ઘણા માણસો બીજાને વાત કર્યા પછી કહે છે કે: " જો જો ભાઇ, આ વાત પેટમાં રાખજો હો. કોઈને કહેશોમાં." આવું બોલનાર એટલો પણ વિચાર કરતો નથી કે કે જે વાત મારા પેટમાં રહી નથી તે એના પેટમાં શી રીતે રહેશે ? "હોઠ બહાર તે કોટ બહાર "એ વાત તેઓ ભૂલી જાય છે.

૧૫૬ પોતાના ગુણો કદિ પોતાને મોંએ ગાવા નહિ. તેમજ કોઇ બીજું ગાય તો સાંભળવા પણ નહિ. કેમકે પોતાના ગુણો સ્વમુખે ગાવાથી આબરૂ ઘટે છે. ને પોતાના ગુણો પોતાને કાને સાંભળવાથી પુણ્ય ઘટે છે. દેવાધિદેવ ઇંદ્ર પણ આત્મપ્રશંસા કરે તો હલકાઇ પામે છે એ ભૂલશો માં.

૧૫૭ જુવાની, ધન, અધિકાર, એ ત્રણમાંથી એક વસ્તુજ મળી ગઈ હોય તોપણ માણસને ઉન્મત્ત બનાવે છે ને તેને હાથે અનર્થો કરાવે છે; તો જ્યારે એ ત્રણે વસ્તુઓ એક માણસમાં આવી મળે તો કેટલા અનર્થો ઉપજાવે? માટે સમજુ માણસને લાજમ છે કે એવે પ્રસંગે બહુજ સાવધાન રહેવું.

૧૬૮ આહાર, ઉંઘ, આળસ, ઉદ્યોગ, કંકાસ, અને જુગાર એ બધાં સેવન કરવાથી વૃદ્ધિ પામનારાં છે. એ સદા ધ્યાનમાં રાખજો.

૧૬૯ ધનનો નાશ, મનનો પરિતાપ, કુળનું કલંક, પોતાની દોલત, બીજાપર કરેલો ઉપકાર, મેળવેલું માન તથા થએલું અપમાન એટલાં વાનાં બુદ્ધિમાન માણસે બહાર પ્રકટ કરવાં નહિ.

૧૭૦ વૈદ્ય, વકીલ ને સદ્‌ગુરૂ એ ત્રણ પાસે જૂઠું બોલનાર પોતાનું અહિત કરે છે. દાઈની પાસે પેટ સંતાડવું નહિ.

૧૭૧ આટલાં વાનાં માણસને વિના અગ્નિએ બાળનારાં છે. ૧ ક્રોધ ૨ અપમાન ૩ કરજ ૪ કુલટા કામિની ૫ ગૃહક્લેશ ૬ કાયાકષ્ટ.

૧૭૨ માણસમાં ઘાંયજો, સ્ત્રીઓમાં માળણ, જાનવરમાં શિયાળવું ને પંખીમાં કાગડો એ બધાંને ઠગ સમજવાં.

૧૭૩ જો તમારે કોઇની સાથે ગાઢી મિત્રાચારી કરવી હોય તો તેની સાથે તમે આ ત્રણ વાનાં કરશો નહિ. ૧ વાણીનો વિવાદ ૨ પૈસાની લેવડદેવડ ૩ એકાંતમાં તેની સ્ત્રીઓ સાથે મળતું બોલવું.

૧૭૪ આટલા માણસો હંમેશાં દુઃખીજ રહેનારા જાણવા. ૧ અસંતોષી ૨ દ્વેષી ૩ ક્રોધી ૪ શંકાશીલ ૫ બીકણ ૬ પારકા ઉપર પેટ ભરનારો.

૧૭૫ આટલા માણસોની સોબત કરી તો તમે કદિ સુખી થવાની આશા રાખશોમાં ૧ કામાતુર ૨ ક્રોધી ૩ ચાડીઓ ૪ ખટપટીઓ ૫ લુચ્ચો ૬ દુષ્ટ ૭ નિર્લજ ૮ જ્યાંત્યાં લડી પડનારો ને ૯ પરનિંદા કરનારો.

૧૭૬ મહાત્મા કોને કહેવો? જેણે કામ, ક્રોધ, લોભ, મદ, મત્સર, મમતા, ઇર્ષ્યા, માનાપમાન, ગર્વ અને પાપાચરણનો પરિત્યાગ કર્યો હોય તેને.

૧૭૭ ધર્મ, ધ્યાન, ધાન્ય, ઔષધ, દ્રવ્ય અને સદ્દવચનો એનો સર્વદા સંગ્રહ કરવો.

૧૭૮ આળસ, નિંદ્રા, દ્વેષ, સ્વાર્થી મિત્ર, પ્રજાપીડક રાજા અને પ્રતિકૂલ વર્તનારી નારી એનો સર્વથા પરિત્યાગ કરવો.

૧૭૯ લુલાં, લંગડાં, બહેરાં, મુંગાં કે આંધળાં માણસની ખોડ જોઇ આપણે કદિ હસવું નહિ, ઉલટું એમના ઉપર દયાભાવ રાખવો. તમે યાદ રાખજો કે માણસમાં જે ખામી હોય તે ચોખ્ખા શબ્દોમાં કહેવાથી તેને ઘણું માઠું લાગે છે. કહ્યું છે કે—

### દોહરો.

**અંધાને અંધો કહે, વસમું લાગે વેણ;**
**ધીરે ધીરે પૂછીએ, શાથી ખોયાં નેણ ?**

(ક. દ. ડા.)

૧૮૦ મોજશોખની વસ્તુઓનો વધારે ઉપયોગ કરનારને જરૂરની વસ્તુઓ માટે ફાંફાં મારવાનો વખત આવે છે.

૧૮૧ રસ્તે ચાલતાં ખાનાર, વગર કામે પારકે ઘેર જનાર, વગર કારણે હસનાર અને બે જણની વાતમાં માથું મારનાર મૂર્ખ ગણાય છે.

૧૮૨ અગ્નિનો, રોગનો ને શત્રુનો સમૂળો નાશ કરવો. કેમકે એનો જરા અંશ પણ રહી ગયો હોય તો તેને વધતાં વાર લાગતી નથી.

૧૮૩ નદીનો, નખવાળાં જાનવરોનો, નૃપતિનો, નારીનો અને શસ્ત્રધારીનો બહુ ભરોંસો કરવો નહિ; કેમકે એ કોપાયમાન થયાં હોય તો પ્રાણ લેનારાં નીવડે છે.

૧૮૪ દુષ્ટ નૃપતિના રાજ્યમાં અમીર થઇ વસવા કરતાં ભલા ભૂપાળના રાજ્યમાં ફકીર થઈ વસવું એ સલામતીવાળું છે; કેમકે જ્યાં જેની કિંમત નથી ત્યાં વસવાથી લાભ શો ? કહ્યું છે કેઃ—

## કુંડળીઓ.

પાવૈયા કે શહરમેં, પાતર કરી દુકાન,
તેલ જલાયા ગાંઠકા, કુછ ન પામી માન;
કછુ ન પામી માન, રૈન બીતી સબ રોઇ,
ઓ ગંડુકે ગામ, અહા! અપની પત ખોઈ;
કહે દિન દરવેશ, ભેખ હે ભજવૈયા કા,
કયું નહિ સમજી નાર શહર હે પાવૈયાકા.

૧૮૫ આ જીવતર વીજળીના ઝબકારા જેવું અસ્થિર છે. એ પાણીના રેલાની પેઠે ચાલ્યું જાય છે. માટે ચેતી લ્યો. નહિતો પસ્તાવું પડશે. કહ્યું છે કેઃ—

## મનહર છંદ.

જાય જાય જોને તારૂં, જીવતર એવી રીતે;
જળ વહ્યું જાય સાથે જંતુઓ બીજાંય જાય;
ખાય ખાય ખલકને ખોતરી ખચિત કાળ,
નખ ખાય નેણ ખાય શીરને શિખાય ખાય;
થાય થાય થાવરને જંગમ જરૂર નાશ,
કૈક ગયા તેની કેવી કરમ કથાય થાય;
હાય હાય કરી હૈયું કૂટશે હેતુઓ તારા,
હયાતી છતાં તું હૈયે ચેત્યો નહિ હાય હાય!

૧૮૬ અરે જીવ! જે કામ પૂરૂં થયું તેજ થયું જાણજે. બાકી રહ્યું તેનો વિશ્વાસ શો? કેમકે વગર કાગળનો હરિના ઘરનો ક્યારે સંદેશો આવશે? એતું ક્યાં નક્કી છે? કહ્યું છે કેઃ—

### ભૂજંગી છંદ.

પુરાં થૈ શક્યાં તે થશે કામ પૂરાં,
અધૂરાં રહ્યાં તે રહેશે અધૂરાં;
તડાકો તમે તોપનો જેમ દેવો,
અરે આવશે એક તો દિન એવો.

૧૮૭ ધન કરતાં ધર્મને વહાલો ગણો, કેમકે કાયાનો પાયો કાચો છે. એ મકાન ક્યારે કડૂડભૂસ કરી નીચે બેસશે તે નક્કી નથી. માટે ઝાંઝવાના જળ જેવી મિથ્યા માયા ભણી ન દોડતાં પ્રભુનાં ચરણો ઉપર વધારે ભાવ રાખો. કહ્યું છે કેઃ–

### મનહર છંદ.

કાયાની શી માયા, કાયા વાદળીની છાયા જેવી,
રેતીના રચાયા પાયા, એવી કાચી કાયા છે;
દહન થતા દેખાયા, રાંક અને રાણી જાયા,
માયા મેલી મુએલા ગણાયામાં ગણાયા છે;
ધનમાટે ધાયા ને કમાયા ન કમાયા કોઈ,
બંધને બંધાયા કાળઝાળમાં ઝલાયા છે;
લાલચે લોભાયા પણ સ્થિર ન થોભાયા ભાઇ,
અહીં સૌ સમાયા એવી ઈશ્વરની માયા છે.

૧૮૮ તમારે માથે દુઃખ આવે તોપણ ગભરાશો માં, કેમકે એ દુઃખ પણ તમારી કસોટી કરવા આવે છે. પરીક્ષા આવ્યા વિના જેમ કોઇ પણ વિદ્યાર્થી પાસ થતો નથી ને આગળ વધી શકતો નથી, તેમ દુઃખ વિના માણસ આગળ વધી શકતો નથી. દુઃખ આપવામાં પણ ઈશ્વરની દયા રહેલી છે. કહ્યું છે કેઃ–

દોહરા.

સુખ દુખ સરજ્યાં ઇશ્વરે, દયા ધરીને એમ;
કડવાં મીઠાં ઓસડો, પાય જનેતા જેમ.
દુખ દેવું પણ દેવનું, દયા ભરેલું કામ;
મહા દયાથી રોગીને, દે છે વૈદ્ય ડામ.

૧૮૯ સંકટમાં હિંમત રાખો. સંકટમાં હિંમત રાખી જે મહા પુરૂષો સામે પાર ઉતરી ગયા છે, તેમણે સુખના દહાડા જોયા છે, એટલું જ નહિ, પણ તેમનાં નામ જગત્‌માં અમર રહ્યાં છે.

દોહરો.

મોટી વેઠે આપદા, તેનો જશ ઉચરાય;
નળ, પાંડવ ને રામની, વાતો બહુ વંચાય.

૧૯૦ તમે દુર્જનોથી સદા દૂરજ રહેજો. પણ જો ભૂલેચૂકયે તમે દુર્જનના સમાગમમાં આવી પડયા, અને તેને લીધે તમારે નઠારાં વચનો સાંભળવાં પડયાં, તો તમો તમારા કાન બંધ કરજો. કેમકે સંડાસની પાસે જનારાએ જેમ પોતાનું નાક બંધ કરવાની જરૂર છે, તેમ દુર્જનની પાસે જનારાએ પોતાના કાન બંધ કરવાની જરૂર છે. કહ્યું છે કે:—

દુર્જન મુખમાં દુર્વચન, સજ્જન મુખ મીઠાશ;
હોય સુગંધી બાગમાં, ગંધાતો સંડાશ.
ઉઘાડવો સંડાશ તો, ઢાંકો નાક નિદાન;
જો બોલાવો નીચને, કરો બંધ નિજ કાન.

૧૯૧ ઇશ્વરે જેનામાં જેટલી બુદ્ધિ આપી છે, તેટલું ને તેવું તે બોલે છે. તો તેમાં તમે ખોટું કાં લગાડો? જેમ કોયલ મધુર ટૌકા

કરે છે તેમ કાગડો શી રીતે કરી શકશે? નહિજ. એજ રીતે સજ્જનોનો વિવેક ને મધુરતા દુર્જનોમાં શી રીતે આવી શકશે ?

૧૯૨ તમે ગમે તેટલા ઉપકારો કરશો, તોપણ દુષ્ટ માણસ દુષ્ટતા છોડશે નહિ. કેમકે દુષ્ટતા એ દુષ્ટ માણસોનો જાતિસ્વભાવ છે. લસણનો છોડ કસ્તૂરીનું ખાતર નાંખવાથી, ચંદનની વાડ કરવાથી અને ગંગાજળનું સિંચન કરવાથી પણ શું પોતાની દુર્ગંધી છોડશે ખરો કે? ના, નહિજ. એ તો પોતાની દુર્ગંધીજ આપવાનો. તેવુંજ તમે દુષ્ટ માણસનું સમજો. કહ્યું છે કેઃ—

દોહરો.

**દુષ્ટ તજે નહિ દુષ્ટતા, કદિ કરિયે સત્કાર;**
**નિત્ય દુધ પાઓ નાગને, પણ કરડે કો વાર.**

૧૯૩ તમે કૃતઘ્ની ઉપર જે ગુણ કર્યો છે તે ધૂળ ઉપર લીંપણ કર્યા બરોબર છે. કેમકે કૃતઘ્ની બળવાન થશે તો તમને વધારે સંકટ આપવાનો.

દોહરો.

**કૃતઘ્નોને જે ગુણ કર્યો, ધરીઃ ધૂળમાં ધૂળ;**
**બાવળીઓ બળીઓ બની,સદાય આપે શૂળ.**

૧૯૪ આ સંસાર ઉંટના બેસણા જેવો વાંકો છે. બધી બાબતોની અનુકૂળતા એમાં હોતી જ નથી. કોઇને શરીર આરોગ્ય હોય તો સ્ત્રી હોય નહિ. કોઈ ને સ્ત્રી હોય તો સંતતિ હોય નહિ. કોઇને સંતતિ હોય તો પૈસા હોય નહિ. કોઇને પૈસો હોય તો કુટુંબમાં સંપ હોય નહિ. ને કોઇને સંપ હોય તો વહાલા સગાનું મરણ થયેલું હોય છે. આમ કોઇને કાંઈ ને કોઇને કાંઇ પ્રતિકૂળ

તાઓ ઉભેલી જ જોવાય છે. માટે એવી પ્રતિકૂળતાઓનો વિચાર કરી જીવન બાળતાં જે અનુકૂળતાઓ મળેલી છે તેથી આનંદ માનવો. કહ્યું છે કેઃ—

### ઝૂલણા છંદ.

**તંતુ કાચાતણો તાણો સંસાર છે,**
**સાંધિયે સાત ત્યાં તેર તૂટે;**
**શરીર આરોગ્ય તો યોગ્ય સ્ત્રી હોય નહિ,**
**યોગ્ય સ્ત્રી હોય ખોરાક ખૂટે;**
**હોય ખોરાક તો ન્હોય સંતાન ઉર,**
**હોય સંતાન રિપુ લાજ લૂંટે;**
**કોય જો શત્રુ નહિ હોય દલપત્ત કહે**
**સમીપ સંબંધીનું શરીર છૂટે.**

૧૯૫ ભાઈ! કોઈની હલકી વાત ઉઘાડી કરવાની ટેવ રાખીશ માં. સજ્જનપણું બીજાનાં છિદ્રો ઉઘાડવામાં નથી, પણ ઢાંકવામાં છે. સર્વગુણસંપન્ન તો માત્ર પ્રભુ છે. મનુષ્યમાત્રમાં કાંઈ ને કાંઈ ખામી તો હોય ને હોયજ. માટે સજ્જનનો તો એજ ધર્મ છે કે સદા ગુણગ્રાહક થવું.

૧૯૬ જેના તેના કામની ખામીઓ જોવાની ટેવ પણ રાખશો માં. કેમકે ધૂમાડા વિના જેમ અગ્નિ મળવો અશક્ય છે, તેમ ભૂલ વિનાનું કામ મળવું અશક્ય છે. ભૂલ્યો કાઢનારાએ તો ભગવાનની પણ ભૂલ્યો કાઢી છે તો માણસના શા ભાર? માટે કોઈના કામમાં ખામીઓ જોવા કરતાં ખૂબીઓ જોવાની દૃષ્ટિ કેળવો. તમને એથી સંસાર સુખરૂપ થશે.

## મનહર.

**સારૂં કામ કરે તેની ખામીઓ ન ખોળી જોવી,**
**સારા સારા ગુણ જોઈ કહેવું કે સારૂં છે;**
**શાણપણે શાણાજનો સજે કામ તોય તેમાં,**
**નક્કી જાણો કશું કહેવાનું રહેનારૂં છે;**
**ઇશ્વરના કામમાં અનેક રીતે ખામી ભાસે,**
**મણિમાં મીઠાશ નહિ, નિધિજળ ખારૂં છે;**
**કહે દલપત્ત કોટિ ભાનુનો આભાસ છતાં,**
**આસમાની રંગ આ આકાશમાં અંધારૂં છે.**

૧૯૭ કોઇનું ભૂંડું કરતાં પહેલાં હજાર વાર વિચાર કરજે. કેમકે ભલું કરવું મુસ્કેલ છે, પણ ભૂંડું કરવું બહુજ સહેલું છે. કૂવો પૂરવો સહેલો છે, પણ કૂવામાં પડેલો એક કાંકરો કાઢવો મુહા મુસ્કેલ છે. "**વાળી ઘડાવવી વસમી છે, પણ નાક કાપવું સહેલું છે.**" એ કહેવત હમેશાં સંભારી રાખજે.

**સારૂં કરતાં વાર બહુ, નરસું તરત કરાય;**
**સાકર, ગંધક તેલથી, તરત કોયલો થાય.**

૧૯૮ અંતઃકરણ પવિત્ર કરી તથા માથે પ્રભુ રાખી તમને જે કામ સારૂં લાગે તે કરો. લોકો શું બોલે છે? એ વિષે બહુ વિચાર કરશો માં. કેમકે તમે લોકોના ભલાને માટે ગામ વચ્ચે કૂવો ખોદો હશે તો કોઇ સાંકડો કહેશે તો કોઈ પહોળો કહેશે. કોઇ ઉંડો કહેશે તો કોઇ છીછરો કહેશે. તમે આખા ગામને મોઢે ડૂચા દેવા જઇ શકશો નહિ, મનુષ્યોના સ્વભાવ જૂદા જૂદા છે માટે તેઓ જૂદું જૂદું બોલવાના એ ચોક્કસ વાત છે. માટે આખા

જગતને તમે પ્રસન્ન કરી શકવાનાજ નહિ. સૂર્ય પણ એકી વખતે સૌને રંજન ક્યાંથીજ કરી શકવાના? તમે ગમે તેવું સારૂં કામ કર્યું હશે, પણ તે કામ દુષ્ટ સ્વભાવના માણસોને શી રીતે ગમવાનું? માટે એ લોકો તો તમારી નિંદાજ કરવાના માટેજ કહ્યું છે કે:—

**નિંદા સ્તુતિ નવ ગણો, હૈડે રાખી હામ;**
**સર્વેનું શુભ ચાહીને, કર તું તારૂં કામ.**

૧૯૯ તમે જેને તેને શિખામણ દેવાનો ધંધો પણ કરશો માં. મુરખને શિખામણ આપવા જશો તો જરૂર તે તમારો શત્રુ બનશે, ને તમારૂં ભૂંડું કરવા તત્પર થશે.

**જેવા તેવા મનુષ્યને, કરશો કદિ ન બોધ;**
**માળો વિંખ્યો સુગરીનો, કરી વાનરે ક્રોધ.**

૨૦૦ જ્યાં સ્નેહ બંધાણો ત્યાં આ નાનો છે ને આ મોટો છે એવો ભેદભાવ રહેતો નથી.

**મોટું કો ને છોટું કો, જ્યાં પ્રીતિ બંધાય;**
**દુર્યોધન મંદિર તજી, કૃષ્ણ વિદુર ઘર જાય.**

(૩)

## વ્યવહાર-શિક્ષા.

૨૦૧ “જેનું કામ જેથી થાય તે બીજાં કરે તો ખત્તા ખાય.” એ કહેવત યાદ રાખો, અને કોઇની દેખાદેખી ન કરો. હાથી ગમે તેટલો જોરાવર હશે તોપણ તેનાથી પાણીની અંદર માછલીની પેઠે તરી શકાવાનું નથી.

**દોહરો.**

**જેની જ્યાં સરજી ગતિ, તેણે ત્યાંજ જવાય;**
**ધરણીમાં હરણી ફરે, જળમાં મચ્છી જાય.**
**કર્ત્તાએ કાયા કરી, તેવું કામ કરાય;**
**થળમાં ગાડીની પેઠે, નાવે નહીં ચલાય.**

૨૦૨ જે મૂર્ખ માણસ છે તેજ એમ સમજે છે કે મારા હોવાથીજ અમુક અમુક વ્યવહારો કે કામો થાય છે, ને હું ન હોઉં તો અંધારૂંજ વળી જવાનું! આવું અભિમાન કરવું એ મૂર્ખતા છે. અનાદિકાળથી આ સંસાર ચાલતો આવ્યો છે ને ચાલ્યા કરવાનો છે. રામ અને કૃષ્ણ જેવા ચાલ્યા ગયા છતાં જગતની પરંપરા ચાલવામાં હરકત આવી નથી, તો તુચ્છ માનવની ગેરહાજરીથી જગતને શી ખોટ જણાવાની હતી? માટે ધ્યાનમાં રાખજો કેઃ—

**સુરખ જાણે મુજ વિના, ચાલે નહિ વ્યવહાર;**
**ગયા યુધિષ્ઠિર રામ નળ, પણ ચાલે સંસાર.**

૨૦૩ જેના હૃદયમાં લાગણી રહેલી છે, તે આપણને જો લાગણીપૂર્વક નિરસ વાત કહે તોપણ આપણને રસભરી લાગે છે, પરંતુ જેનું હૃદય લાગણીરહિત એટલે કે શુષ્ક છે તેની સરસ વાત પણ આપણને અસર કરતી નથી. માટેજ કહ્યું છે કેઃ—

**નિરસ બાત સોહિ સરસ, જહાં હોઈ હિય હેત;**
**ગારી હી પ્યારી લગે, જ્યોં જ્યોં સમધની દેત.**

૨૦૪ અરે ભાઇ! તું બીજાની પંચાતો પડતી મૂકી તારૂં પોતાનું જ સંભાળ. ફલાણાભાઇ આવા છે ને ઢીંકડાભાઈ તેવા છે, એવી

કૂથલીમાં તારો અમૂલ્ય વખત કાં બગાડ? આખા જગતનું પાપ તારાથી ટળવાનું નથી, માટે તું તારૂં પોતાનું જીવન સુધાર. આખું પૃથ્વીનું પડ ચામડે મઢાય તેમ નથી, માત્ર તું તારા પગમાં જોડા પહેર. આખો કૂવો કે આખું સરોવર ગળાય તેમ નથી, પણ તારા ઘરમાં રહેલો ગોળો ગળીને ભર એટલે બસ. પારકી ખરાબ ચાલચલગત જોઇ તું તારો જીવ શામાટે બાળે છે? તું પોતે સદ્ધર્મે ચાલ એટલે બસ છે.

**તુજ ઘરપર પાણી પડે, પરઠવ ત્યાં પરનાળ;**
**નભ સઘળું ઢંકાય નહિ, તું તારૂં સંભાળ.**

૨૦૫ અભ્યાસ એટલે મહાવરો ગમે તેવાં અઘરાં લાગતાં કામોને પણ સહેલાં કરે છે, માટે માણસે અભ્યાસ કરવામાં પાછી પાની કરવી નહિ. પ્રોફેસર રામમૂર્તિ વીસ ઘોડાના બળની મોટર હાથે પકડી ઉભી રાખી શકે છે, શરીર ઉપર હાથી ચલાવી શકે છે ને લોઢાની મજબૂત સાંકળ આંચકો મારી તોડી શકે છે તે શાથી? અભ્યાસથી. રંગપુરવાસી સ્વ. સુલતાનસિંહજી આંખે પાટા બાંધી બંદૂકની ગોળીએ શબ્દવેધી નિશાન તાકી શકતા તે પણ અભ્યાસથી, અને સરકસોમાં આપણે દોરડા ઉપર બાઇસીકલો ચલાવનારા ખેલાડીઓને પણ જોયા છે એ પણ અભ્યાસથીજ છે. માટે મનુષ્યે નાહિંમત બની અભ્યાસ છોડવો નહિ. કહેલું છે કે:—

**કઠણ કામ પણ આવડે, કરતાં નિત અભ્યાસ;**
**નટ ચાલે છે દોરડે, શીખે વરસ છ માસ.**

૨૦૬ હલકા માણસ પાસે વચન નાંખી આબરૂ ગુમાવવી નહિ. માટે તમે કોઇ લોભી કે હલકા મનના માણસ પાસે માગણી કરી

તમારી સોનાની ઝાલ પાણીમાં નાંખશો નહિ. મહાકવિ કાળિદાસ કહે છે કે **"याञ्चामोघावरमोधगुणे नाधमे लब्धकामा."** ગુણવાન પાસે માગણી કરતા આપણે નિષ્ફળ નીવડયા તે સારૂં છે, પણ અધમ પાસે માગણી કરતાં સફળ થયા તે સારૂં નથી. આથીજ એક કવિ કહે છે કેઃ—

## કુંડળીઓ.

**બચન સુનેરી જાલરી, બેહદ ઘડી સુનાર,**
**ઠેર ઠેર ચિત્ત રાખકે, મત પાનીમેં ડાર;**
**મત પાનીમેં ડાર, ગઇ સો હાથ ન આવે,**
**પડી ખલકકે પાસ, આપકો માન ગુમાવે;**
**કથે સો કવિયાં કાન, અબેં નહિ લાજ હુનેરી,**
**મત પાનીમેં ડાર, જાલરી બચન સુનેરી.**

૨૦૭ તમને જગતમાં જ્યાં જ્યાં સારૂં ગ્રહણ કરવા જેવું જણાય તે ગ્રહણ કરો; અને ખોટા મમતને વળગી રહો નહિ. પાસે મીઠા પાણીનો જોગ હોય છતાં બાપના બંધાવેલા ખારા કૂવાનું પાણી પીવું એમાં ડહાપણ નથી. જો સુખકારક અને લાભકારક લાગે તો જૂની રીતનો ત્યાગ કરો ને નવી રીતને ગ્રહણ કરો. પૂવના સમયમાં આપણા બાપદાદા પગે ચાલી જાત્રા કરતા, પણ આપણે આગગાડીમાં બેસીએ છીએ તે શું નવી રીત નથી કે? જેમ ઘૂવડ અજવાળું જોઇ આંખો મીંચે છે, તેમ તમે કરોમાં. અજ્ઞાનનો અંધકાર અળગો કરો ને જ્ઞાનના પ્રકાશનું સુખ ભોગવો. આ માટે ઘૂવડને ઉદ્દેશીને એક કવિ કહે છે કેઃ—

### મનહર છંદ.

ઘૂડ કહે ઘણો જુનો, ચોખો છે અમારો ચાલ,
દૂનિયાંની જુની રીત, અમારે દેખાડવી;
સૃષ્ટિ સરજ્યા પહેલાં, કહો ક્યાં સૂરજ હતો ?
એ તો થયો નવો, નવી રીત નથી પાડવી;
હોય જાતે હલકા તે, આધુનિક રીત રાખે,
ઉત્તમ જાતિએ નવી રીતને નસાડવી;
જુઓ કેવી જગતમાં ઉત્તમ અમારી જાત,
દિવાકર દેખી નહિ આંખજ ઉઘાડવી.

૨૦૮ દુષ્ટ માણસથી તમે હજાર ગાઉ દૂર રહો. એને પડછાયે પણ જશો માં. નીતિનું વચન છે કે બળદથી બે હાથ, ગાડાથી પાંચ હાથ, અશ્વથી દશ હાથ, ને હાથીથી હજાર હાથ દૂર રહેવું. પણ દુષ્ટ માણસથી તો એક આખા દેશ જેટલું દૂર રહેવું. કેમકે દુષ્ટ માણસનું મન હળાહળ ઝેરથી ભરેલું હોય છે. ઝેરનું વર્ણન કરતાં એક કવિ કહે છે કેઃ—

### મનહર છંદ.

કોઈ કહે અતિ ઝેર, વિંછી તણા આંકડામાં,
કોઈ કહે તેથી ઘણું, સરપના તનમાં;
કોઇ કહે હોય ઝેર, હડકાયા કૂતરામાં,
કોઇ કહે હોય ઝેર વૈરીના વચનમાં;
કોઇ કહે ઝેર ઘણું રહે રતનાગરમાં,
કોઇ કહે ઝેર તણાં ઝાડ ઝેરી વનમાં;

**સુણો રૂડા રાજહંસ, કહે દલપતરામ,**
**ઝાઝું ઝેર દીઠું દુષ્ટ માણસના મનમાં.**

૨૦૯ પ્રિય વાંચનાર! તેં દિગ્વિજયથી સીકંદર પાદશાહનું નામ તો સાંભળ્યું હશે. તેના પિતાનું નામ ફિલિપ હતું. એ ફિલિપે એક માણસને એટલા વાસ્તેજ નોકર રાખ્યો હતો કે મોત આવવાનું છે એ વાત તેણે વારંવાર ફિલિપને સંભારી આપવી. આથી જ્યારે ફિલિપ રાજા ગાદીપર બેસી રાજકાજ કરતો, ત્યારે પેલો માણસ થોડીવારે પોકારતો કેઃ “ ફિલિપરાજા! યાદ રાખો કે તમે મરવાના છો.” આ વચન સાંભળતાં રાજાને પવિત્ર કામો કરવાની ચાનક ચડતી. આપણે જો કે ફિલિપની પેઠે નોકર તો ન રાખી શકીએ તોપણ મનમાં સદા સંભારી રાખવું કે મરણ પગલાંની હેઠ છે. એક કવિ કહે છે કેઃ—

**કુંડળીઆ.**

**ફિરે નગારા કાલકા, ક્ષણભર છાના નાંહિ,**
**કોઈ આજ અરૂ કાલ કો, ઘડી પલકકી માંહિ;**
**ઘડી પલકકી માંહી, સમજ લે મનવા મેરા,**
**ધરા રહે ધનમાલ, જંગલમેં હોગા ડેરા;**
**કહત દિન દરવેશ, જગતમેં જીત મજારા,**
**ક્ષણ ભર છાના નાંહિ, કાલકા ફિરે નગારા.**

કવિ વર **શામળ** પણ સમજાવે છે કેઃ—

**છપ્પો.**

**કોઇ આજ કોઇ કાલ, કોઇ માસે ખટ માસે,**
**કોઈ વર્ષ દશ બાર, કોઇ પચ્ચીશ પચાશે;**

કોઈ સાઠ સિત્તેર, કોઇ પોણોસો એંશી,
જે જાયું તે જાય નથી રહેવાનું બેશી;
જે નામ તેહનો નાશ છે, ધર્મજ એવો ધાર
કવિ શામળ કહે મુરખ કરે ગંદી દેહનો ગારવો.[1]

ભગવાન શંકરાચાર્ય પણ કહે છે કે:—

नलिनीदलगतजलमतितरलम्
तद्वत्जीवितमतिशयचपलम्।
विद्धिव्याधिव्यालग्रस्तम्
लोकंशोकहतंच समस्तम् ॥

અર્થઃ—કમળના પાંદડા ઉપર રહેલું પાણીનું ટીપું જેવું અસ્થિર છે, તેવું આ મનુષ્યનું જીવન પણ અત્યંત ચપળ છે. વળી આ સમસ્ત મનુષ્યલોક રોગ રૂપી સર્પે ડંખેલો શોકમય છે.

મહા કવિ કાળિદાસ પણ ગાય છે કે:—

मरणंप्रकृतिः शरीरिणाम्
विकृतिर्जीवितमुच्यते बुधैः।
क्षणमप्यवतिष्ठतेश्वसन्
यदिजन्तुर्ननुलाभवानसौ ॥

અર્થ—"ડાહ્યા માણસોએ કહેલું છે કે મરણ એજ શરીરની પ્રકૃતિ છે. જીવતર એ તો માત્ર વિકાર છે. માટે જે કાંઇ જીવે એક બે શ્વાસોચ્છ્વાસ લીધા એજ લાભમાં છે"

વળી એક બીજો સંસ્કૃત કવિ પણ કહે છે કે:—

૧ ગર્વ.

**चेतोहरायुवतयः सुहृदोनुकूलाः**
**सद्बान्धवाः प्रणतिगर्भगिरश्च भृत्याः ।**
**गर्जन्तिदन्तिनिवहास्तरलास्तुरंगाः**
**संमिलने नयनयोर्नहि किंचिदस्ति ॥**

અર્થઃ—" મનનું હરણ કરે એવી યુવતીઓ, સદા અનુકૂળ રહેનારા મિત્રો, માયાળુ બંધુજનો, નમ્ર મીઠી વાણી બોલનારા નોકરો, ઝૂલી રહેલા હાથીઓ અને ચંચળ અશ્વો ભલે હોય, પરંતુ જ્યારે આંખ મીંચાણી ત્યારે એ બધાંમાંનું કાંઇજ રહેવાનું નથી.

કવિવર કેશવલાલ હરિરામ પણ કહી ગયા છે કેઃ—

**વસંતતિલકા.**

**આ છે શરીર કહું કાચતણી કટોરી,**
**આયુષ્ય કાલ પણ જાય સદૈવ ચોરી;**
**સામાન્ય અંત સમયે સહુ રંક રાય,**
**વિંચાય આંખ પછી કાંઇ ન હોય હાય !**
**પુત્રો કલત્ર ધન ધામ ધરા હવેલી,**
**જાવું જરૂર જશ જોબન જોર મેલી;**
**વિશ્વાસ કેમ ક્ષણભંગુરનો રખાય,**
**વિંચાય આંખ પછી કાંઇ ન હોય હાય !**
**ચાલો સદાચરણમાં પ્રિયમિત્ર મારા,**
**પૂરા થશે શુભ મનોરથ તો તમારા;**
**આ દેહ તો સફળ જો પ્રભુને ભજાય,**
**વિંચાય આંખ પછી કાંઇ ન હોય હાય !**

**( કેશવકૃતિ. )**

એક હિંદી ભાષાનો કવિ પણ કહે છે કેઃ—

### દોહો.

નૃપત સેન સંપત્તિ સહિત, સૂત કલત્ર પરિવાર;
કરત સબનકો શૂન્ય સમ, નમો કાલ કિરતાર.

### છપય છંદ.

જો જનમે હમ સંગ, કાલ તિનહૂંકો મારે,
રહે અકેલે આપ, ફંદમેં અતિ દુખિયારે;
હમ આ જરજર દેહ, નિકટ દિસત હે મરબો,
જૈસે સરિતા–તીર બૃચ્છ કો તુચ્છ ઉખરબો;
અબહુ તજહુ નહિ મોહમન, ઉમગિ ઉમગિ ઉર જો રહત,
ઐસે અચિત ગો સંગ સો, ન્યાય જગત કો દુઃખ સહત.

અર્થઃ—હે કાળરૂપી કિરતાર, હું તને નમું છું. તેં મોટા મોટા રાજાઓને તેની સેના અને સંપત્તિ સાથે ગળી લય પમાડ્યા છે. જે માણસો અમારી સાથે જન્મ્યા હતા, તેમને કાળ ગળી ગયો છે. હવે અમે એકલા રહ્યા છીએ ને મહા દુઃખી છીએ. અમારૂં શરીર વૃદ્ધાવસ્થાને લીધે જર્જરિત થઇ ગયું છે, ને મરણ પાસે દેખાય છે. નદીકાંઠે રહેલા ઝાડની પેઠે તણાઇ જવાની સ્થિતિમાં અમે છીએ, તોપણ અમારૂં મન મોહને છોડતું નથી. જડ ઇંદ્રિયોમાં ને શરીરમાં મમતા રાખવાથી આખું જગત્ અમારી પેઠે દુઃખમાં રીબાતું અમે જોઇએ છીએ.

૨૧૦ અવિચાર્યું બોલવા કરતાં ન બોલવું એ વધારે સારૂં છે, નુકસાન કર્યા કરતાં નુકસાન ખમવું એ વધારે સારૂં છે, હવાઇ વિચારો કર્યા કરતાં વિદ્યા કે કળાનાં પુસ્તકો વાંચવાં એ વધારે સારૂં છે. કોઇને કઠોર વચનો કહેવા કરતાં મૌન પકડવું એ વધારે સારૂં છે. કહેવા કરતાં કરી બતાવવું એ વધારે સારૂં છે. આખી સભાની વિરુદ્ધ બોલવા કરતાં ત્યાંથી ખસી નીકળવું એ વધારે સારૂં છે. જામીન થવા કરતાં જોગી થવું એ વધારે સારૂં છે; ને નિર્લજ્જ થવા કરતાં મરવું એ વધારે સારૂં છે.

૨૧૧ ભૂલ્યેચૂક્યે પણ રાજાને સ્નેહી, યોગીને મિત્ર અને વેશ્યાને પત્ની સમજવાની મૂર્ખાઈ કરવી નહિ. કહેવત છે કેઃ—

દોહરો.

**રાજા કોનો ગોઠીઓ, જોગી કોનો મિત્ર;**
**વેશ્યા કોની નાર છે ?(એ) ત્રણે મિત્ર કુમિત્ર.**

જે માણુસ બીજાની નિંદા તમારી પાસે કરે છે, તે માણુસ તમારી નિંદા પણ બીજાની પાસે કરતો હશે એ તમારે સમજીજ રાખવું.

**બીજાની નિંદા કરે, તમ આગળ જે આજ;**
**કાલે કરશે તે નકી, તમ નિંદાનું કાજ.**

૨૧૨ કેટલાંક કામો એવાં છે કે જે યોગ્ય સમયે જ ફળ આપનારાં થાય છે, એમાં ઉતાવળ કર્યે પાલવે નહિ. અનાજનાં ખેતરો પણ મોસમ થાય ત્યારેજ પાકે છે. વૃક્ષો ઉપર ફળફૂલ પણ મોસમ થાય ત્યારેજ આવે છે. સાગરમાં ભરતી–ઓટ પણ સમય થાય ત્યારેજ આવે છે, ને ટાઢ, તડકો ને વરસાદ પણ જ્યારે એનું ટાણું આવે ત્યારેજ પડે છે. માટે અત્યંત ઉતાવળા ન થતાં સમ-

યની પણ વાટ જોવી જરૂરની છે. કહ્યું છે કે:—

મનહર છંદ.

ટાણા વિના બોધ કે વિરોધ કાંઇ થાય નહિ,
ટાણા વિના ફૂલ જેવાં વચનો ફેટાણાં છે;
ટાણા વિના હેતપ્રીત હર્ષ-શોક હોય નહિ,
ટાણા વિના વાવરવાં નાણાં તે નકામાં છે;
ટાણા વિના વીરનાં કટાણાં હથિયાર હોય,
ટાણા વિના ચારેકોર રીરંગીનાં થાણાં છે;
કેશવ કહે છે થવું હોય તે તે ટાણે થાય,
ટાણા વિના પાણી કોની આંખનાં સૂકાણાં છે?

૨૧૩ ક્ષણે ક્ષણે વિદ્યા મેળવવી અને કણેકણે ધનનો સંઘરો કરવો. આજ કાલના સમયમાં ધન હોય તોજ બધાં કામો સિદ્ધ થઇ શકે છે. ધન હોય તોજ ઘરસંસાર ચલાવી શકાય, પુત્રપુત્રી પરણાવી શકાય, નાતજાતમાં નામના કાઢી શકાય, અને પરોપકાર કરી શકાય છે. જેની ગાંઠમાં નાણું હોય તેજ ડાહ્યો, તેજ કુલિન, તેજ પંડિત અને તેજ સર્વગુણ સંપન્ન ગણાય છે; પછી ભલેને તેનામાં એક પાઇની પણ અક્કલ ન હોય? એક કવિ કહે છે કે:—

મનહર છંદ.

નાણાં વિના નાતજાતમાંહી નામ રહે નહિ,
નાણાં વિના ભલાં ભાગ્ય ભોંયમાં દટાણાં છે;
નાણાં વિના વાહવાહ આવીને કરેછે કોણ?
નાણાં વિના ખાવા ટાંણે ખડખડ ભાણાં છે;

નાણાં વિના સારા ગુણ સઘળા સમાઇ જાય,
નાણાં વિના આંખ, કાન, નાક બધાં કાણાં છે;
કેશવ કહે છે નાણાં વિના નર વાનર છે,
નાણાં નહિ હોય તેનાં ક્યાંઇ ક્યાં ઠેકાણાં છે ?

જોવા જેવું તો એ છે કે ધનવાનના દોષોને આંધળી દુનિયા ગુણોમાં ગણે છે. જેમકેઃ—

“ મનહર છંદ. ”

ધનવાનમાંહિ દોષ હોય તે ગણાય ગુણ,
ધનવાનથકી લોક સઘળા દબાય છે;
ધનવાનથકી થાય ઉંધું તે ગણાય સારૂં,
ધનવાન ધૂળ ધાલે લીલા તે લેખાય છે;
ધનવાન વદે તે તો વેદનાં વચનરૂપ,
ધનવાનતણું કૂળ ઉત્તમ મનાય છે;
સારા ગુણ હોય તોય ધન જો ન હોય ભાઇ,
કેશવ કહું શું બધું ધૂળધાણી થાય છે.

નિર્ધન માણસ ગમે તેવો ડાહ્યો હોય, પણ તેની દરકાર કોઈ જ કરતું નથી; પણ ધનવાન ભલેને ગાંડુઘેલું બોલે તે જગતમાં સારૂં મનાય છે. માટેજ કહે છે કેઃ—

શાહી જેવો કાળો હોય, માખીઓનો માળો હોય,
ગલોફામાં ગાળો હોય, નીતિનું તો નામ છે;
હૃદય કઠોર હોય, ચાડીઓ કે ચોર હોય,
ગુણિકાનો ગોર હોય, વ્હાલો પંથ વામ છે;

લંપટ લબાડ હોય, પાપનો પહાડ હોય,
ઝેરતણું ઝાડ હોય, જુલમીનો જામ છે;
કેશવ અધિર કે બધીર હોય તોય પણ,
તેને લોક માને જેની પાસે ધન-ધામ છે.

વળી એજ કવિ કહે છે કેઃ—

( મનહર છંદ. )

બોલવામાં બાંગો હોય, સમજમાં સાંગો હોય,
ગાફલ કે ફાંગો હોય, હાડમાં હરામ છે;
અતિ અનાચારી હોય, વિવિધ વિકારી હોય,
જંગલી જુગારી હોય, કાળાં ધોળાં કામ છે;
આળસ અપાર હોય, સુમ સરદાર હોય,
વેવલા વિચાર હોય, ઠગાઇનું કામ છે;
કેશવ કુબાડી કે અનાડી હોય તોય પણ,
તેને લોકો માને જેની પાસે ધન-ધામ છે.

એથી ઉલટું જોશો તોઃ—

મનહર છંદ.

રાજનીતિ જાણ હોય, સુગુણની ખાણ હોય,
ભુવનનો ભાણ હોય, પરદુઃખ હરે છે;
સદાચારવાન હોય, મોટો મતિમાન હોય,
ભલે ભગવાન હોય, ધીરે પગ ધરે છે;
પરમ પવિત્ર હોય, મોટાઓનો મિત્ર હોય,
વાતમાં વિચિત્ર હોય, દોષ દેખી ડરે છે;

**રાગી કે વિરાગી હોય, સુંદર સુહાગી હોય,**
**નાણું નહિ હોય તેનું કામ કોણ કરે છે ?**

પ્રિયવાચક! વાણી બોલવામાં તું બહુજ સાવધાની રાખજે. પ્રીત અને અપ્રીત, ચડતી અને પડતી, તથા લાભ અને હાનિ એ બધું વાણીમાંજ રહેલું છે. વાણી ન હોત તો જગતનો કશો વ્યવહાર થાતજ નહિ. હજારો મનુષ્યોમાં માન અપાવનારી પણ વાણી છે અને હજારો સાથે વઢવાડ કરાવનારી પણ વાણી છે. માટે વાણી વાપરતાં ઘણોજ વિવેક રાખવો.

**મનહર છંદ.**

**વચનથી વેરવાળ વેરને વિસારી મૂકે,**
**વચનથી કિંમત જણાઈ આવે જનમાં;**
**વચનથી અંતરમાં આનંદ અધિક થાય,**
**વચનથી મહાખેદ ઉપજે છે મનમાં;**
**અજાણ્યાથી પ્રીત થાય, જાણ્યા વિપરીત થાય,**
**વચનથી જાવું પડે, પારકા વતનમાં;**
**સુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,**
**વિદ્યા વશીકરણની વસે છે વચનમાં.**

વાણીનો મહિમા ગાતાં અન્ય કવિ કહે છે કેઃ—

**મનહર છંદ.**

**વાણીવડે બોધ થાય, વાણીથી વિરોધ થાય,**
**વિદ્યા, કળા, કુશળતા વાણીમાં સમાણી છે;**
**વાણીવડે હેતપ્રીત હર્ષશોક સમજાય,**
**વાણી બધા વ્યવહારતણી મહારાણી છે;**

**વાણીવડે ગાનતાન માન અભિમાન પણ,**
**વાણીવડે પંડિતપણાનું ખરૂં પાણી છે;**
**કેશવ કહે છે વાણી એક જો ન હોત ભાઇ,**
**અંતર સમજવાની પૂરી રામકાણી છે.**

૨૧૪ જેનો જે સ્વભાવ છે તે ટાળ્યો શી રીતે ટળે ? ભારવાળી વસ્તુને ભોંયે પડવાનો સ્વભાવ છે ને ધૂમાડાનો ઉંચે ચડવાનો સ્વભાવ છે. પ્રવાહી પદાર્થોનો ઢળતી જગ્યોભણી વહેવાનો સ્વભાવ છે ને ધ્રુવ-કાંટાની સોયને ધ્રુવભણી વળવાનો સ્વભાવ છે. વીજળીનો ઝડપથી ફેલાવાનો સ્વભાવ છે અને અગ્નિનો બાળવાનો સ્વભાવ છે. હવે ડાહ્યા મનુષ્યનું એજ કામ છે કે એ સ્વભાવને અનુકૂળ થઇ તેની પાસે કામ લેવું. એ સ્વભાવને ફેરવવા જતાં વિપરીત પરિણામ આવવાનો સંભવ છે. વીજળીના ગતિ કરવાના સ્વભાવ ઉપરથી તારા ને ટેલીફોન, ધ્રુવકાંટાની સોયના સ્વભાવ ઉપરથી બલૂન બનાવવામાં આવેલાં છે. મતલબ કે એનો ઉપયોગ કરવામાંજ ડહાપણ સમાએલુ છે. જગત્માં કોઇ પણ માણસ ગુણ વિનાનું નથી, ને જગતમાં કોઈ પણ વૃક્ષ ઔષધિના કામમાં ન વપરાય એવું નથી, ને જગત્માં કોઇ પણ વસ્તુ ઉપયોગ વિનાની નથી. માત્ર તેના યોજનારાજ દુર્લભ છે.

૨૧૫ સમજુ માણસ તો મુરખાઓની મુરખાઇ ભરેલી વાતોમાંથી પણ સાર ગ્રહણ કરે છે, પરંતુ મુરખ તો પંડિતનાં જ્ઞાનવાળાં વચનોમાંથી પણ જ્ઞાન ગ્રહણ કરી શકતા નથી. મુરખ પાસે દર્શાવેલુ જ્ઞાન એ તો “**આંધળા આગળ આરસી**” બતાવવા જેવું છે અથવા “**ભેંસની આગળ ભાગવત**” વાંચવા જેવું છે કહ્યું છે કેઃ—

### કવિત

**જટ્ટ કહા જાને ભટ્ટકો ભેદ, કુંભાર કહા જાને બેદ જગાકો?**
**મૂઢ કહા જાને ગૂઢકી બાતમેં, ભીલ કહા જાને પાપ લગાકો?**
**પ્રીતકી રીત અતીત કહા જાને, ભેંસ કહા જાને ક્ષેત્ર સગાકો?**
**કવિ ગંગ કહે સુનો શાહ અકબર, ગદ્ધા કહા જાને નીર ગંગાકો?**

૨૧૬ તમે સંગતિ કરો તો જે તમારાથી જ્ઞાનમાં અને ગુણમાં ચડિયાતા છે તેનીજ કરજો. પણ જે તમારાથી જ્ઞાનમાં તથા ગુણમાં ઉતરતા છે તેની સોબત કરજો માં. પંડિતોની સોબત કરવાથી ઘણો લાભ થાય છે, અને હલકા માણસોની સંગતિ કરવાથી અપાર નુકસાન થાય છે. પાણીનું ટીપું તો એનું એજ છે પણ સંગતિભેદે તેમાં કેટલો તફાવત થાય છે તે જુઓ. એજ પાણીનું ટીપું જો સીપમાં પડે છે તો મોતી થાય છે, એજ પાણીનું ટીપું જો કમળના પાંદડા ઉપર પડે છે તો મોતીના દાણા જેવું થાય છે, ને એજ પાણીનું ટીપું જો તપેલા લોઢા પર પડે છે તો તત્કાળ નાશ પામે છે. એ બધો સંગતિભેદનોજ ચમત્કાર છે. સત્સંગતિ વિષે એક કવિ કહે છે કેઃ—

### ( મનહર )

**પંડિતપ્રસંગથી, સુસંગિતનો રંગ ચડે,**
**પંડિતપ્રસંગથકી વ્હેમ દૂર વામીએ;**
**પંડિતપ્રસંગથકી મુખ્ય મુખ્ય માન મળે,**
**પંડિતપ્રસંગે પળ પડે ન નકામીએ;**
**પંડિતપ્રસંગથી પવિત્ર તો મતિ પમાય,**
**પંડિતપ્રસંગ તો વખાણ્યો વીર સ્વામીએ;**

**સુણો રૂડા રાજહંસ કહે દલપતરામ,**
**પુણ્ય પાખી પંડિત–પ્રસંગ ક્યાંથી પામીએ?**

નીચની સંગતિથી થતાં નુકસાનો આ પ્રમાણે છેઃ—

( છપય છંદ )

**કરે નીચનો સંગ, નીચની બુદ્ધિ આવે,**
**કરે નીચનો સંગ, સકળ સદ્‌ગુણો ગમાવે;**
**કરે નીચનો સંગ, નીચની ભાષા ભાખે,**
**કરે નીચનો સંગ, નીચની રીતિ રાખે;**
**વળી નીચ કામ નીચાં કરે, નીચ કહેવાએ ઉંચ જન,**
**શામળ કહે સંગત નીચની, કોઇ ન કરશો કોઇ દિન.**

૨૧૭ આ જગતનો તમામ વ્યવહાર પેટ ભરવામાટે ચાલી રહ્યો છે. કોઇ પેટમાટે પરદેશ જાય છે, કોઇ પેટમાટે દરિયામાં ડૂબકીઓ મારવાનું કામ કરે છે, કોઇ પેટમાટે તોપોના ગોળા સામે લડાઇમાં ઉભા રહે છે, કોઈ પેટમાટે વાઘને સિંહના મોંમાં માથાં ઘાલે છે, કોઇ પેટમાટે ઝેરી સર્પો સાથે રમતો કરે છે, કોઈ પેટમાટે ભૂંડીમાં ભૂંડી નોકરી કરે છે ને કોઈ પેટમાટે વિષ્ટાના ટોપલા ઉપાડતા જોવાય છે. આમ ન કરવાનાં કામો પેટમાટે મનુષ્યોને કરવાં પડે છે એ અજબ વાત છે. એથી કવિ શામળ ગાય છે કેઃ—

( છપયછંદ )

**પેટ કરાવે વેઠ, પેટ વાજાં વગડાવે,**
**પેટ ઉપાડે ભાર, પેટ ગુણ સૌના ગાવે;**
**પેટ ભમે પરદેશ, પેટથી પાપ કરે છે,**
**પેટ કરે છે જાર, પેટ તો સત્ય હરે છે;**

**વળી સંચ પ્રપંચ અધિક કરે, પેટ કાજ નરકે પડે,**
**શામળ કહે સાચું માનજો, પેટ-પાપ નરને નડે.**

વળી પેટની ઉપાધિ વર્ણવતાં તે કવિ કહે છે કેઃ—

**પેટ કરાવે પાપ, પેટ પરદેશે કાઢે,**
**પેટ કરે પ્રપંચ, ચલાવે મારગ આડે;**
**પેટ કરે પાખંડ, પેટ વણ વાંકે દંડે,**
**પેટે સંકટ થાય, પેટ મહેનતમાં મંડે;**
**સતી નારીને ગુણકા કરે, શા અવગુણ કહું શેઠના?**
**શામળ કહે છે સૌ જાણજો, પ્રપંચ પાપી પેટના.**

જો પેટ ન હોય તો કશીજ ઉપાધિ રહે નહિ. રાંધવું, ખાવું, કમાવું એ બધું માત્ર એક પાપી પેટને માટે છે એ વિષે કહે છે કેઃ—

**મનહર છંદ.**

**રાંધવું સીંધવું ઠામ વાસણ વગેરે બધી,**
**પેટ જો ન હોત તો પંચાત કોને નડે છે?**
**પેટ વિના ભૂખ કે તરસ ક્યાંથી લાગે ભાઇ,**
**પેટ જો ન હોય તો કમાવું કોને પડે છે?**
**લાંચ ચાડી કે લબાડી પેટને પાપેથી થાય,**
**પેટ જો ન હોય તો ચાકડે કોણ ચડે છે?**
**ગમે કે ન ગમે એવી અતિ કડાકૂટવાળી,**
**કેશવ ઉપાધિ બધિ એક પેટવડે છે.**

વળી પાશેરનું પેટ મહા પ્રયત્ન કર્યાં છતાં પણ કદિ સદાને માટે ભરાતું નથી એ વિષે કહે છે કેઃ—

### મનહર છંદ.

ભારે ભારે ભંડારો ભરાતાં વાર લાગે નહિ,
મોટાં મોટાં સરોવર જળે છલકાય છે;
હારો ખાંડી કળશીની કોઠીઓ કરેલી હોય,
તેટલું નાંખ્યાથી અન્ન તરત ભરાય છે;
ભૂમિમાં ખોદેલી ખાણ, તે પણ ભરાઇ ભાળી,
ઇશની કળાથી અતિ કૌતુક પમાય છે;
કેશવ કહું શું એક પાશેરનું પેટ પણ,
ઠાંસી ઠાંસી ભરો તોયે ઠાલું થઇ જાય છે.

૨૧૮ પ્રિય વાચક! તું જેતું મન ન દેખે, તેને ત્યાં બેસવા માટે પણ જઇશ માં. વળી જેના અંતરમાં પ્રીત ન દેખે, તેને ત્યાં મેમાન બનીને પણ રહીશ માં. ભૂલેચૂકે તું તેને ત્યાં બેસવા ગયો હો, અથવા મેમાન થયો હો તો વેળાસર ત્યાંથી રસ્તો પકડજે. પણ ત્યાં રોકાઇ તારૂં માન ગુમાવીશ માં. એક કવિ એ માટે કહે છે કેઃ—

### સોરઠા.

આવતણાં એંધાણ, મળવામાં માઠપ કરે;
એ શું પાથરશે પ્રાણ, સાચું સોરઠીઓ ભણે.

અર્થઃ—“ આંગણે મેમાન આવ્યો તેને મળવામાંજ જેનું મન પાછું પડતું હોય તે માણસ મેમાન માટે પ્રાણ શું પાથરવાનો હતો ? મળવામાંથીજ એનો આવકાર તો જોવાઇ ગયો છે.”

૨૧૯ બધાં માણસોને બે પગ, બે હાથ, બે આંખો, બે કાન, એક મોં અને એક માથું છે. પરંતુ એ બધાં માણસો એક સરખાં નથી. માણસે માણસે ઘણો ફેર છે. એક માણસ કિંમત ન થાય એવો

અમૂલ્ય હોય છે, ત્યારે બીજો માણસ ટકાની કિંમતનો હોતો નથી. એ વિષે કહેલું છે કેઃ—

( સોરઠો. )

આણંદ કહે પરમાણંદા, માણસે માણસે ફેર;
(એક)નાણું ખરચે ના મળે (ને) એક ત્રાંબીઆનો તેર.

બાહ્ય દેખાવે તો બધાં માણસો સરખાં જણાય છે; પણ જ્યારે તે વાણી બોલે ત્યારે તેની કિંમત થાય છે. એ વિષે કહેલું છે કેઃ–

( સોરઠો. )

કોયલડી ને કાગ, વાને વરતારો નહિ;
જીભલડીમાં જવાબ, સાચું સોરઠીઆ ભણે.

૨૨૦ પ્રભુભક્તિ અને ગમે તેવાં હલકાં આચરણો એ બે વાનાં એક સાથે બની શકતાં નથી. જો પ્રભુ પ્રાપ્ત કરવા હોય તો હલકાં આચરણો છોડવાં પડે છે, ને હલકાં આચરણે ચાલવું હોય તો પ્રભુભક્તિનો રસ્તો છોડવો પડે છે. કહ્યું છે કેઃ—

પરમેશ્વરશું પ્રીતડી, અરૂ પરનારીસેં હસના;
તુલસી દોનું ના બને, લોટ ખાના અરૂ ભસના.

૨૨૧ જે માણસનો વિનાશકાળ સમીપમાં દેખાય છે, તેની સાથે જો તમે જોડાશો તો તમારી પણ એજ દશા થવાની, એ ચોક્સ માનજો. માટે વિનાશકાળે વિપરીત બુદ્ધિવાળા થએલા માણસ સાથે તમે જોડાશો માં, પણ તેનાથી વેગળાજ રહેશો. કહ્યું છે કેઃ—

દોહરો.

જેનો વિનાશકાળ છે, તે સંગે દુખ થાય;
જે કણ જઈ થાળે પડયા, તે તો સર્વ દળાય.

( ક. દ. ડા. )

૨૨૨ જે માણુસ હલકું છે, તે ગમે તેટલો પ્રયત્ન કરે તોપણ તેનો મનોભાવ પ્રકટ થયા વિના રહેતો નથી. એનાં વચનોમાં એનો વિચાર પ્રકટ થઇ જાય છે. હિંગ અને લસણમાં હજારો પ્રયત્ન કર્યા છતાં કસ્તૂરિની સુગંધી શી રીતે આવે ?

દોહરો.

**ભલે બચન મુખ નીચ કે, નાંહિ ન હોત પ્રકાશ;**
**હિંગ લસુનમેં ના મિલે, ઘન કસ્તુરી બાસ.**

( વૃંદ કવિ. )

૨૨૩ જે ખરેખરો ખાનદાન ને ઉંચા સ્વભાવનો માણસ છે, તે કદિ પણ પોતાને મોઢે પોતાનાં વખાણ કરતો નથી. જે ખરેખરો હીરો છે એ કાંઈ પોતાને મોઢે કહે છે કે મારી કિંમત લાખ રૂપિયા છે ? નહિજ.

દોહરો.

**બડા બડાઈ ના કરે, બડા ન બોલે બોલ;**
**હીરા મુખસેં ના કહે, લાખ હમારા મોલ.**

૨૨૪ સામો માણુસ જે રીતે સમજી શકે તેમ હોય તે રીતે તમે તેને સમજાવો. બાળકને સમજાવવું હોય તો બાળક બનીને તમે વાત સમજાવો. જો બહેરાને સમજાવવું હોય તો તમે ભલે બહેરા ન હો; તોપણ બહેરાં ને મુંગાં માણસો જેવી ઇશારતો કરે છે તેવી ઇશારતો કરીને એને સમજાવો. આથી તમે સહેલાઇથી કામ કરી શકશો. નહિતો તમારી મહેનત નકામી જશે. કહ્યું છે કે:—

દોહરો.

**તાકો ત્યોં સમજાઇયે, જો સમજે જીહી બાનિ;**
**બૈન કહત મગ અંધકો, જ્યોં બહિરૈકું સાનિ.**

૨૨૫ માણુસના મનમાં હેત છે કે કપટ છે, એ વાત છૂપાવી છૂપાતી નથી. હજારો પ્રકારની ચતુરાઇ કરે તોપણ એ તો એની મેળે પ્રકટ થઇ જાય છે. કહ્યું છે કેઃ—

### સોરઠો.

**હુન્નર કરો હજાર, શાણપણું ને ચાતુરી;**
**હેત-કપટ વે'વાર, છાનાં ન રહે રાજીયા!**

૨૨૬ કેટલાક માણસો પોતે બધા અવગુણોથી ભરેલા હોય છે, છતાં પોતાના કરતાં બીજા સારા માણસોના અવગુણો ગાઇ ગાઇ તેની ટીકા કરતા જોવામાં આવે છે. આવા માણસો અઢાર અંગે વાંકવાળા ઉંટના જેવા છે. એવા માણસોએ પોતાના અવગુણો જોઇ સુધરવું એજ લાભકારક છે. નહિતો બીજાની વક્રતા ગાનારા ઉંટને શિયાળે જવાબ આપ્યો, ત્યારે જેમ ઉંટને શરમાવું પડયું હતું, તેમ આ લોકોને શરમાવું પડશે.

### મનહર છંદ.

**ઉંટ કહે આ સમામાં, વાંકા અંગવાળાં ભૂંડાં,**
**ભૂતળમાં પક્ષીઓ ને પશુઓ અપાર છે;**
**બગલાની ડોક વાંકી, પોપટની ચાંચ વાંકી,**
**કૂતરાની પૂંછડીનો, વાંકો વિસ્તાર છે;**
**વારણાની[1] સૂંઢ વાંકી, વાઘના છે નખ વાંકા,**
**ભેંશને તો શિર વાંકાં શીંગડાંનો ભાર છે;**
**સાંભળી શિયાળ બોલ્યો દાખે દલપત્તરામ,**
**અન્યનું તો એક વાંકું, આપનાં અઢાર છે.**

---

૧ હાથીની.

૨૨૭ લોભ એ આબરૂ ઘટાડનારો મહા દુર્ગુણ છે. પાસે અગણિત પૈસો હોય છતાં લોભ માણસને દીન બનાવે છે, સગાંમાં કુસંપ કરાવે છે, વહેવારમાં ન્યૂનતા કરાવે છે, અને અધર્મના માર્ગમાં દોરી જાય છે. લોભથી માણસને ધર્મ અધર્મનું,કૃત્ય અકૃત્યનું કે યોગ્ય અયોગ્યનું પણ ભાન રહેતું નથી. લોભ પ્રીતમાં પૂળો મૂકાવે છે, લોભ ચોરી અને ચાડી કરાવે છે, લોભ માણસને જૂઠું બોલાવે છે ને લોભ બાપદાદાનું નામ બોળાવે છે. લોભ એ માણસને છતી આંખે આંધળો અને છતે કાને બહેરો બનાવે છે. માટે એ મહા દોષ પોતાનામાં ન પેસે તેને માટે સૌએ ચેતતાં રહેવું. કહ્યું છે કેઃ—

છપય છંદ.

લોભ કરાવે કષ્ટ, લોભ મરજાદ મટાડે,
લોભ કપાવે શીશ, લોભ ગુણજ્ઞાન ઘટાડે;
લોભે જાય તણાઇ, લોભ સુખ સર્વ શમાવે,
ઉત્તમ અધિપતિ આપ, નીચને શીશ નમાવે;
દુઃખ દાવાનળ તો લોભ છે, કરે ગુણીને ગરકમાં,
કવિ શામળભટ સાચું કહે, લોભી પડશે નરકમાં.

લોભી માણસ કેવો આંધળો બની જાય છે તે વિષે કહે છે કેઃ-

છપય છંદ.

લોભી ન ગણે પાપ, લોભી જગને નવ જુએ,
લોભી ન માને શાપ, પાણી પરિયાનું ખુએ;
લોભી કુડાં કામ કરે, બ્હેકે નવ બીએ,
લોભી બોળે નામ, લાખ લાંછન શિર લીએ;

લોભી તો જીવ જાતે ખુએ, લોભી અવગુણ નવ ગણે,
લોભી દ્રષ્ટે દેખે નહિ, શામળભટ સાચું ભણે.

દોહરો.

લોભે લાજ ઘટે ઘણી, લોભે પ્રભુ પ્રતિકૂળ;
લોભે લક્ષણ જાય છે, લોભી પાપનું મૂળ.

( ક. દ. ડા. )

જગતનો મોટો ભાગ લોભમાં તણાયો જાય છે. એ વિષે કહ્યું છે કે:—

મનહર છંદ.

જોયા ઘણા જોગી ને વિયોગી જન જોયા ઘણા,
જપ તપ કરી કરી કાયા કોડે કસે છે;
કોઈ જટાજુટ રાખે, મુંડન કરાવે કોઇ,
વિજન[2] વનમાં જઈ ઘણા વળી વસે છે;
ભભૂત લગાવે કોઇ મંદિર મસાણ હોય,
સાથરા ઉપર સુએ હેત હરિ રસે છે;
સંપતનું સુખ હોય દેહે ઘણું દુઃખ હોય,
કેશવ એવાને પણ લોભ–સાપ ડસે છે.

લોભી માણસો પોતાના શરીર–સુખને માટે પણ પૈસો ખરચી શકતા નથી, તો બીજાને માટે તો શેનાજ ખરચે ? એવા લોભી માણસોને ધિક્કાર આપતાં કહે છે કે:—

મનહરછંદ.

ધૂતી ધૂતી ધનને ધરાયો નહિ ધૂરત તું,
ધિક તારી ધારણા જે ધન ધર્યું ધૂળમાં;

---

૨ ઉજાડ.

**મતિરૂપી અમૃત મળેલું મહા મૂલ્યવાન,**
**મચી મચી રેડયું મહા પાપનાજ મૂળમાં;**
**તાપનો સંતાપ ને સંતાપ શિર સરવડાંનો,**
**સહન કરીને દ્રવ્ય સંચ્યું રહી શૂળમાં;**
**દેહને સદૈવ દુઃખ દીધું દલપત્ત કહે,**
**દમડી ન તોડી તેં દવામાં કે [3]દુકુળમાં.**

નપુંસક પુરુષ પોતાની સ્ત્રી ઉપર માત્ર હાથ ફેરવવાનોજ હકદાર છે; અને એનો ભોક્તા તો ખરેખર કોઇ બીજોજ થાય છે, તેમ લોભી માણસ પણ લક્ષ્મીને માત્ર જોવાનોજ કે હાથ ફેરવવાનોજ હકદાર છે; એનો ભોક્તા તો જેના ભાગ્યમાં હશે તેજ થનાર છે. તીજોરી ઉપર પહેરો ભરનાર પોલીસ જેમ લક્ષ્મી સાચવવાનાજ કામને માટે યોજાએલા છે તેમ લોભીજનો પણ લક્ષ્મી સાચવવાનાજ કામને માટે યોજાએલા છે. મધમાખીઓ જેમ લોભ કરી કરી મધપૂડામાં મધ એકઠું કરે છે, પરંતુ એ મધ પારધિ આવીને ઝૂટવી જાય છે, તેમ લોભીઆના ધનની પણ દશા થાય છે. કહ્યું છે કેઃ—

**દોહરો.**

**મધમાખી મધ સંગ્રહે, ખંતે કદિ ન ખાય;**
**પારાધી પાછળ પડી, સઘળું લૂટી જાય.**

માટે "પૈસો મારો પરમેશ્વર" એવો હલકો વિચાર ન રાખશો.
૨૨૮ લોભી માણસનું ધન કાંતો ચોર ચોરી જાય છે, કાંતો રાજા લૂંટી લે છે ને કાંતો અગ્નિ બાળીને ભસ્મ કરે છે. અથવા તો

3 વસ્ત્રો.

તેના વંશવારસો કુમાર્ગે ફના ફાતીઆ કરી નાંખે છે. એક સંસ્કૃત કવિ કહે છે કેઃ—

**दानं भोगो नाशः तिस्रः गतयो भवन्ति वित्तस्य ।**
**यो न ददाति न भुंक्ते तस्य तृतीयागति र्भवति ॥**

ધન ખરચાવાના ત્રણ રસ્તા છે. કાંતો ધન દાનમાર્ગે વપરાય, કાંતો ધન ભોગ ભોગવવામાં વપરાય ને કાંતો તે ધન નાશ પામી જાય. હવે જે લોભીઆ જનો પહેલા બે માર્ગે ધન વાપરતા નથી તેના ધનને માત્ર છેલ્લો ત્રીજો માર્ગજ બાકી રહે છે. તે માટે એક કવિ કહે છે કેઃ—

**છપય છંદ.**

**કૃપણ ન ખાયે અન્ન, કૃપણ નવ પહેરે અંગે,**
**કૃપણ ન દેવે દાન, કૃપણ નવ રાચે રંગે;**
**કૃપણ ન માણે મોજ, કૃપણ સુખથી નવ સુવે,**
**કૃપણ ન પોષે પિંડ, કૃપણ કશુંએ નવ જુએ;**
**કસર પણ કૃપણ કરે ઘણી, જાણે જે ધન ખૂટશે,**
**શામળ કહે તસ્કર, અગ્નિ કે કોઈક હાકેમ લૂંટશે.**

બીજે ઠેકાણે કહ્યું છે કેઃ—

**દોહરો.**

**લે લૂંટી ધન કૃપણનું, કાં રાજા કાં ચોર;**
**ખંખેરાયે ખાસડે, બોરડી કેરાં બોર.**

"પાપીનું ધન પ્રલે થાય ને પાપી હાથ ઘસંતા જાય." અથવા તો "પાપીનું ધન પ્રલે થાય ને કીડી સીંચે તેતર ખાય." એ શિખામણો પણ હમેશાં સ્મરણમાં રાખવા જેવી છે.

૨૨૯ લોભ ન કરવો એનો અર્થ કરકસર ન કરવી, એમ કરવાનો

નથી. પોતાની ઉપજ ખરચનો હિસાબ રાખી વાજબી ખરચ કરવો એનું નામ કરકસર છે. લોભ એ દુર્ગુણ છે પણ કરકસર એ સદ્‌ગુણ છે. તમે ઉદાર થાઓ પણ ઉડાઉ ન થાઓ, અને કરકસરીઆ થાઓ પણ લોભી ન થાઓ. જે માણસો નામું રાખતા નથી ને આંખ ઉઘાડ્યા વિના ખરચ કર્યા કરે છે તેઓ વૃદ્ધપણે દુઃખી થાય છે. "કાંકરે કાંકરે પાળ બંધાય ને ટીપે ટીપે સરોવર ભરાય." જો રોજ તમે માત્ર એક એક આનો જ બચાવશો તો દશ વરસે તમારી પાસે સવાબસો રૂપિયાની રકમ ભેગી થશે. મોટા મોટા બેટો શાથી થાય છે? એ વાત તમે જાણો છો? જાણતા ન હો તો સાંભળો. સમુદ્રનાં પરવાળાંમાં ઝીણાં ઝીણાં જીવડાં થાય છે, તેઓ થોડે થોડે માટીનો સંચય કરે છે. ને તેના મોટા મોટા બેટો બને છે. એજ પ્રમાણે પાઇ પાઇ બચાવનારા માણસો પૈસાદાર થયા છે.

"લાખની ખાણ એ સોનાની ખાણ" છે. તમારા ઘરનો વ્યવહાર પણ કરકસરીઓ રાખો. "આંધળી દળે ને કૂતરૂં ચાટે" એવો જાવડભાવડ વ્યવહાર રાખશો માં. તમે થોડું કમાતા હો એની ચિંતા નથી; પણ જે કમાઓ છો તેના કરતાં થોડું ખરચશો તો તમે મુંઝાશો નહિ. "ત્રેવડ ત્રીજો ભાઇ" છે. પ્રભુને ઘેર પણ કરકસર છે. એ પણ ત્રીશ ઘડી અજવાળું આપે છે ને ત્રીશ ઘડી અંધારૂં રાખે છે. એક કવિ કહે છે કેઃ—

દોહરો.

ઇશ્વર પણ કરકસરનો, રાખે રૂડો વિવેક;
અહો અનેક વચે રચ્યો દીવો [૪]દિવાકર એક.

( ક. દ. ડા. )

---

૪ સૂર્ય.

૨૩૦ ખરચ પણ રીતસર થતું હોય તો શોભે છે. હદ કરતાં વધારે ખરચ એ ઉલટું ભૂંડું લાગે છે. કાગળ ઉપર કલમવડે જોઇતી શાહી વાપરીને અક્ષરો લખીએ તો તે વાંચી શકાય છે ને વ્યવહાર સિદ્ધ થાય છે, પણ તેમ ન કરતાં આખો શાહીનો ખડીઓ કાગળપર ઢોળી નાંખવામાં આવે તો કાંઈ લાભ થતો નથી. ધન મેળવવું મુસ્કેલ છે, પણ વાપરી નાંખવું સહેલું છે. જેમ ઉંચાણ ઉપરથી નીચે ઉતરવું સહેલું છે પણ નીચાણ ઉપરથી ઉંચાણમાં જવું મુસ્કેલ છે, તલમાંથી તેલ કાઢવું સહેલુ છે પણ તેલમાંથી તલ કરવા કઠણ છે. તેમ હાથમાં આવેલા પૈસા વાપરી નાંખવાનું કામ સહેલું છે, પણ એટલા પૈસા એકઠા કરવા મુસ્કેલ છે. માટે એક વિદ્વાને કહ્યું છે કેઃ—

### મનહર છંદ.

ઉંચાણુથી નીચાણુમાં ઉતરી આવવું એ તો,
સ્હેલું પણ નીચાણથી ઉંચું જવું આકરૂં;
દશ વીશ દોકડાંના જથ્થાને વછોડી નાંખે,
પણ દશ વીશ લાવવાં તે નહિ પાધરૂં;
હજારો રૂપિયાતણી હવેલીને તોડી પાડે,
પણ હજારોની ઉઠાવવી મુશ્કેલ છે;
હાથમાં આવેલા દામ દળી તો નંખાય પણ,
દળેલા આખા કરવા તે અતિ દોહેલ છે.

( અહિરછત્ર કાવ્યકલાપ. )

૨૩૧ વેહેપારી લોકો કહે છે કે "એક કસર તે સો સફર" બરાબર છે. મતલબ કે નાની નાની વાતમાં કરકસર તે પરદેશમાં કમાણી

કરવાસારૂ સો સફરો કરવા બરાબર છે. જો તમને બજારમાં જતાં નાણાં ખરચવાની આદત હોય તો બજારમાં જતાં પહેલાં ગજવું ખાલી કરીને જજો. વળી બજારમાં વસ્તુઓ તો ઘણી જાતની મળે છે, પણ જે વસ્તુઓ વિના તમારે ચાલે તેવું નથી તેજ ખરીદો. તમે જો પાઇની સંભાળ રાખશો તો પૈસો તમારી સંભાળ રાખશે. વગર જરૂરની ચીજો લેનારને જરૂરની ચીજો વેચવાનો વખત આવે છે. બધા દહાડા સરખી કમાણીના હોતા નથી. માટે કમાણી વખતે ફૂલાઇ જઇ ઉડાઉ ન બનો.

૨૩૨ આ જગતમાં નવાઈ જેવું એ છે કે માણસને પોતાના દોષ અને બીજાના ગુણો દેખાતા નથી. પણ પોતાના તો ગુણોજ દેખાય છે ને પારકા દોષોજ જણાય છે. માટે કહ્યું છે કેઃ—

દોહરો.

**પર પક્ષીના સદ્‌ગુણો, નિજ પક્ષીના દોષ;**
**ડુંગર સમ દેખાય નહિ, એ મોટો અફસોસ.**

૨૩૩ તમે જો સારૂં બોલી જાણતા ન હો તો ધ્યાન દઇ સાંભળ્યા કરજો. કેમકે ચૂપ રહેવાથી કોઇ પસ્તાયું નથી. માણસ ગમે તેવું વાચાળ ને સમજુ હોય તોપણ ઘણું બોલવાથી આડું-અવળું બોલાઇ જવાનો સંભવ છે. "ન બોલ્યામાં નવ ગુણ" છે. "બોલવું એ રૂપું ને ન બોલવું એ સોનું" છે. ગમે તેવી સારી વાત હોય તોપણ સમય જોયા વિના બોલાય તો શોભતી નથી. "રામ" અને "ગણેશ" એ બંને દેવોનાં નામો છે. પણ વરકન્યા પરણવા બેઠાં હોય ત્યાં "રામ બોલો ભાઈ રામ" એવું બોલનાર માણસ ખાસડા વડેજ પૂજા પામવાનો. તેમજ જે

માણસને ત્યાં અઘટિત મરણ થયેલું છે, તેને ત્યાં " શ્રી ગણેશાય નમઃ " એવું બોલનાર માણસ બેવકુફજ ગણાવાનો. માટેજ કહ્યું છે કેઃ-

**નિકકી સો ફિકકી લગે, બિના બખતકી બાત;**
**ગારીહિ પ્યારી લગે, જો બિબાહિની ગાત.**

મતલબ. કે " વખતનાં ગીત વખતેજ ગવાય છે. "

૨૩૪ જે માણસ તદ્દન અણસમજુ છે તેને સમજાવવું સહેલું છે. વળી જે માણસ વિદ્વાન છે તેને સમજાવવું તેથી પણ વધારે સહેલું છે. પરંતુ જે માણસ અધબળ્યો એટલે કે નથી મુર્ખ કે નથી પંડિત એવો છે તેને તો બ્રહ્મ પણ સમજાવવાને અસમર્થ છે. માટે કહ્યું છે કેઃ—

**अज्ञः सुखमाराध्यः सुखतरमाराध्यसे विशेषज्ञः ।**
**ज्ञानळवदुर्विदग्धं ब्रह्माऽपि तं नरं न रज्जयति ॥**

૨૩૫ જે માણસ તદ્દન ઉંઘમાં છે તે સાદ કરવાથી હોંકારો આપે છે, પણ જે માણસ ઢોંગમાં આંખો મીંચી સૂતો છે તે લાખો સાદ કર્યા છતાં પણ કાંઇ હોંકારો આપવાનો હતો ? નહિજ. માટેજ કહ્યું છે કેઃ-

**માલિની છંદ.**

**અણસમજુ જનોના સંશયો સદ્ય છૂટે,**
**પણ મમતી જનોના સંશયો તો ન ખૂટે;**
**સરળ મન જનોની ભાગતાં ઉંઘ ભાગે,**
**કુટિલ જન કદાપિ જાગતા તે ન જાગે.**

( ક. દ. ડા. )

૨૩૬ જે માણસ ખોટી હઠ કરી પોતાનો કક્કો ખરો કરવા ચાહે છે તેની સાથે તમે નાહક વાદવિવાદ કરી માથાફોડ કરશો માં. એથી તમારા ગળાને નાહક શ્રમ પડશે.

દોહરો.

**જે ચાહે છે સમજવા, તેને કહો વિચાર;**
**પણ જો હઠ પકડી રહે, તો છોડો તકરાર.**

( ક. દ. ડા. )

૨૩૭ સજ્જન અને દુર્જનના વિચારો કદિ પણ મળતા થઇ શકતા નથી, અને થવાના પણ નથી. અજવાળું અને અંધારૂં, સાચું અને ખોટું તથા ટાઢ અને તાપ એ એકઠાં શી રીતે રહી શકે? નહિજ. લોભી અને ઉદાર, ચોર તથા શાહુકાર અને ધર્મી તથા અધર્મી એનો ભેગો મેળ મળી શકેજ નહિ. કહ્યું છે કે:–

દોહરો.

**સજ્જનથી દુર્જનતણા, હોય વિભિન્ન વિચાર;**
**પડછાયો રવિના થકી, ઉંધો છે સૌ ઠાર.**

( અ. કા. ક. )

૨૩૮ "જેવું બીજાનું ઇચ્છો તેવું તમારૂં થવાનું" એ કહેવતને મનમાં કોતરી રાખજો. માટે તમે મનમાં કોઇનું અહિત ઇચ્છશો માં. કહ્યું છે કે:—

દોહરો.

**પરનું ભૂંડું ચાહતાં, ઘરનું અમંગળ થાય;**
**[1]અંજનીસુતને બાળતાં, લંકા સળગી જાય.**

---

૧ હનુમાનને.

૨૩૯ હઠીલા અને દુરાગ્રહી જનોનો એવો સ્વભાવ હોય છે કે તેઓ ભલેને મરી જાય તોપણ પોતાની હઠ છોડતા નથી. પેલા પટેલના છોકરાની પેઠે "ગદ્ધાનું પૂંછ પકડ્યું તે પકડ્યું" એવો એમનો મમતી સ્વભાવ હોય છે. કહ્યું છે કેઃ—

દોહરો.

મૂરખ જીવ જતાં લગી, મૂકે નહિ છંછેડ;
મંકોડા મુકે નહિ, બચકું તૂટે કેડ.

(ક. દ. ડા.)

૨૪૦ અદેખા માણસો બીજાની ઉન્નતિ જોઇ મનમાં ને મનમાં બળી મરે છે. એ સ્વભાવ એમને પોતાનેજ નુકસાન કરનારો છે. કહે છે કેઃ—

દોહરો.

નવપલ્લવ તરૂ પેખીને, શુષ્ક જવાસો થાય;
એ રીતે ઇર્ષાળુ જન, પર શુભ પેખી શુકાય.

૨૪૧ સદ્‌ગુણ સંપાદન થાય અને વિવેક પમાય તોજ વિદ્યા પ્રાપ્ત કરી લાભકારક છે. વિદ્યા ભણ્યા છતાં જો વિવેક અને સદ્‌ગુણ ન આવ્યા તો એ વિદ્યા ભણ્યા ને ન ભણ્યા બધું સરખું છે. સદ્‌ગુણ અને વિવેક એ અંકને સ્થાને છે. ને વિદ્યા એ મીંડાંને સ્થાને છે. અંક વિનાનાં મીંડાં જેમ નિષ્ફળ છે તેમ વિવેક ને સદ્‌ગુણ વિનાની વિદ્યા પણ નિષ્ફળ છે. જેમકેઃ—

દોહરો.

અંક વિના અગણિત મીંડાં, મિથ્યા જેમ મનાય;
વિવેક સદ્‌ગુણ વિણ ત્યમ, વિદ્યા વ્યર્થ ગણાય.

૨૪૨ આ માણસ તો નબળો છે; એમ સમજીને પણ કોઇની સાથે

વઢવાડ કરવી નહિ. કેમકે ઘણા નબળા માણસો પણ એકઠા થાય તો સબળાનો જીવ લેવા સમર્થ થાય છે. માટે વઢવાડ તો નબળા સાથે પણ ન કરો. કહ્યું છે કેઃ-

**સોરઠો.**

**હોય ખરેખર હાણ, દુર્બળથી પણ દેખતાં;**
**[1]પિપીલીકા લે પ્રાણ, [2]પન્નના કેરા પલકમાં.**

૨૪૩ "જેટલો ગોળ નાંખો એટલું ગળ્યું થશે" એ કહેવત ઘણી કિંમતી છે, પણ વ્યવહારમાં એ વાત ઘણા માણસો ભૂલી જાય છે. બજારમાં માલ લેવા જાય તો સોંઘો લેવા સૌ દોડે છે, પણ સોંઘું તે મોંઘા માટે છે એ ભૂલી જવાય છે. ઘેર નોકર રાખવો હોય તો જે થોડો પગાર લેવા રાજી હોય તેને રખાય છે, પણ જ્યારે એ નોકર કામનો આળસુ કે અપ્રમાણિક જણાય ત્યારે માણસો નારાજ થતા જણાય છે. પણ તેમણે સમજવું કેઃ—

**સોરઠો.**

**હોય ન ચોખી ચાલ, ચાકર અલ્પ પગારનો;**
**મૂલ પ્રમાણે માલ, જરૂર જાણો જગતમાં.**

૨૪૪ ભાઇ ! તું નાહક આમતેમ દોડાદોડ શામાટે કરે છે? તારા તકદીરમાં હશે તે તને જ્યાં હોઇશ ત્યાં આવી મળશે. જે તારા નશીબમાં નથી તે તને પ્રાપ્ત થવાનું નથી, ને જે તારા નશીબમાં છે તે ક્યાંઇ જવાનું નથી. ભગવાનની કળા અકળ છે. ક્યાંથી આવે છે ને ક્યાં જાય છે? એ કોઇથી સમજાતું નથી. હાથીને જો કોઠું ગળાવવામાં આવે તો તે કોઠું આખું ને આખું બહાર નીકળે છે; પણ જુઓ તો તેમાંથી ગર ઉડી ગયો હોય

---

૧ કીડીઓ. ૨ સર્પ.

છે ! ! એ ક્યાં ઉડી ગયો ? તે સમજવું કઠણ છે. વળી શ્રીફળ ઉપર છોલાં હોય છે, તેની અંદર કાચલીનું સખત પડ હોય છે, તેની અંદર ટોપરૂં હોય છે, ને તેની અંદર મીઠું પાણી ભરેલું જોવાય છે ! નાળીએરીમાં એટલે બધે ઉંચે આટલાં બધાં પડો ભેદી પાણી શી રીતે ભરાયું ? એ સમજવું મુસ્કેલ છે. માટે જ કહ્યું છે કેઃ—

સોરઠો.

**નિર્મળ નીર નિરખાય, નાળિયેરના મધ્યમાં;**
**કહો તે કેમ કળાય ? થવું હોય તે થાય છે.**
**પારસ ક્યાં પામીશ ? ત્રાંબાનું તકદીર જો;**
**દોડે શીદ અધીર, થવું હોય તે થાય છે.**

કવિવર દયારામ પણ કહે છે કેઃ—

પદ.

**જીવ તું શીદને ચિંતા ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે;**
**થનાર વસ્તુ થયા કરે છે, જેમ શ્રીફળમાં જળ ભરે;**
**થનાર વસ્તુ એણીપેરે થાશે, જેમ ગજકોઠું ગળે. કૃષ્ણને.**

૨૪૫ જેનું હૃદય પથ્થરના જેવું કઠોર છે, તેને સત્સંગતિ પણ શો લાભ કરે ? કાંઇજ નહિ.

દોહરો.

**સંગત બિચારી શું કરે, જેનું હૃદય કઠોર;**
**નવ નેજા પાણી ચડે, પથ્થર ન ભીંજે કોર.**

૨૪૬ જ્યાં તમે નોકરી, વેપાર કે નિવાસ કરતા હો, ત્યાં તમારે થોડો ઘણો વગવસીલો તો મેળવવોજ. જેને વગવસીલો છે તે હરકોઇ કામ સહેલાઇથી કરી શકે છે. “ જેને હોય વગ તેનો પેસે પગ ”

એ કહેવત તો તમે સાંભળી હશે. એક ચકલાં જેવું નાનકડું પક્ષી ઉંચે આકાશમાં ઉડે છે ને "હાથી" જેવું બળવાન પશુ આકાશમાં પહોંચી શકતું નથી તેનું કારણ શું? ચકલાને પક્ષ (પાંખો) છે અને હાથીને પક્ષ નથી. એજ કે કાંઈ બીજું? કહ્યું છે કેઃ—

દોહરો.

**બિના બસીલે ચાકરી, બિના ઢાલકો જવાન;**
**એ તીનુ ફીકાં લગે, બિના સોપારી પાન.**

૨૪૭ તમે વાતને પેટમાં રાખવાની ઘણીજ કાળજી રાખો. જે માણસ પેટમાં વાત રાખી જાણે છે તેની બલિહારી છે. પેટમાં વાત રાખનાર પૂતળી પણ અમૂલ્ય ગણાય છે, તો માણસની શી વાત?

ચીનના રાજાના દરબારમાં કારભારીમંડળ કેવુંક નિપુણ છે તે જાણવા માટે ત્યાં રોમના રાજાએ એકવાર એકજ પ્રકારની ધાતુની ને સરખા વજનની ચાર પૂતળીઓ મોકલી; ને તેમાં કઇ પૂતળી વત્તી ઓછી કીંમતની છે તે જાણવા માગ્યું. ચીનના દરબારમાં એક નિપુણ પ્રધાન હતો, તેણે ચારે પૂતળીઓને પાણીમાં નાંખી તો પાણી ઉપર બડબડીઆં થયાં. આ ઉપરથી તેને જણાયું કે પૂતળીઓ પોલી છે. બારીક તપાસતાં તેને એમ લાગ્યું કે પહેલા નંબરની પૂતળીના એક કાનમાં પાણી નાખીએ તો તે બીજે કાને નીકળી જાય છે. બીજા નંબરની પૂતળીના કાનમાં પાણી નાંખીએ તો થોડી વાર પછી મોંને રસ્તેથી નીકળી જાય છે. ત્રીજા નંબરની પૂતળીના કાનમાં જે પાણી નાંખવામાં આવે છે તે તેના પેટમાંજ રહે છે ને બીલકુલ બહાર નીકળતું નથી. પણ ચોથા નંબરની પૂતળીના કાનમાં નાંખેલું પાણી વમન કે વિરેચન થઇ તરત બહાર નીકળી જાય છે. આવો ભેદ હોવાથી તેણે

ત્રીજા નંબરની પૂતળીને મહા કિંમતી કહી. ને મોંવાટે, કાનવાટે તથા અઘોરસ્તે જે પૂતળીઓ પાણી કાઢે છે તે તેના કરતાં અધમ છે. માટે જ કહ્યું છે કે " **मौनं विधेयं सततं सुधीभीः** "

૨૪૮ તમને કોઇ નઠારા કહે કે અવગુણી કહે તો ગુસ્સે થશોમાં. જેનામાં જેટલી સમજણ હશે અથવા જેટલી પરીક્ષાશક્તિ હશે તે પ્રમાણે તે તમારી પરીક્ષા કરી તમારે માટે મત આપશે. કહ્યું છે કે:—

" મનહર છંદ. "

કોઇ કહે સારો કે નઠારો કહે કોઇ કદિ,
**માન અપમાન નાંખો મનમાંથી મારી તે;**
**કનકનું પારખું કરે કનક કૂટનાર,**
**કાયામાં કનકને છે કેવું કષ્ટકારી તે;**
**છેદન દહન તથા તાડન ઘસણ કરે,**
**દીપી દીપી દેહની દેખાડે તેજદારી તે;**
**દેખી દેખી દુનિયાંમાં દાખે દલપતરામ,**
**શાણા લોકો શીખી લ્યો સોનાની રીત સારી તે.**

જ્ઞાનાંકુશમાં પણ કહ્યું છે કે:—

**मन्निन्दया यदि जनो परितोषमेति ।**
**नन्वप्रयत्नसुलभो यमनुग्रहो मे ॥**
**श्रेयार्थिनो हि पुरुषाः परतुष्टिहेतोः ।**
**स्वोपार्जितान्यपि धनानि परित्यजन्ति ॥**

**અર્થ:**—" જો મારી નિંદા કરવાથી માણસોને સંતોષ થતો હોય તો ભલે તેઓ મારી નિંદા કરી સંતોષ પામે. એ મને ઇષ્ટવાત છે. અથવા તો તેમનો મારા ઉપર મહાન ઉપકાર થયો, ને તે પણ મારી

મહેનત વિનાજ થયો છે એમ હું માનું છું. પરોપકારી પુરૂષો બીજાને સંતોષ આપવાસારૂ પોતે મહા મહેનતે મેળવેલાં નાણાં ખરચી બીજાને સંતોષ આપે છે. તો આ કાર્યમાં તો મારે એક પૈસો પણ ખરચ કરવો પડતો નથી ને બીજાને સંતોષ થાય છે એ ખુશી થવા જેવું છે."

૨૪૯ હલકું માણસ પોતે હલકાં વચનો બોલી પોતાની મહત્તા માને છે. ને મનમાં એમજ માને છે કે "વાહ! મેં એને કેવાં વચનો કહ્યાં? એ મારી સામું ચૂં કે ચાં પણ કરી શક્યો?" પણ એ એની ભૂલ છે. હલકાં વચનો બોલવામાં મોટાઈ નથી, પણ ન બોલવામાંજ મોટાઇ છે. એક કૂતરૂં જેને તેને ભસ્યાજ કરતું હતું, ને મનમાં એમ સમજતું હતું હું કેવું હોંશિયાર છું કે સૌને ભસું છું પણ મને કોઇજ ભસી શકતું નથી.

મનહર છંદ.

માનવીઓ મધ્ય અભિમાન ધરી શ્વાન કહે,
નગરીના લોક છેક નબળા નરમ છે;
હું તો ભસું સર્વને, મને ભશી ન શકે કોઈ,
કેવું મારૂં મોટું ચોખ્ખું ચઢતું કરમ છે;
ત્યારે તેને તેજ ઠામ કહે દલપત્તરામ,
ખોટો એવો મોટો તારા મનમાં મરમ છે;
ભસવાનો એ તો ભાઇ તારોજ ધરમ ધાર,
સજજનને ભસવાની ભારેજ શરમ છે.

(ક. દ. ડા.)

૨૫૦ બનતાંલગી નીચ માણસને છંછેડોજ નહિ. એનાથી તો વેગળાજ રહો. આ સ્થળે કાંટા છે એમ જાણ્યા છતાં તેમાં પગ શામાટે મેલવો? સારાને બોલાવીએ તો શિખરે ચડવાનું છે

ને હલકાને બોલાવતાં લજવાઇ ઘરમાં પેસવાનું છે. એક માણસે રાજાને બોલાવ્યો તો તેની વાર્તાચિતથી ઘણો આનંદ થયો; પણ પછી એક ભિલ્લને બોલાવ્યો ત્યારે તેની વાતચિતથી ઘણો સંતાપ થયો હતો. માટે કહ્યું છે કેઃ—

**મનહર છંદ.**

**જંગલમાં જતાં એક દૂરથકી રાજા દીઠો,**
**બોલાવતાં તેના બોલ કાજુ લાગ્યા કાનને;**
**પછી એક ભીલ દેખી, પ્રીતે તેની પાસ જઇ,**
**બોલાવ્યો ત્યારે તે બોલ્યો જાણે ભૂલી ભાનને;**
**તું કોણ છે? કેનો છૈયો? પિતા તારો મુઆ પછી,**
**માએ નાતરૂં કર્યું કે સાચેસાચું માનને;**
**દાખે દલપતરામ સાંભળી સંતાપ થયો,**
**દિલમાં લજાવું પડ્યું બોલાવી નાદાનને.**

૨૫૧ તમે નક્કી માનજો કે નિંદા કરનાર નરકમાં જવાનો છે, ને વખાણ કરનારો વૈકુંઠમાં જવાનો છે. માટે તમારે જ્યાં જવાની ઇચ્છા હોય તેવું કામ કરજો.

**દોહરો.**

**નિંદે તે નરકે જશે, પડશે રૈરવ ખાણ;**
**વંદે તે વૈકુંઠ વસે, ન્યાય એજ નિર્વાણ.**

૨૫૨ જેની દશા પડતી આવે છે તેને બધુંજ પ્રતિકૂળ થતું જાય છે. દરિયાનાં મોજાં જેમ એક પાછળ એક આવ્યાં કરે છે તેમ પડતી થતાં પ્રતિકૂળતાનાં મોજાં પણ ઉપરાઉપરી આવવા લાગે છે. વેપાર કરવા માંડે તો ખોટ આવે છે. પરદેશ કમાવા જાય તો ઠગાય કે લૂંટાય છે. વિવાહ કરે તો બાઇડી મરે છે. કહ્યું છે કેઃ—

છપ્પો.

નિર્ભાગી જાય ગંગ, કષ્ટ પામી કૂટાશે,
રળવા જો તે જાય, લાભ પામી લૂટાશે;
અભાગી પરણે નાર, જાય નિસરી કે મરશે,
અભાગી પામે ગરથ, ચોર કે હાકેમ હરશે;
નિર્ભાગી બેસે ઘોડલે, પડશે કે પગ ભાંગશે,
નિર્ભાગીને મંદિર મળ્યું તે પડશે કે દવ લાગશે.

૨૫૩ એવા અભાગી માણસનું કશું કામ જગતમાં વખણાતું નથી પણ ઉલટું વખોડાય છે. જો તે ન બોલે તો જગત્ તેને મીંઢો કહેશે, જો તે બોલે તો ડોઢડાહ્યો કહેશે, જો તે ઝાઝું ખાય તો અકરાંતિયો કહેશે ને નહિ ખાય તો એણે કોઇ દહાડો દીઠું હોય તો ખાય ના? એમ કહીને નિંદશે. જો તે સાચું બોલે તો ઉદ્ધત કહેશે, ને સારૂં બોલશે તો ખુશામતખોર કહેશે. તાત્પર્ય કે એનું કશું અનુકૂળ નહિ થાય. કહ્યું છે કેઃ—

છપ્પો.

અભાગી ડાહ્યો થાય, ઘણા જન તો કહે ઘેલો,
જો નવ બોલે બોલ, કહે હૈયાનો મેલો;
જો તે ઝાઝું ખાય થયો કહેશે અકરાંત્યો,
જો તે ગાણું ગાય કહે વિસ્તારે વાતો;
આપે કો સીધું અકર્મીને પડિયો કાણો નીકળે,
શામળ કહે સૌ કો સમજજો, ખોટ અકરમીને ખળે.

૨૫૪ અમુક માણસ કેવું છે એ જાણવાનો સહેલામાં સહેલો ઉપાય એ છે કે એના સ્નેહીઓ કેવા ગુણવાળા છે તે જોવું. જો

એના મિત્રો સારા ગુણવાળા હોય તો તમે એને સદ્દગુણી સમજજો, ને દુર્ગુણી હોય તો દુર્ગુણી સમજી લેજો. કહ્યું છે કે:—

છપ્પો.

પંડિત પંડિત પ્રીત, મૂરખને મૂરખ વ્હાલા,
રૂડા રૂડા મળે, ચતુર ચતુરાઇ ત્યાં ચાલ્યા;
સુમને વ્હાલો સુમ, વ્હાલ દાતાને દાતા,
જારને વહાલો જાર, ગુણીજનને ગુણજ્ઞાતા;
શૂરાને વહાલા શૂરનર, કાયરને કાયર ગમે,
જશવંત ગમે જશવંતને, શામળ કહે સર્વે સમે.

૨૫૫ તમે જ્યાં નોકરી કરતા હો ત્યાં સંપે રહીને નોકરી કરજો. ઉપરી સાથે બગાડશો નહિ. શેર કરતાં પાંચશેરી ભારે તે ભારેજ સમજજો. ઉપરી સાથે તકરાર કરીને જીત મેળવવાની આશા કદિ પણ રાખશો નહિ. "દરિયામાં રહેવું ને મગર સાથે દુશ્મનાઇ" પાલવે નહિ. કહ્યું છે કે "જીસકે તાબે રીજીયે, ઉસ્કા કહ્યા કીજીએ; ઓર જો કહ્યા ન કીજીએ તો નવપર દો લીજીએ." મતલબ કે નોકરી પડી મૂકી અગિયારા ગણવાનો પ્રસંગ આવવાનો. માટે "ચાકર તેરા, પણ કહ્યું ન કરૂં" એવી નોકરી બનતી નથી.

૨૫૬ જો તમને ઇશ્વરે મોટા બનાવ્યા હોય તો તમે પણ ઇશ્વરના જેવું મોટું મન રાખો. રખેને કોઈ ગરીબ ન દુભાય એ માટે કાળજી રાખો. ગરીબની હાય બહુ અહિત કરનારી છે એ વાત ભૂલશો માં.

દોહરો.

તુલસી હાય ગરીબકી, કબૂ ન ખાલી જાય;
મુવા ઢોરકે ચામસેં, લુહા ભસ્મ હો જાય.

મરેલા ઢોરના ચામડાને નીસાસે ( ધમણે ) લોઢા જેવી સખ્તમાં સખ્ત ધાતુ પણ ગળી જાય છે તો જીવતા માણસના નીસાસે માણસનું અનિષ્ટ થઈ જાય એમાં નવાઇ શી ?

૨૫૭ જે સ્થળે માણસ જાય છે તે સ્થળના પ્રમાણમાં માણસ માન પામે છે. હાથી તો એ ને એજ છે, પણ જંગલમાં હોય તો તે વનમાં જાનવરની પેઠે ભમે છે. ધોબીને ત્યાં હોય તો તે ગધેડાની પેઠે ભાર ઉપાડવાના કામમાં વપરાય છે, ને રાજદરબારે હોય તો અંબાડી મૂકી સ્વારીના કામમાં વપરાય છે. સ્થળ પ્રમાણે માન મળે છે. એથી જ કહ્યું છે કેઃ—

મનહર.

કુંજરનું કૂળ જાતે જંગલનું જાનવર,
વાનર હરણ રીંછ તુલ્ય ફરે વનમાં;
મહાવતે પકડીને પુરમાં પ્રથમ આણ્યો,
ઘાસ ભરી ભરી લાવે સદૈવ *સદનમાં;
ધન આપી ધોબીએ ધોવા જવાને કાજે રાખ્યો,
રાજે રાખ્યો સેના શણગાર ગણી મનમાં;
કહે દલપતરામ, જગતની રીત જુઓ,
સ્થાનક સમાન સનમાન મળે જનમાં.

૨૫૮ જે માણસને જે ગુણની કદર નથી એને તમે કદિ પણ રીઝાવી શકશો નહિ. ત્યાં તમે ગમે તેટલી મહેનત કરશો તે વ્યર્થજ જવાની. એક શરણાઇ વગાડનારે ઘણાં વર્ષોની મહેનતે તેમાં રાગ-

* ઘરમાં.

રાગણી ઉતારવાનો અભ્યાસ કર્યો, ને તેમાં તે સફળ થયો. તે માણસે પ્રતિજ્ઞા લીધી કે આ કળા મારે મારા ગામના રાજાનેજ બતાવવી, ને તેની પાસેથી ઇનામ મેળવવું! પણ ભાગ્યયોગે હતું એવું કે એ રાજાને વાજીંત્રનો તથા ગાનતાનનો જરા પણ શોખ નહોતો. આથી પેલા ગાયકની શી દશા થઇ? તે નીચેના મનહરમાં સવિસ્તર અવલોકો.

### મનહર છંદ.

**એક શરણાઇવાળો સાત વર્ષ સુધી શીખી,**
**રાગરાગણી વગાડવામાં વખણાણો છે;**
**એકનેજ જાચું એવી એણે છેક ટેક રાખી,**
**રાયને રીઝાવી મોજ લેવાને મંડાણો છે;**
**કહે દલપત પછી બોલ્યો, તે કંજુસ રાય,**
**ગાયક નાલાયક તું ફોગટ ફૂલાણો છે;**
**પોલું છે ને બોલ્યું તેમાં કરી શી તેં કારીગરી,**
**સાંબેલું બજાવે તો હું જાણું કે તું શાણો છે.**

૨૫૯ કોઇની નિંદા કરવાની ટેવ ન રાખો, કેમકે નિંદા કરવી એ નબળાપણાની નિશાની છે. હા, જો તમારામાં હિંમત હોય તો ભૂલ કરનારને તેની ભૂલ પ્રત્યક્ષ કહો, નહિતો કેવળ મૌનજ ગ્રહણ કરો. કહ્યું છે કેઃ—

### દોહરો.

**નિર્બળ જન નિંદા કરી, કાઢે મનનો રોષ;**
**પામે રાંડીરાંડ મન, આપ દઈ સંતોષ.**

૨૬૦ જે માણસો અજ્ઞાન છે તેઓ સાથે અતિ પરિચય કરવાથી પણ

સજ્જનોને માનભંગ થવાનો પ્રસંગ ઉપજે છે. માટે અજ્ઞ માણસોના અતિ સહવાસથી પણ અળગુંજ રહેવું. એક હિંદી કવિ કહે છે કેઃ—

**દોહરો.**

**અતિ પરિચયતેં હોત હે, અરૂચોં અનાદર ભાય !**
**ઇંધન કરિ સબહિ મલય, ચંદન દેત જરાય.**

મલયાગુરૂ ચંદનનાં લાકડાંને વગડાના ભીલ લોકો ઇંધણાં કરીને બાળે છે. એ અતિ પરિચયનુંજ કારણ છે. એક સંસ્કૃત કવિ પણ કહે છે કેઃ—

**अति परिचयादवज्ञा सततगमनादनादरो भवति ।**
**लोकः प्रयागवासी कूपे स्नानं समाचरति ॥**

ભાવાર્થઃ–"અતિ પરિચય કરવાથી માનભંગ થવાનો અને વારંવાર જવાથી અનાદર થવાનો સંભવ છે. પ્રયાગ પુરિ કે જ્યાં ગંગા જમનાનો સંગમ થાય છે, ત્યાં રહેનારા લોકો કૂવામાં સ્નાન કરે છે અને પવિત્ર નદીઓનો અનાદર કરે છે. એ પ્રસિદ્ધ વાત છે.

૨૬૧ અતિ પરિચય કર્યા છતાં પણ જેના ઉપર અનાદર બુદ્ધિ ઉપજતી નથી એવો આ સંસાર છે. જ્યારથી સૃષ્ટિ થઇ ત્યારથી જીવો સંસારમાં લદબદ થઇને પડેલા છે, તોપણ જીવોને સંસાર ઉપર અભાવ આવતો નથી. એ ભગવાનની માયાનો પ્રભાવ છે. કહ્યું છે કેઃ—

**अति परिचयादवज्ञा इति यद्वाक्यं मृषैव तद्भाति ॥**
**अति परिचितेऽप्यनादौ संसारेऽस्मिन्न जायतेऽवज्ञा ॥**

ભાવાર્થઃ-અતિ પરિચય કરવાથી અવજ્ઞા કે અનાદર બુદ્ધિ થાય છે એવું જે વાક્ય છે તે અસત્ય જણાય છે. કેમકે અનાદિ કાળનો જે આ સંસાર છે એનો જીવોને અતિશય પરિચય હોવા છતાં તેના ઉપર તિરસ્કાર ઉપજતો નથી.

૨૫૨ પાપી માણસો પાપ કરતાં જાણે છે કે આ અમારૂં કામ કોઇ જાણતું નથી, પણ એ એમની ભૂલ છે. પાપ તો પીંપળે ચડીને પોકારે છે. કહ્યું છે કેઃ—

છપય છંદ.

**છાની ન રહે છેક, રીત ભૂંડી કે રૂડી,**
**ઘરમાં કરીએ ગુહ્ય, દેશમાં વાગે ડૂંડી;**
**છાનો ન રહે પુરૂષ, શૂર કાયર કે દાતા,**
**છાનું ન રહે છિદ્ર, ભ્રાત ભગિની કે માતા;**
**વળી વિદ્યા છાની રહે નહિ, લીલા લ્હેર લક્ષ્મીતણી,**
**કદિ છાનું પાપ રહે નહિ, ખોદી છાલ પૃથ્વી ખણી.**
**( શામળભટ. )**

૨૫૩ મસ્કરી કરવાનો સ્વભાવ પણ ન રાખશો. કેમકે "રોગનું મૂળ ખાંસી છે, ને કજીઆનું મૂળ હાંસી છે." હસતામાંથી ઘણી વાર ખસતું થઇ જાય છે. હસીને જે વાત કરવામાં આવે તેનું વજન પણ રહેતું નથી. માટે હસવાનો સ્વભાવ પણ ઘણી વાર હાનિકારક નીવડે છે. કહ્યું છે કેઃ—

છપય છંદ.

**હાસ્યથકી બહુ હાણ, હાસ્યથી ગરૂવા ગાંજે,**
**હાસ્યથી હોય કલેશ, હાસ્યથી ભવજન ભાંજે;**

**હાસ્યથી રૂઠે રાય, હાસ્યથી હિંમત હારે,**
**હાસ્યથકી જશ જાય, હાસ્ય વણમોતે મારે;**
**હસવાથી હુંસ પહોંચે નહિ, હસે ખોડ લાગે ખરી,**
**શામળ કહે શાણા સમજજો, કરશો નહિ કદિ મશ્કરી.**

૨૬૪ રામાયણ અને મહાભારતમાં જે પ્રચંડ લડાઇઓ થયાનું વર્ણન કરેલું છે. એનું મૂળ પણ અમને તો મશ્કરીજ લાગે છે. રામાયણનો પ્રસંગ લ્યો. જ્યારે વનવાસમાં ફરતા રામની પાસે પરણવાની અભિલાષાએ રાવણની બેન શૂર્પનખા આવી, ત્યારે રામે તેને કહ્યું કે હું તો પરણેલો છું; જો આ મારી સ્ત્રી પણ પણે બેઠેલી છે. પરંતુ તારે રૂપાળા વરને પરણવાની ઇચ્છા હોય તો જો દૂર મારો ભાઇ ઉભો છે, તે મારા કરતાં પણ ઘણો રૂપાળો છે. વળી કુંવારો છે ( આ વાક્ય મશ્કરીમાં બોલાયેલું હતું કેમકે લક્ષ્મણ તો રામની સાથે સાથેજ સીતાની બેનને પરણેલા હતા. ) શૂર્પનખા લક્ષ્મણ પાસે ગઇ ને તેને પરણવાની તથા રામે કહેલી વાતની હકીકત કહી. લક્ષ્મણ સમજ્યા કે આ રાક્ષસીની મોટા ભાઇએ મજાક કરી છે, તો હું પણ મજાક ચાલુ રાખું. આથી લક્ષ્મણ બોલ્યાઃ–"તું મને પરણીને શું સુખી થઇશ ? એ મારા મોટા ભાઈ તો અયોધ્યાના રાજા છે ને હું તો તેમનો એક સેવક છું. તેમની રાત દહાડો સેવા કરવા આવેલો છું. તું એમનેજ પરણ તો મહારાણી થઇ સુખી થઈશ. ને મને પરણતાં તારૂં જીવન દુઃખમય થઇ જશે. આ વાત શૂર્પનખાને સારી લાગી. એટલે વળી તે રામની પાસે આવી. શૂર્પનખાના મનમાં વિચાર ઉપજ્યો કે જો હું સીતાને ખાઇ જાઉં તો રામ સ્ત્રી વગરનો થાય ને મારી સાથે પરણે. આ વિચારે તે સીતાને ખાઈ જવા

દોડી. આથી રામની આજ્ઞા થતાં લક્ષ્મણે શૂર્પનખાનાં નાક કાન કાપ્યાં. રાવણને આ અપમાન અસહ્ય લાગ્યું ને તે સીતાનું હરણ કરી ગયો. મહાભારતનો પ્રસંગ લ્યો. મયદાનવે પાંડવોને માટે સુંદર સભામંડપ તૈયાર કર્યો. એ અદ્દ્ભુત મંડપ જોવા આવેલા દુર્યોધનને જળમાં સ્થળની અને સ્થળમાં જળની ભ્રાંતિ થઇ. ને તેને લીધે તેનાં વસ્ત્રો ભીંજાયાં આ જોઇ દ્રૌપદીને હસવું આવ્યું. આ હાસ્યજ મહાભારતના કજીઆનું મૂળ નીવડ્યું. દુર્યોધને મનમાં ગાંઠ વાળી કે એ દ્રૌપદીને હું ભર સભામાં વસ્ત્ર-રહિત કરૂં તોજ ખરો. પછી પાંડવોને ખુવાર કરવા જુગાર રમાયો ને ભરી સભામાં દ્રૌપદીનાં વસ્ત્રો ખેંચાયાં. જેને પરિ-ણામે મહા અનિષ્ઠ થયું. લાખો યોદ્ધાઓ રણમાં રગદોળાયા ને અનેક વંશો નિર્મૂળ થયા. મતલબ કે "કજીઆનું મૂળ હાંસી એટલે મશ્કરી છે."

૨૫૫ હમેશાં તમારે જેની ભેગાંજ રહેવાનું છે તેની સાથે કદિ ચડ-ભડવા ભડભડવાનો પ્રસંગ આવે તોપણ તેને તમારા મનમાં સ્થાન આપશો નહિ. ઘરમાં નિર્જીવ વાસણો ભેગાં થયાં હોય તો તે પણ કોઇ વાર સામસામાં અથડાય છે, ને અવાજ કરે છે. તેજ પ્રમાણે તમારે સમજી લેવું. કહ્યું છે કેઃ—

**દોહરો.**

**સદૈવ જે સાથે રહે, તેમાં ખટપટ થાય;**
**દાંત તળે કોઈક દિને, જીભ જરૂર કચરાય.**

દાંત અને જીભ બંને ભેગાં રહે છે, તો કોઇ દહાડો દાંતે જીભ કચરાય પણ ખરી; પણ એવો ભૂલથી બનેલો પ્રસંગ મનમાં રાખી તમે કદિ વૈર વધારશો માં. "ભેગાં રહે તે ભાંડરૂ"

સમજી તમારા આડોશીપાડોશી સાથે પણ વર્તજો.

૨૬૬ જે સજ્જન છે તે તમે જેમ જેમ પોષો તેમ તેમ તેની ભલાઈ વધતી જશે. પણ દુર્જન છે તેને તમે જેમ જેમ પોષો તેમ તેમ તેની બૂરાઇ વધતી જશે. આંબો અને લીમડો વાવ્યા. એ બંનેને જેમ જેમ પાણી ખાતર વગેરેથી વધારે વધારે ઉછેરતા જશો, તેમ તેમ આંબાનાં ફળોમાં વધારે વધારે મધુરતા આવતી જશે, ને લીંબોળીઓમાં વધારે વધારે કડવાશ આવતી જશે. માટે કહ્યું છે કેઃ—

### દોહરો.

**સજજન સો રસ પોષિયે, ત્યૌં ત્યૌં બઢત હુલાસ;**
**જ્યૌં જ્યૌં સક્કર પય મિલત, ત્યૌં ત્યૌં અધિક મીઠાશ.**

૨૬૭ દુનિયામાં હલકામાં હલકું કામ માગવાનું છે. ભીખના જેવું હલકું કામ એકે સમજશો માં. ગમે તે ધંધો કરી માણસે પોતાનો નિર્વાહ ચલાવવો એ પસંદ કરવા લાયક છે, પણ ભીખ માગીને ગુજારો ચલાવવો એ પસંદ કરવા લાયક નથી. “ભીખનાં હાંડલાં ચૂલે ચડતાં નથી.” “ભીખ ત્યાં ભોગ નહિ.” “ભીખ ત્યાં માન નહિ.” એ કહેવતો ઘણીજ મનન કરવા યોગ્ય છે. “માગ્યાં તો મુક્તાફળ મળે, પણ ભીખને માથે ભઠ્ઠ” છે. ભીખ માગનારને વારંવાર જૂઠું બોલવું પડે છે. લોભીઆને દાતાર, મહા અધર્મીને રાજા કર્ણ ને શંખણીને માતા લક્ષ્મી કહેવાની ફરજ પડે છે. કહ્યું છે કેઃ—

### દોહરો.

**મોતથી ભૂંડું માગવું, ધર્યો જન્મ તે ધિક્ક;**
**કહેવો દાતા સૂમને, ભૂંડી સૌથી ભીખ.**

છપય છંદ.

**ભીખ માંહી નહિ ભોગ, ભીખથી જોગ ન સાધે,**
**ભીખ માંહી નહિ માન, ભીખથી ભાગ્ય ન વાધે;**
**ભીખ નામ નિર્માલ્ય, ભીખથી ભારજ ખૂએ,**
**ભિક્ષુક ઓછું પાત્ર, કો ન તે સામું જુએ.**
**છે તુચ્છ વરણ તે સર્વથી, ભીખ હોય હલકી બહુ;**
**કવિ શામળ કહે શાણા સુણો, ભીખથી ભૂંડું શું કહું ?**

૨૫૮ એક હિંદી કવિ પણ કહે છે કેઃ—

દોહરો.

**તૃણહૂતેં અરૂ ધૂલિતેં, હલકો જાચિક આંહિ;**
**જાંનતાહે કછૂ માંગીહેં, પવન ઉઠાવત નાંહિ.**

ધુળ અને ત્રખલાં કરતાં પણ તમારે ભીખ માગનારને હલકો સમજવો. કોઇને શંકા થાય કે ભીખ માગનાર તણખલા ને ધુળ કરતાં પણ હલકો હોય તો એ પવનવડે ઉડી કાં ન જાય ? કવિ કહે છે કે પવન એને જાણીને ઉઠાવી જતો નથી, કેમકે એને પણ બીક લાગે છે કે રખેને મને માગશે ? એ બીકે માગણને પવન ઉડાડી જતો નથી.

મતલબ કે આછોપાતળો ગમે તે ધંધો કરવો. ભાર ઉચકવાની મજુરી કરવી, પરંતુ ભીખ માગવી સારી નથી. ભીખ માગી ભોગ ભોગવવા એ પણ ધિક્કારવા યોગ્ય છે. કહ્યું છે કેઃ— “ બાળ ભીખના ભોગને. ”

૨૫૯ નોકરી કરવી એ મહા મુશ્કેલ છે. નોકર થનારે સ્વાધીનતા, માન અને શારીરસુખોનો ત્યાગ કરવો પડે છે. ઉપરીને શું ગમે

છે? એ વારંવાર જોવું પડે છે. ગમે તેટલું ડહાપણ પોતાનામાં હોય છતાં તેને દૂર મૂકી ઉપરીની ઇચ્છાને વશ રહેવું પડે છે. પોતે સારામાં સારૂં કાર્ય કર્યું હોય છતાં તેને ખરાબ કહી ઉપરી ઠપકો આપે તો તે સાંભળવું પડે છે અને ઉપરીનાં અયોગ્ય કે ગાંડાં ઘેલાં વચનો હસ્તે મુખે સાંભળવાં પડે છે. એટલાં માટેજ મહાકવિ ભર્તૃહરિ કહે છે કે:—

**“सेवाधर्मो परमगहनो योगीनामप्यगम्य:”**

“સેવાધર્મ મહાગહન છે, એ ધર્મ મોટા યોગીઓને પણ અગમ્ય છે.” એટલાજ માટે એક કવિ કહે છે કે:—

**ચાકરી કેવી આકરી છે, તે જાણી શકે શું શેઠ?**
**દુઃખદબાણ સદા સમજે છે, હોય દબાયો હેઠ.**
**ભૂખ્યાનું દુઃખ શું જાણે? જમ્યો હોય ભાવતું ભાણે.**

(કેશવકૃતિ.)

૨૭૦ ઉપરનું કથન હલકી નોકરીવાળાને માટેજ છે એવું ન સમજવું. એ કથન તો દીવાનપદે બિરાજી ઘોડાગાડીમાં ફરનાર, ફક્કડ બંગલામાં વસનાર અને જગતની નજરમાં મોટા ગણાનાર નોકરોને પણ લાગુ છે, એમ સમજવું. એને પણ ઉપરીનું ગાયું ગાવું પડે છે ને “હાજી હાનું” કીર્તન ગાવું પડે છે. એમણે પણ અવસર વિના અરજી થતી નથી ને માલિકની મરજી સાચવવી પડે છે. તમે સમજજો કે નોકરી એ એક જાતની બેડી છે. પછી લોઢાની હો કે સોનાની હો. પણ હાથપગને બંધન કરનારી તો ખરીજ. પરાધીનતાનું દુઃખ ગાતાં એક કવિ કહે છે કે:—

( હરિભજન વિના દુઃખદરિયા સંસારનો પાર ન આવે. એ રાગ.)

પરઆધીન રહી ઠેઠ સુધી આ જગમાં પેટ ભર્યું ન ભર્યું;
અપમાન સહી ચાર હજારોનું ધન હાથ કર્યું ન કર્યું. ટેક.
નિત માલીકની તબિયત ન્યારી, ઘડી ઘોડે ઘડી ગર્દભ સ્વારી;
ભય ઉપજે ઉર એથી ભારી..................પરઆધીન૦
જે ચીજ પડે ધણીને પ્યારી, તે હોય ભલે ખાટી ખારી;
પણ જોઇએ વખાણવી ઝખમારી..............પરઆધીન૦
ઉંઘ્યાં હોઇએ ભર ઉંઘ મહીં, ત્યાં કામ ધણીનું આવ્યું કહીં;
એ વખતે ના કહેવાય નહિ....................પરઆધીન૦
ક્યાં સાચું ને ખોટું કળવું, માલિકના મત સાથે મળવું;
થાળીના વેંગણ સમ રડવું....................પરઆધીન૦
નહિ ખાવાના નહિ પીવાના, નહિ સાજન વાજન વીવાના;
નહિ ડાહ્યા કે નહિ દીવાના........... ........પરઆધીન૦
સ્તુતિ નિંદાને સરખાં ગણવાં, ભાનાં વચનો સાચાં ભણવાં;
હિતુને પણ હુકમ થયે હણાવાં.................પરઆધીન૦

આમ હોવાથીજ ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર, અધમ નોકરી અને અધમાધમ ભીખ કહેલી છે.

૨૭૧ નોકરી કરનારે ભાનાં વચનોને સાચાં ભણી કેવી રીતે હાજી હાજી કરવું પડે છે, તે વિષે સાંભળવું છે કેઃ—એક શેઠને ત્યાં એક હિંદુસ્થાની ભૈયો નોકર હતો. એક વાર રીંગણાંમાં સંભાર ભરેલો શેઠ જમ્યા, ને તે એમને બહુ સ્વાદિષ્ટ લાગ્યો; એટલે શેઠ પ્રસન્ન થતા થતા ભૈયાને કહેવા લાગ્યાઃ "ભૈયાજી! જગતમાં બીજાં શાક ભલે હો, પણ રીંગણાંના જેવું સ્વાદવાળું શાક બીજું એકે નથી

હો; તમારે હમેશાં એજ શાક લાવવું, કેમકે રીંગણાં એ ઉત્તમોત્તમ શાક છે." ભૈયો સમયસૂચક હતો તે "હામાં હા" મેળવીને બોલ્યોઃ "હાજી, અચ્છી બાત હૈ. બેંગણ જૈસી અચ્છી તરકારી દુનિયામેં દુસરી નહિ હૈ. દેખો ઠાકરજી, એ ઉસ્કે શિરે કૈસી લીલી ટોપી બનાઇ હૈ? વો ઠાકુરજીકું બી પ્યારે હૈ." હવે ભૈયાજીએ રોજ રીંગણાં લાવવા માંડયાં ને શેઠે આરોગવા માંડયાં. પૂરૂં પખવાડીઉં રીંગણાં ખાધાં ત્યાં તો તે ગરમ પડયાં ને શેઠને હરસ ( અર્શ ) નો વ્યાધિ થયો. એ વ્યાધિએ શેઠ પીડાવા લાગ્યા, ને ભૈયાને કહેવા લાગ્યાઃ "ભૈયાજી! હવે કદિ રીંગણાં લાવવાં નહિ. દુનિયામાં રીંગણાં જેવું ખરાબ શાક બીજું નથી." ત્યાં તો ભૈયોજી "હામાં હા" મેળવી બોલ્યોઃ—"હાંજી, અચ્છી બાત હૈ. બેંગણ જૈસી બૂરી તરકારી દુનિયામેં દુસરી નહિ હૈ. જરા દેખો તો સહી, ઉસ્કા રંગ કૈસા કાલાકાલા ઠાકુરજીને બનવાયા હૈ. નફરત હૈ બેંગણકા નામપર." શેઠ તો આ સાંભળી આશ્ચર્ય પામ્યા ને બોલ્યાઃ–"ભૈયાજી! આજે તમે રીંગણાંને કાં નિંદો છો? તે દિવસે તો વખાણતા હતા ને?" આ સાંભળી સમયસૂચક ભૈયો બોલ્યોઃ–" દેખો જનાબ! મેં તુમ્હેરાહી નોકર હૂં; બેંગણકા બાપકા તો કૂછ થૌડાહિ નૌકર હૂં?"

નોકરી કરનાર, પરાધીન જીવન ગાળનારની સ્થિતિ ઓછેવત્તે અંશે આ ભૈયાના જેવી સમજવી. નોકરી કરી સુખ મેળવવાની આશા રાખવી એ ન બનવા જેવી વાત છે. એક સંસ્કૃત કવિ પણ કહે છે કેઃ—

**स्वाभिप्रायपरोक्षस्य परचित्तानुवर्त्तिनः ।**
**स्वयं विक्रीतदेहस्य सेवकस्य कुतः सुखम् ॥**

અર્થ:—

"ઉપરીની મરજીને સદા અનુસર્યાં કરવું પડે, પોતાનો અભિપ્રાય તથા ઇચ્છાને સદા છોડવાં પડે અને શરીરને વેચ્યું હોય તેમ સદા ઉપરીને સોંપવું પડે, એવા સેવકોને સુખ ક્યાંથી હોય?" ઉપરીના દોષો આંખે જોવા છતાં જે છતી આંખે આંધળો થાય, ઉપરીના સ્તુતિ નિંદાના શબ્દો સરખા ગણી છતે કાને જે બહેરો થાય અને ઉપરીનું માનાપમાન અનુભવ્યા છતાં, હૃદયને મગજ છતાં જેઓ લાગણી વિનાના બને તેઓજ નોકરી કરી શકે છે. માટે વિચાર કરીનેજ નોકરીમાં જોડાજો.

૨૭૨ નોકરીના દોષો બતાવ્યા છે, તે એટલાજ માટે કે નોકર રહેનારે શીશી સાવચેતી રાખવાની છે તેનું ભાન થાય. જો તમે નોકર રહ્યા હો તો તમારે તમારા ઉપરીને નમીને તથા માન આપીને ચાલવાનું છે. તમારો સ્વભાવ શાંત રાખજો, અને કામમાં ચપળતા રાખજો.

૨૭૩ નિમકહરામી બનવા જેવું મહાપાપ બીજું કશું નથી. તમને જે વસ્તુ ખરીદવાનું કામ સોંપ્યું છે તે વસ્તુ ખરીદવામાં તમે બહુજ સાવધાની રાખજો. દશ ઠેકાણે ભાવતાલ તથા માલની ખાત્રી કરી સારો તથા સસ્તાભાવનો માલ લેજો. એમાં લેશ પણ ગડબડ કરશો નહિ. જે માણસ બદદાનતથી પૈસા કમાવા ધારે છે, તેનું પાપ છૂપાવ્યું છૂપાતું નથી. પાપ પીંપળે ચડીને પોકારે છે. તમે બહુજ યાદ રાખજો કે: "ચોરી ચાર દહાડા ને છિનાળું છ દહાડાજ છાનાં રહે છે."

૨૭૪ તમે જેના નોકર છો, તેની આબરૂ વધે એવી તમારી રીતભાત રાખજો. શેઠની ઇજ્જત એજ તમે તમારી ઇજ્જત ગણજો. વળી

તમારો શેઠ તમને જે હુકમ કરે તે બરાબર સમજી શિરે ચડાવજો. સમજ્યા વિના કામ કરવા માંડતાં પહેલાં રબારીની પેઠે "ગીતા" ને બદલે "ઘેટા" લાવવા જેવું થાય છે. ને તેથી ઉપરીને કંટાળવાનો અને પ્રતિસ્પર્ધીઓને હસવાનો વખત આવે છે.

૨૭૫ યાદ રાખજો કે આળસ જેવો મહાન દુર્ગુણ એકે નથી, માટે નોકરી કરવામાં આળસુ બનશોમાં. જે કામ તમને સોંપાયું હોય તે તમે ટાઇમ પ્રમાણે પૂરતું ધ્યાન દઇને કરજો. તો તમે જરૂર ફતેહમંદ થશો.

૨૭૬ તમે નોકર હોવા છતાં જે સત્તા ભોગવો છો તે સત્તા તમારા ઉપરીએ તમારામાં મૂકી છે તેથીજ છે, એ વાત પણ ભૂલજો માં. વળી એ સત્તામાં મદાંધ બની તમે તોછડાઇ કે ઉદ્ધતાઇ કરશો માં. એ સત્તાનો તમે નરમાંશ તથા સાલસાઈ રાખીને સદુપયોગ કરજો. જે નોકર શેઠની એબોને ઢાંકે છે તેજ શેઠનો વિશ્વાસપાત્ર થાય છે. "જીસકે તાબે રીજીયે, ઉસકા કહ્યા કીજીએ." એ શિખામણ ભૂલજો માં. શેઠને માઠું લાગે કે તેની આબરૂ ઘટે તેવું વચન કદિ પણ બોલશો માં. તેમ તેવી ક્રિયા કદિ કરશો માં. તમારા શેઠનો પૈસો તે તમારો પોતાનોજ પૈસો છે એમ માની સાચવજો. જેના રહેવાથી ઉપરીની આબરૂમાં ને ઇજ્જતમાં વધારો થાય છે તે નોકરજ ખરો નોકર છે.

૨૭૭ "સુકર્મીની જીભ ને અકર્મીના ટાંટીઆ" એ વાત નોકરે સદા સ્મરણમાં રાખવી. જો નશીબજોગે આપણે નોકર થયા છીએ તો આપણે શેઠની જીભ ચાલે તેમ આપણે ચરણો ચલાવી કામ કરવાનું છે, એ ભૂલવું નહિ. ઉપરની કહેવત લખાઇ ત્યારે ટાકરીઓ (બેલ) નહિ હોય; નહિતો "સુભાગીની ટાકરી, ને

અભાગીના ટાંટીઆ" એમ લખાત. આ જમાનામાં સુકર્મી લોકો જીભને તકલીફ ન પડે માટે નોકરને બોલાવવાને ટોકરી વાપરે છે. આ ઉપર એક કવિ લખે છે કેઃ—

### મનહર છંદ.

ચાકરના ચરણ તો ચારજ બદામના જે,
દિવસમાં દશ કોશ સુધી તે દોડાવે છે;
મહામોંઘી જીભ મુલકમાં મોટા માણસની,
બોલતાં બે બોલ બહુ આળસ બતાવે છે;
દાસને હુકમ દેવા પાસ બોલાવવો પડે,
સાદ કરવાને માટે નાદ સંભળાવે છે;
જો જો દલપત્ત કહે જરાએક જીભતણું,
ટેરવું હલાવામાટે ટોકરી બજાવે છે.

અર્થઃ—"ચાકરના ટાંટીઆ ચાર બદામના છે, એટલે દહાડામાં એ દશ ગાઉ દોડે તો હરકત નહિ, પણ મોટા માણસની જીભ મહામોંઘી વસ્તુ છે. એને ચાલવાનો જરા પણ શ્રમ પડે એ સારૂં નહિ. માટે જીભનું ટેરવું હલાવવાને બદલે હવે મોટા માણસો ટોકરી વગાડે છે." જમાનાની આવી બલિહારી છે.

૨૭૮ નોકરે સદા સ્મરણમાં રાખવું કે ચોર તથા ભિખારી કરતાં પણ પોતાની સ્થિતિ કફોડી છે. ચોર ખુશી હશે તો ચોરી કરવા જશે ને ભિખારી પણ પોતાની ખુશી હશે તો ભીખ માગવા નીકળશે. એ બે દહાડા બેઠો રહેશે તો એને કોઇની રજા માગવી પડશે નહિ. પણ નોકરે તો બેઠાં રહે નહિજ ચાલે, કેમકે એણે પોતાની સ્વતંત્રા વેચેલી છે. કહ્યું છે કેઃ—

**દોહરો.**

**માગણ કદિ આળસ કરે, તસ્કર જાય ન જાય;**
**ચાકર હાયે શું કરે? લુણ પરાયું ખાય.**

૨૭૯ હવે સેવ્યજનોએ એટલે કે શેઠ યા ઉપરીઓએ શી રીતે વર્તવું એ સંક્ષિપ્તમાં કહેવાશે. પ્રિય વાચક ! જો ઇશ્વરકૃપાએ તું શેઠ કે ઉપરી થયો હોય તો યાદ રાખજે કે તારો નોકર થનાર માણસ પણ તારા જેવોજ બેહાથ, બેપગ અને મગજવાળો માણસ છે. વળી તે તારો બન્ધુ છે. એને સાચવજે, સારી રીતે રાખજે અને એની લાગણીને દુખવતાં પહેલાં બહુજ વિચાર કરજે. ઇશ્વરે તને ઉંચે પગથિયે બેસાડ્યો છે તે નીચેનાં પગથિયાંવાળાં માણસોને પાટુઓ મારવા માટે નથી; એને સંભાળવા માટે છે.

૨૮૦ એક વસ્તુ ખરીદવામાં જેટલી અક્કલ વાપરવી પડે છે તેના કરતાં એક યોગ્ય નોકરને ખોળવામાં વધારે અક્કલ વાપરવાની છે. જો તમારો નોકર આળસુ હશે તો તમારૂં કામ ધૂળધાણી કરશે, જો તમારો નોકર અપ્રમાણિક હશે તો તમારૂં ધન ખાઇ જશે, ને જો તમારો નોકર લુચ્ચો કે ખરાબ ચાલનો હશે તો તમારી ગેરઆબરૂ કરશે. માટે નોકર પસંદ કરવામાં બહુજ સાવધાની રાખજો કે પાછળથી પસ્તાવું ન પડે.

૨૮૧ જો તમારી પાસે એક કરતાં વધારે નોકર હોય તો જે નોકરમાં જે કામ કરવાની યોગ્યતા હોય તે તપાસીનેજ કામ સોંપજો. રસોઇઆને આવરો લખવાનું ને આવરો લખનારને રસોઇ કરવાનું કામ સોંપશો તો તમારાં બંને કામ બગડશે.

**દોહરો.**

**શક્તિ જોઇ સોંપવું, સેવકજનને કામ;**
**અનુચિત કર્મે યોજતાં, બગડે કામ તમામ.**

૨૮૨ પ્રોત્સાહન આપવાથી નોકરો જેવું કામ કરે છે તેવું ધમકાવ્યા કે બ્હીવરાવવાથી કરતા નથી. યાદ રાખજો કે " નારાજ નોકર દુશ્મનની ગરજ સારે છે."

ધણીનું **પ્રોત્સાહન** પામેલો કુતરો એક વાર સિંહની પણ સામે થાય છે. મતલબ કે જો તમે તમારા નોકરો પાસે સારૂં અને ત્વરાથી કામ કરાવવા ચાહતા હો તો તમે મીઠી વાણીથી બોલજો, પ્રોત્સાહન આપજો, અને તેમના વાંકને માટે જોયું ન જોયું કરજો.

૨૮૩ સદ્‌ગુણી વિવેકી અને સહનશીલ નોકરનું કદિ પણ અપમાન કરશો નહિ. વળી તમારા નિમકહલાલ નોકરને પ્રાણ જતાં પણ ત્યજશો નહિ. આ વિષે મહાભારતનો એક મનોહર પ્રસંગ સદા સ્મરણમાં રાખવા યોગ્ય છે.

પોતાના ચારે ભાઇઓ અને દ્રૌપદી સાથે યુધિષ્ઠિર હિમાલય ચડવા લાગ્યા ત્યારે રસ્તામાં એકે એકે નકુલ, સહદેવ, અર્જુન, ભીમ અને દ્રૌપદી મરવા લાગ્યાં. છેલ્લે સૌની ઉપેક્ષા કરી યુધિષ્ઠિર પોતાના શ્વાન સાથે સ્વર્ગના દ્વાર પાસે પહોચ્યા. તેમને લેવા મહારાજા ઇંદ્ર સામા આવ્યા અને યુધિષ્ઠિરને કુતરાને પડ્યો મૂકી સ્વર્ગમાં પધારવાની વિનતિ કરી. યુધિષ્ઠિરે શ્વાનને પડ્યો મૂકી એકલા સ્વર્ગમાં આવવાની અનિચ્છા જણાવી. ઇંદ્રે કહ્યું:— " હે રાજન્! તમે તમારા ભાઇઓને તથા પત્ની દ્રૌપદીને પડ્યાં મૂકી જો અહીં લગી આવ્યા હો, તો હવે આ શ્વાનને માટે આટલો બધો આગ્રહ શામાટે રાખો છો ?"

યુધિષ્ઠિર બોલ્યા:–" મહેંદ્ર! નિમકહલાલ સેવકનો ત્યાગ કરવો બીજું એકે નથી. જે નિમકહલાલ સેવક તેના જેવું મહા પાપ અનન્ય શરણ થઇને સેવ્યને આધીન થયેલો છે તેને ત્યજવાથી બ્રહ્મહત્યા કરતાં પણ મહા પાપ લાગે છે.

**भक्तत्यागं प्राहुरत्यंतपापं**
**तुल्यं लोके ब्रह्मवध्याकृतेन ।**
**तस्मान्नाहं जातु कथं च नाद्य**
**त्यक्ष्याम्येनं स्वसुखार्थी महेंद्र ! ॥**
**भीतिप्रदानं शरणागतस्य**
**स्त्रियावधो ब्राह्मणस्वापहार: ॥**
**मित्रद्रोह: तानि चत्वारिशक्र**
**भक्तस्त्यागश्चैव समो मतो मे ॥**

અર્થ:—

"સ્ત્રી હત્યા, આપેલું દાન બ્રાહ્મણ પાસેથી પાછું લેવું, મિત્રદ્રોહ અને શરણાગતને ભય આપવો, એ ચારે પાપો કરતાં નિમકહલાલ નોકરનો ત્યાગ કરવો એ મોટું પાપ છે. મારા ભાઇઓ તથા મારી સ્ત્રીને મેં છોડયાં છે તે તો તેઓ મરી ગયાં છે માટે; પરંતુ આ કુતરો તો જીવતો છે. મારે વિશ્વાસે એ બિચારો અહીં લગી મારી સાથે આવેલો છે. હવે સ્વર્ગના દ્વારમાં હું એનો ત્યાગ કરૂં તો એ બિચારો ક્યાં જાય? માટે બહેતર છે કે જો તમે કુતરાને મારી સાથે સ્વર્ગમાં આવવા ન દો, તો મારે તમને નમન કરી પાછુંજ વળવું."

યુધિષ્ઠિરનાં આવાં ધર્મભરેલાં વાક્યો સાંભળી ઇંદ્ર રાજા પ્રસન્ન થયા અને શ્વાન સાથે તેમને સ્વર્ગમાં આવવા રજા આપી.

૨૮૪ પ્રિય વાચક! સદ્દભાગ્યયોગે જો તું શેઠ અથવા સેવ્ય થયો હોય તો તારા નોકરને ગુસ્સો કરી ગાળો ભાંડવાની, મારવાની કે હલકાં કુવચનો કહેવાની ખરાબ રીતિ રાખીશ નહિ. **"ઝબાં ઝેરી તો મુલક વેરી"** એ અમૂલ્ય શિખામણ તારા હૃદયપટમાં સદા કોતરી રાખજે.

૨૮૫ તમે રાખેલા નોકરને પૂરતો પગાર આપજો. એમાં જેટલી કચાશ રાખશો તેટલુંજ તમોને નુકસાન સમજજો. પેટપુરતો ખોરાક ન મળવાથી પ્રમાણિક નોકર કાંતો અપ્રમાણિક થશે અથવા નોકરી છોડી ચાલ્યો જશે. કહ્યું છે કેઃ—

**પેટમાં મળે નહિ રોટીઆં, તો સબી બાત ખોટીયાં;**
**અને પેટમાં પડે રોટીઆં, તો સબી બાત મોટીયાં.**

૨૮૬ પ્રિય વાચક! તમે એવા ગળ્યા સાકર ન થજો કે સૌ તમને ગળી જાય, તેમ તમે એવા કડવા ન થજો કે સૌ તમારો ત્યાગ કરે. તમે એવા ઉષ્ણ ન થજો કે સૌને દાઝ થાય ને એવા ઠંડા રાખ જેવા ન થજો કે સૌ માથે પગ મૂકી ચાલ્યું જાય. તાત્પર્ય કે કડક થવાના કામમાં તમે કડક થજો અને નરમ થવાના કામમાં નરમ થજો.

૨૮૭ આટલાં વાનાં હોય તો તે ગૃહસ્થાશ્રમ ઉત્તમ જાણવો. ૧ ઘરમાં સદા આનંદ રહેતો હોય. ૨ બુદ્ધિવાળા પુત્રો હોય. ૩ નારી મધુરૂં બોલનારી હોય. ૪ મનમાનતું ઘરમાં ધન હોય. ૫ પોતાની પત્નીમાંજ પ્રેમ હોય. ૬ આજ્ઞાપાલક નોકરો હોય. ૭ મેમાનની સારી રીતે પરોણાગત થતી હોય. ૮ ઘરમાં હમેશાં દેવ-સેવા થતી હોય. ૯ વારંવાર ઘરમાં મિષ્ટ ભોજન જમાતું હોય. ૧૦ સજ્જનોની સંગતિ થતી હોય. આ દશ વાનાં હોય તે ગૃહસ્થાશ્રમ પ્રશંસાપાત્ર છે.

### છપય છંદ.

**સદા સુખદા સદન, તનુજ બહુ બુદ્ધિશાળી,**
**મુખથી મધુરાં વેણ, કામિની કહે રૂપાળી;**

**મનમાન્યું છે વિત્ત, પ્રીત નિજ યુવતી જોડે,**
**અતિથિ પામે માન, સુરપૂજન નિત કોડે;**
**મિષ્ટાન્ન બને નિત મંદિરે, આજ્ઞાપાળક દાસ છે,**
**ધન્ય ધન્ય તે ગૃહસ્થાશ્રમ જયહાં સદા સંતનો વાસ છે.**

૨૮૮ પુરુષ અને સ્ત્રી જ્યાં પરસ્પર મર્યાદા, સભ્યતા, પ્રેમ અને મિત્રભાવથી બોલે ચાલે છે—અને તુચ્છ તથા કટાક્ષરૂપ વચનો ઉચ્ચારતાં નથી એજ જોડાને સુશિક્ષિત અને સુખી જોડું જાણવું. આવા જોડાને દુઃખી હાલત પણ દુઃખદાયી જણાતી નથી.

૨૮૯ પ્રશ્નઃ—ખરેખરો સ્નેહી કોણ ?
ઉત્તરઃ—જે અકલ્યાણમાંથી અટકાવે તે.

૨૯૦ પ્રશ્નઃ—સારી સ્ત્રી કોને કહેવી ?
ઉત્તરઃ—જે પતિને અનુસરે તેને.

૨૯૧ પ્રશ્નઃ—બુદ્ધિમાન કોને કહેવો ?
ઉત્તરઃ—જેનું સત્પુરૂષો પૂજન કરે તેને.

૨૯૨ પ્રશ્નઃ—લક્ષ્મી કોનું નામ ?
ઉત્તરઃ—જે અભિમાન પેદા ન કરે તેનું નામ.

૨૯૩ પ્રશ્નઃ—ખરો સુખી કોણ ?
ઉત્તરઃ—જે તૃષ્ણાથી મુક્ત થયો છે તે.

૨૯૪ પ્રશ્નઃ—ખરો મિત્ર કોણ ?
ઉત્તરઃ—જે નિષ્કપટી હોય તે.

૨૯૫ પ્રશ્નઃ—ખરો પુરૂષ કોણ કહેવાય ?
ઉત્તરઃ—જે ઇંદ્રિયોના વિષયોને વશ ન થતાં ઇંદ્રિયોને વશ રાખે છે તે.

૨૯૬ મુંગા રહેવું એ ઉત્તમ છે, પણ જૂઠું બોલવું એ સારૂં નથી. નપુંસકપણું સારૂં છે, પણ પુરૂષ થઈ પરસ્ત્રીગમન કરવું, એ સારૂં નથી. પરસ્ત્રીમાં આસક્ત થવાથી મોટા મોટા રાજાઓ નાશ પામી ગયા છે. પરનારીમાં આસક્ત થવાથી રાવણની સોનાની લંકા લૂંટાઇ ગઇ છે. પરનારીમાં આસક્ત થવાથી ઇંદ્રિ અને ચંદ્ર શાપ પામ્યા છે ને પરનારીમાં આસક્ત થવાથી વાળી બધું ટાળી મરી ગયો છે. માટે પરનારીમાં ડાહ્યા માણસે આસક્ત ન થવું. કહ્યું છે કે:—

કવિત.

કીધા થકી જારકર્મ ચીતરાયું કાળું મુખ,
રાક્ષસ રાવણતણું કામ રે વિચારજો;
વાળી બધું ટાળી બેઠા, તે તમે સંભાળી જોજો,
ઇંદ્ર ચંદ્ર કેરી દશા ઉરમા ઉતારજો;
દુષ્ટ દુરજોધનનો દાળોવાટ વળી ગયો,
પરનારી આસક્તોની દશા એ વિચારજો.
દુનિયામાં દેખો ભાઇ દાખે દલપતરામ,
પરનારી પ્રેમને ધિંગા બની ધિક્કારજો.

૨૯૭ તમે જે કાંઇ દાન કરો તે શ્રદ્ધા ને ભક્તિથી કરજો. શ્રદ્ધા વિના કરેલું દાન કાંઈ ફળ અપાવતું નથી. કહ્યું છે કે:—

મનહર—છંદ.

પાણીની તરસ લાગે, વિષતણું કીધું પાન,
એવું પાન કીધાથી ન કીધું તેજ સારૂં છે;
કહે દલપત્તરામ ઠગવા પ્રભુનું નામ,
એવું નામ લીધાથી ન લીધું તેજ સારૂં છે;

આળસ ન કીધું, પણ કપટનું કીધું કામ,
એવું કામ કીધાથી ન કીધું તેજ સારૂં છે;
અતિ અપમાન કરી દયા વિના દીધું દાન,
એવું દાન દીધાથી ન દીધું તેજ સારૂં છે.

૨૫૮ સ્ત્રીસંયોગ કરવો એ વંશવૃદ્ધિ માટે છે, મોજશોખ માટે નથી. આ હેતુ મનુષ્યો વારંવાર ભૂલી જાય છે અને વિષયલોલુપ થઇ સ્ત્રીસંયોગ કરે છે. તેને અત્યંત હાનિ થાય છે. કમતાકાત, ટૂંકી નજર, અજીર્ણ, અકાળે પળીઆં આવવાં, બુદ્ધિની મંદતા, અનુત્સાહ, મનોબળની ન્યૂનતા, અને અકાળે મરણ. આ બધાં અતિશય સ્ત્રીસંભોગનાં પરિણામો છે. માટે સંતાનોત્પત્તિને માટે આવશ્યકતા હોય તેટલોજ વિષયભોગ ભોગવવાનો છે. પોતાનાં પુત્રપુત્રીની વહેલી વહેલી સગાઇઓ કરી પરણાવી દેવાં ને સંસારમાં જોડવાં એમાં મહા હાનિ છે. વીર્યની પરિપક્વતા થયા પહેલાં તેનો ક્ષય કરવો એ આખરે દેવાળું કાઢવાનો વેપાર છે. સ્ત્રી અને પુરૂષ એ બંનેનાં શરીર રક્ષણનું મૂળ બ્રહ્મચર્ય છે. જો બ્રહ્મચર્ય ન સચવાય તો ગમે તેવો હોંશિયાર વૈદ્ય પણ રોગીનો રોગ મટાડવા શક્તિમાન નથી. યુવાન અવસ્થાવાળાં સ્ત્રી-પુરૂષોને ભોગ ભોગવવો લાજમ છે, પરંતુ બાળ અને વૃધ્ધ વયનાં માટે ભોગ અત્યંત હાનિકારક છે. બ્રહ્મચર્ય પાળનાર સ્ત્રી-પુરૂષનાં આયુષ્ય, બુધ્ધિબળ, શરીરકાંતિ, ઉત્સાહ અને શરીરબળ વધે છે. વાજીકરણ એટલે પુષ્ટિની દવાઓ ખાઇખાઇને જે માણસો અતિશય મૈથુન કરે છે તેઓ વહેલાં શક્તિહીણ થઇ દુઃખ ભોગવે છે. એટલા માટેજ આપણા શાસ્ત્રમાં મૈથુન કરવાનો પણ સમય નક્કી કરવામાં આવેલો છે. જ્યારે સ્ત્રીની રજસ્વલા દશા હોય, ગર્ભિણી

અવસ્થા હોય, અથવા રોગી અવસ્થા હોય ત્યારે તેની સાથે સંભોગ ન કરવો. વળી દહાડે પણ સ્ત્રીસંભોગ ન કરવો. જ્યારે બહુ ખોરાક લીધો હોય, જ્યારે મળમૂત્રની ઇચ્છા થઇ હોય અથવા જ્યારે મનમાં ભય, ચિન્તા, અધૈર્ય કે શોક વ્યાપેલાં હોય ત્યારે પણ સંભોગ ન કરવો. પરંતુ જ્યારે વિહાર માટે શરીરમાં અત્યંત ઉત્સાહ પ્રકટ્યો હોય, ત્યારેજ રતિવિહાર કરવો. કેલિગૃહ સુગંધીવાળું, સુંદર, શાંત અને ચિત્તાકર્ષક હોવું જોઇએ. કેલિ કરતી વખતે સ્ત્રીપુરૂષોએ સારાં વસ્ત્રાલંકારોએ સજ્જ થવું જોઇએ, અને આનંદવિનોદ કરતાં કરતાં કેલિ કરવી જોઇએ ભોગસમયે પુરૂષનો જો જમણો સ્વર (જમણી નાસિકામાંથી પવન) ચાલતો હોય તો ગર્ભોત્પત્તિમાં સહાયભૂત થાય છે. મૈથુન થઇ રહ્યા પછી સ્ત્રીએ તરત ઉભાં થઇ જવું નહિ પરંતુ થોડોક વખત સ્વસ્થ પડયાં રહેવું યોગ્ય છે. ભોગકાલે સ્ત્રીપુરૂષમાં પવિત્ર વિચારો સ્ફુરવા જોઇએ. બને તો કેલિગૃહમાં જેવી પ્રજા ઉપજાવવી હોય તેવા ભાવનાં સુંદર ચિત્રો લટકાવવાં જોઇએ. એ પ્રજાને સ્વદેશપ્રેમી બનાવવી હોય તો સ્વદેશપ્રેમી મહાપુરૂષોની, જો ધર્મપરાયણ બનાવવી હોય તો પવિત્ર ધર્મપરાયણ મહાપુરૂષોની અને જો શૂરવીર બનાવવી હોય તો શૂરવીર પુરૂષો તથા સ્ત્રીઓની છબીઓ કેલિગૃહમાં ટાંગવી જોઇએ. વળી મૈથુન અંતે બદામ, મેવો, એલાયચી અને સાકરમિશ્રિત ગરમ દૂધનો ઉપયોગ કરાય તો શરીરક્ષીણતા જણાતી નથી.

૨૪૯ આહાર સંબંધમાં પણ ઘણો વિવેક રાખવાનો છે. વખત થયો છે માટે જમવું એ સમજ ભૂલભરેલી છે, ભૂખ લાગી છે માટે જમવું જોઇએ. જમવાની રજા ઘડિયાળ પાસે ન માગો, પણ

તમારા પેટની પાસે માગો. ભૂખ લાગ્યા વિના જમવાથી, ઠાંસી ઠાંસીને પેટમાં ભરવાથી અને હમેશાં અજીર્ણમાં આહાર કરવાથી અનેક રોગો થાય છે. તમે યાદ રાખજો કે દુનિયામાં ઝાઝાં મરણો અનાજ ન મળ્યાને લીધે થતાં નથી, પણ ઝાઝા મરણો તો ઘણું અનાજ ખાવાને લીધેજ થાય છે. તમે યાદ રાખજો કે દવા-ખાનામાં ઝાઝાં દરદીઓ તો ગરીબ નહિ પણ શ્રીમંતજ આવે છે. ને તે દરદોનું કારણ જોશો તો માત્ર હદથી વધારે લેવાએલો ખોરાકજ હોય છે. માટે ખાવામાં ઘણી સાવચેતી વાપરો. તમે જે ખોરાક લ્યો તે બહુજ ચાવી ચાવીને લ્યો. ચાવ્યા વિના લૂસ લૂસ ખાશો માં. તમે યાદ રાખજો કે દાંત મોઢામાં છે, પણ પેટમાં નથી. તો તમે આખો ભાગ્યો ખોરાક પેટમાં ઉતારશો તે દાંત વિનાનું પેટ શી રીતે ભૂકો કરીને પચાવી શકશે ? માટે ઉતાવળા થયા વિના સારી રીતે ચાવીને ખાજો. અનાજનો સ્વાદ પણ ચાવ્યા વિના જણાતો નથી. માટે ધીરેથી અને શાંતિથી જમવું. " ખાતાં વાર એના કામમાં શો શુકરવાર " એ કહેવત ખોટી છે. એવી ખોટી કહેવતો પ્રમાણે જમવામાં ખોટી ઉતાવળ કરવી નહિ. અતિશય આહાર જેમ નુકસાનકારક છે તેમ અતિશય ભૂખો વેઠી ઉપવાસો કરવા એ પણ નુકસાનકારક છે. ભૂખો વેઠવાથી શરીર નિર્બળ થાય છે, ધાતુ ક્ષીણ થવા લાગે છે ને આંખોનું તેજ નષ્ટ થાય છે. યોગ્ય રીતે વાયુ છૂટતો હોય ને દસ્ત ઉતર્યો હોય, શરીર હલકું લાગતું હોય, ને શરી-રમાં ઉત્સાહ પ્રકટ્યો હોય ત્યારે સમજવું કે આગલ્યું ખાધેલું પચી ગયું છે અને તેનો રસ થઇ ગયો છે. ભોજન કરતાં પહેલાં સ્નાનાદિથી પવિત્ર થઇ પવિત્ર વસ્ત્રો ધારણ કરવાં જોઇએ ને

પવિત્ર સ્વચ્છ પાત્રોમાં ભોજન કરવું જોઇએ. જમતાં પહેલાં ઇશ્વરનું સ્મરણ કરી, એના નિમિત્તના અમુક ગ્રાસો આપી પછી ભોજન શરૂ કરવું જોઇએ. પોતાના ઘરમાં બાળક કે વૃદ્ધો હોય તો તેમને જમાડી ભોજન કરવું. અને જો મેમાન હોય તો પંક્તિભેદ રાખ્યા વિના સાથે બેસીને ભોજન લેવું. જમતાં નીચેની બાબતો ધ્યાનમાં રાખવી.

૧ ભોજનના આરંભમાં સિંધાલૂણ, આદું વગેરે તીક્ષ્ણ પદાર્થોના પ્રથમ ગ્રાસ લેવા એ પાચનમાં લાભકારક છે.

૨ ભોજનનો પદાર્થ બહુંજ ગરમ પણ ન હોવો જોઇએ તેમ ટાઢો સડી ગયેલો કે રસવિક્રય થઇ ગએલો પણ ન હોવો જોઇએ.

૩ જમવાનો પદાર્થ સ્વાદિષ્ઠ તથા સારી રીતે ચડેલો હોવો જોઇએ.

૪ જમવા સમયે ચિત્ત અત્યંત પ્રસન્ન રાખવું ને ચાવી ચાવીને શાંતચિત્તે જમવું.

૫ જમવામાં પહેલાં મધુર સ્વાદના પદાર્થો જમવા, પછી ખારાખાટા પછી તીખા અને છેલ્લે કડવા સ્વાદના પદાર્થો જમવા.

૬ ન પચે એવા પદાર્થો જેવા કે કંદો, અડદની દાળ વગેરે બહુ ઓછા પ્રમાણમાં લેવા. ને પેય પદાર્થો ( દૂધ છાશ વગેરે ) પૂરતા પ્રમાણમાં લેવા. કેમકે પ્રવાહી પચવામાં હલકા છે.

૭ ભોજનના પદાર્થો છ જાતના છે. કેરી વગેરે ચૂસવાના પદાર્થો **૧ ચોષ્ય** કહેવાય છે. દૂધપાક, શીખંડ વગેરે ચાટવાના પદાર્થો **૨ લેહ્ય** કહેવાય છે. પાણી દૂધ વગેરે પીવાના પદાર્થો **૩ પેય** કહેવાય છે. વધારીઆ ચણા, પૌંવા વગેરે પદાર્થો ચાવવાયોગ્ય હોવાથી **૪ ચર્વ્ય** કહેવાય છે. દાળ ભાત આદિ પદાર્થો **૫ ભોજ્ય** કહેવાય છે ને લાડુ વગેરે પદાર્થો **૬ ભક્ષ્ય** કહેવાય છે. એ પદા-

ર્થોનો પચવાનો પણ ક્રમ છે. પેય, ચોષ્ય, લેહ્ય, ભોજ્ય, ચર્વ્ય, અને ભક્ષ્ય, એ પદાર્થો ઉત્તરોત્તર પચવામાં ભારે છે. એ વિચાર રાખીને ભોજન કરવું. આડે ધડે આશિર્વાદ ન કરવું.

૮ ઉદરના બે ભાગ ખોરાકથી ભરવા, ત્રીજો ભાગ પાણીથી ભરવો ને ચોથો ભાગ હવા માટે ખાલી રાખવો. તાત્પર્ય કે ¾ આહાર લેવો ને જમવાની રુચિ રહે તેમ રાખી ભોજન લેવું બંધ કરવું.

૯ પાચનશક્તિ મંદ હોય તો પકવાનો, મીઠાઇ તથા ઘી, તેલ વિશેષ હોય તેવા પદાર્થો ન ખાશો, પણ સાદો ખોરાક લેજો.

૧૦ ભોજન કરવાનું સ્થાન સ્વચ્છ, પવિત્ર, સુંદર, સુગંધીવાળું અને મનને પ્રસન્ન કરે તેવું રાખવું. ધુમાડાવાળા, ધૂળવાળા ને ગંદા ભોજનગૃહનો સર્વથા ત્યાગ કરવો.

૧૧ દૂધ કાં તો સેડકઢું ( તાજું દોહેલું ) પીવું અને તેમ ન બને તો ગરમ કરીને ઉપયોગમાં લેવું. જે દૂધનું ગુરૂત્વ ૧૦૨૮ અં-શથી કમ ન હોય તે દૂધ શુધ્ધ સમજવું. ગાયનું દૂધ ભેંસના દૂધ કરતાં જમવામાં હલકું સમજવું.

૧૨ અર્ધું ભોજન થયા પછી પાણી પીવું એને મધ્યવારિ કહેવાય છે. એ મધ્યવારિ અમૃત જેવું છે. પણ ભોજનને અંતે પુષ્કળ પાણી પીવું એ ઝેર જેવું છે.

૧૩ ભોજન થઇ રહ્યા પછી આચમન કરવું ને પછી પુષ્કળ પાણીથી હાથ મોં વગેરે સાફ કરવાં.

૧૪ ભોજન કર્યા પછી થોડુંક ચાલવું, એ લાભકારક છે. પરંતુ ભોજન કર્યા પછી તરતજ શરીર મહેનતનું કે મગજમારીનું કામ કરવું એ પસંદ કરવા લાયક નથી.

૧૫ ભોજન કર્યા પછી સુગંધી પદાર્થોનો મુખવાસ લેવો એટલે કે એલાયચી, વરિયાળી, પાન સોપારી વગેરે ખાવાનો રિવાજ રાખવો. પરંતુ પાન સોપારીનું બંધારણ પાડવું નહિ. ઘણા માણસો બજારમાં બનતાં પાન ચાવતા જોવાય છે. એ પવિત્રતાને વિચારે જોતાં તથા આરોગ્યતાને વિચારે જોતાં પસંદ કરવા લાયક નથી. માટે પાન ખાવું તોપણ પોતાનાજ ઘરના પવિત્ર કાથા ચૂના વાળું ખાવું. અને સોપારીનો તો ઉપયોગ ઘણોજ થોડો કરવો, અથવા તો નજ કરવો. જેને ગાવાનું કામ કરવાનું છે તેણે તો સોપારીનો સર્વથા ત્યાગ કરવો. કહ્યું છે કેઃ—

### દોહરા.

**હીંગ, મરચું ને આંબલી, સોપારી ને તેલ;**
**જો ગાયાનો ખપ કરે તો પાંચે વસ્તુ મેલ.**
**દૂધ, સાકર ને એલચી, વરિયાળી ને દ્રાક્ષ;**
**જો ગાયાનો ખપ કરે તો પાંચે વસ્તુ રાખ.**

૩૦૦ જેના હાથમાં ક્ષમારૂપી ખડ્ગ છે તેને શત્રુ શું કરી શકે? ઘાસ-વિનાની જગોમાં પડેલો અગ્નિ પોતાની મેળેજ ઓલવાઇ જાય છે. ક્ષમા એ શક્તિમાનનું ભૂષણ છે, તેમ અશક્ત માણસોનું પણ હથિયાર છે. માટે ક્ષમા રાખવાની ટેવ પાડી નીચેના પ્રસંગોએ ક્ષમા ધારણ કરજો.

૧ જેણે તમારા ઉપર ઉપકારો કરેલા છે તેનાથી અપરાધ થાય તો ક્ષમા કરશો.

૨ ભૂલથી કોઇએ તમારો અપરાધ કર્યો હોય તો ક્ષમા કરજો.

૩ પહેલવહેલો કોઇએ નજીવો અપરાધ કર્યો હોય તો ક્ષમા કરજો.

૪ લોકલજ્જામાં ક્ષમાયોગ્ય કાર્ય હોય તોપણ ક્ષમા કરજો.

પરંતુ તમે અત્યંત ક્ષમાવાન છો ને કોઇને કશુંજ કહેવાના નથી, એવું લોકો જાણશે તો પેલા ફૂંફાડો પણ ત્યાગકરેલા સર્પની જેવી દુર્દશા થઇ હતી તેવી તમારી જગતમાં દયાજનક સ્થિતિ થવાની ! માટે ક્ષમા કરો, પણ સર્પફૂંફાડો રાખજો. અંતરથી તમે ક્રોધી ન બનશો, પણ કૃત્રિમ ક્રોધનો દેખાવ કરતાં તો શીખજો. જો તમે વિવેક–બુદ્ધિ રાખ્યા વિના સર્વત્ર ક્ષમાનુંજ ધોરણ પકડશો તો નીચે પ્રમાણે માઠાં ફળો થવાનાંઃ—

૧ તમારા સેવકો સ્વેચ્છાચારી થશે. તે તમને ગણકારશે નહિ, તેમજ તમારા ઉપર સ્વામીભાવ પણ રાખશે નહિ.

૨ તમારા નોકરો, પુત્રો અને સ્ત્રી વગેરે સામાં બોલશે. તે તમને કટુવચનો સંભળાવશે, ને સોંપેલા કામમાં પ્રમાદ કરશે.

૩ તમારા ઉપરીઓ પણ તમને નિર્બળ સમજી દબાવ્યા કરશે.

૪ તમારા શત્રુઓ પણ તમને નિર્માલ્ય ગણી પીડશે.

૫ તમારે શત્રુઓથી તથા તાબાનાં માણસોથી વારંવાર પરાભવ સહેવો પડશે.

૬ સાચવવા આપેલું ધન સેવકો ખાઇ જશે, ને જો તમે અમલદાર હશો તો તમારો અમલ અંધાધુંધીવાળો થશે. જલ્લાલુદ્દીન પાદશાહ અત્યંત ક્ષમાવાળો હતો. તે ચોર તથા લૂંટારાઓને પણ ક્ષમા કરતો. એનું પરિણામ એ આવ્યું કે દેશમાં બેસુમાર ચોરીઓ અને લૂંટફાટ થવા માંડ્યાં.

કહેવાની મતલબ એ છે કે તમે ક્ષમાવૃત્તિ ધારણ કરો તે પણ વિવેક-વિચાર કરીને ધારણ કરજો. નહિતો લાભ કરતાં હાનિના ભોક્તા થશો.

## પ્રથમ ભાગ સંપૂર્ણ.

### દોહરા.

પૂર્ણ કર્યો મહા પ્રેમથી, પ્રથમ ગુચ્છ આ વાર;
સુખદ સુરભિથી શોભતો, અહો ગુણી ! ધરી પ્યાર. ૧
વિવિધ શાસ્ત્ર મંથન કરી, પ્રાપ્ત કર્યું નવનીત;
અર્પું છું અતિ આદરે, આરોગો ધરી પ્રીત. ૨





# व्यवहार-नीतिदर्पण.

## ભાગ ૨ જો.

### (૧)

### धर्म-शिक्षा.

**દોહરો.**

વ્હાલા વાંચો સ્નેહથી, સર્વ શાસ્ત્રનો સાર;
રસમય તત્ત્વવિચાર આ, જો ચાહો પરપાર.

૩૦૧ એક વિશાળ સરોવરમાં રૂપાના રસ જેવું નિર્મળ સુંદર જળ ભરેલું છે. એ સરોવરની ચારે બાજુએ મનુષ્યોને જળપાન તથા સ્નાન કરવા અનેક ઘાટ બાંધવામાં આવ્યા છે. હવે જે માણસને જે ઘાટ સગવડવાળો લાગે ત્યાં જઇ તેણે તૃષા છીપાવવી, અથવા શારીરિક મળો દૂર કરવા ઉચિત છે; પણ તેમ ન કરતાં જે માણસો પોતાના ઘાટ પાસેના જળની સ્તુતિ અને બીજાના

ઘાટ પાસેના જળની અવગણના કે નિંદા કરે છે, તેઓ મિથ્યા કાળક્ષેપ કરનારા તથા અણસમજુ છે. એવુંજ આ મહાવ્યાપક નિર્મળ પરમાત્મારૂપી સરોવરનું સમજવું. જૂદા જૂદા ધર્મો એ તો જૂદા જૂદા ઘાટ જેવા છે. માટે એક કવિ લખે છે કે:—

દોહરો.

**છો તેને તે પૂજતા, જેને જ્યાં વિશ્વાસ;**
**નિંદા કરતાં કોઈની, નિંદાશે અવિનાશ.**

( ક. દ. ડા. )

૩૦૨ અંતઃકરણમાં શીતળતા હોય તો આખું જગત્ શીતળ જણાય છે, ને જો અંતઃકરણ તૃષ્ણાના તાપથી તપતું હોય તો આખું જગત્ સળગતા દાવાનળ જેવું જણાય છે. માટે અંતઃકરણને ઉચ્ચ કક્ષા ઉપર લેવાનો સદા યત્ન કરો. ગીતામાં પણ કહ્યું છે કે:—

**मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः**

૩૦૩ એક શિષ્યે પોતાના ગુરૂને પૂછ્યું: "ભગવન્! જીવનું અને પ્રભુનું સ્વરૂપ સમજાવો." ગુરૂ મહાપંડિત હતા. સમીપમાં એક ડાંગરનો તથા બીજો ચોખાનો ઢગલો પડયો હતો. ગુરૂ બોલ્યા:—"જીવ એ ડાંગરના જેવો છે, ને પ્રભુ એ ચોખા જેવો છે. જીવરૂપી ડાંગરમાં જે ફોતરાંનો ભાગ છે તે કર્મ કે અજ્ઞાનનું આવરણ છે. ફોતરૂં દૂર થાય તો તેમાંથી શુદ્ધ ચોખો જેમ નીકળે છે તેમ જીવમાંથી અજ્ઞાનનું આવરણ દૂર થાય તો તે શુભ પરમાત્મ-સ્વરૂપ બાકી રહે છે.

૩૦૪ આ એક શ્લોક સમજાય તો આખું વેદાંતશાસ્ત્ર સમજ્યા એમ સમજજો.

**दृग्दृश्यौ द्वौ पदार्थौस्तः परस्परविलक्षणौ ।**
**दृग्ब्रह्म दृश्यं मायेति सर्व वेदान्त डिंडिमः ॥**

ભાવાર્થઃ—“દ્રષ્ટા અને દશ્ય એવા બે પદાર્થો આ વિશ્વમાં છે. એ બંને પદાર્થો પરસ્પર વિરુદ્ધ ધર્મવાળા છે. તેમાં દ્રષ્ટા એ બ્રહ્મ છે ને દશ્ય એ માયા છે. બ્રહ્મ સતરૂપ, ચિતરૂપ ને આનંદરૂપ છે. માયા એ અજ્ઞાનરૂપ, અસતરૂપ ને દુઃખરૂપ છે; માટે માયાનું વિસ્મરણ કરી સતત બ્રહ્મભાવના કરવી.”

૨૦૫ હું શુદ્ધ બ્રહ્મસ્વરૂપ છું, મારામાં દુઃખનો ગંધ પણ નથી. એ ભાવનું જીવોએ સતત સ્મરણ રાખવું. એ ભાવનું વિસ્મરણ થશે તો તમો મોહમાં ઘેરાશો. ને મોહમાં ઘેરાયા કે આપત્તિઓ ને દુઃખોનાં વૃંદો તેની પાછળ આવીને ઉભાંજ સમજો. શાસ્ત્રો અને જ્ઞાનીજનો કહે છે કે સર્વત્ર હરિજ વ્યાપેલો છે. એ સિવાય બીજું કશું છેજ નહિ. અખો ભક્ત કહે છે કેઃ—

**“પેરે પેરે મેં જોયું મથી, જે હરિવિના પદારથ નથી;”**
**“તો આઠ વેંતનો હું જે ઘડયો, તે કયાંથી અળગો થઇ પડયો?”**

“જયાં આ સમસ્ત હરિપદાર્થજ છે, ત્યાં આઠ વેંતનો ઘડેલો હું, તે વળી બીજું રૂપ કયાંથી થઇ ગયો? નહિજ હું પણ એ રૂપજ છું.”

૩૦૬ સંસાર એ તો ચીંથરાનો પુરૂપ છે. તેને મારવાને માટે જ્ઞાનવિચાર બસ છે. બીજાં સાધનો—જપ, તપાદિની ઓછી અપેક્ષા છે. જ્ઞાનવિચાર આવશે એટલે ભ્રમવિચાર—અજ્ઞાનવિચાર—એની મેળે પલાયન કરી જશે. “તરણાની ઓથે ડુંગર” એવી કહેવત બોલાય છે, તેનો અર્થ જાણો છો? એનો અર્થ એટલોજ કે તરણું એ જીવભાવનો અહંકાર છે.” હું જીવ છું; મારાં આ સ્ત્રીપુત્રાદિ છે; હું બ્રાહ્મણ અથવા વાણીઓ છું; મારૂં

ફલાણું નામ ને ફલાણું ગામ છે. આવા આવા જીવે અહંભાવના વિચારો દઢ કર્યા છે. તેને લીધે પાછળ રહેલું પોતાનું શુદ્ધ સ્વરૂપ–બ્રહ્મસ્વરૂપ–ભૂલાઈ જવાયું છે. જો એ તરણું ખસે તો પાછળ ડુંગર–બ્રહ્મભાવ–દશ્ય થાય તેમ છે.

ધીરો ભક્ત કહે છે કે:—

**"તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઇ દેખે નહિ;"**
**"અજાજુથ માંહી રે, સમરથ ગાજે સહી."**

અહંભાવરૂપી તરણાની પાછળ બ્રહ્મભાવરૂપ ડુંગર રહેલો છે. આ માયાના વિલાસોમાં મહાશક્તિમાન ચેતનસ્વરૂપ ઓતમોત ગર્જી રહેલું છે.

૩૦૭ ઉપર અને નીચે, આગળ અને પાછળ, અહીં અને ત્યાં સર્વત્ર સમરસ બ્રહ્મ વિલસી રહેલું છે. એક અણુ જેટલી જગા પણ તેના વિના ખાલી નથી. આ સૌ જાણે છે, છતાં મનુષ્યો અજ્ઞાની હોય તેમ "હરિ ક્યાં મળશે? ક્યાં જવાથી એનાં દર્શન થશે? હું તે કાશી જાઉં કે દ્વારકાં જાઉં?" આવા આવા વિચારો કરી ચારે બાજુ તીર્થાટન નિમિત્તે ભમતાં જણાય છે! એ મહા આશ્ચર્યની વાત છે. એ માટે કબીર કહે છે કે:—

પદ.

**ઘર બસત નજર નહિ આવેરે, પાનીમેં મીન પિયાસી;**
**મુને જોઇ જોઇ આવે હાંસીરે, પાનીમેં મીન પિયાસી. ૧**

**જોગન હોકર બનબન ઢૂંઢે;**
**ક્યાં મથુરાં ક્યાં કાશીરે—પાનીમેં... ... ૨**

જલ બીચ અગન, અગન બીચ કલિયાં;
ત્યાંહી પુરૂષ અવિનાશીરે—પાનીમેં... ... ૩
કહત કબીરા સુનો ભાઇ સાધુ;
ઉપર કાલ મુઆશીરે—પાનીમેં... ... ૪

ભાવાર્થઃ—" પાણીમાં ડૂબેલું માછલું તરસ્યું રહી તરફડાટ નાંખે છે, એ જોઇને મને જેમ હાસ્ય ઉપજે છે; તેમ સર્વત્ર બ્રહ્મ વિલસી રહેલું છે. છતાં મનુષ્યોને તે ઘેર બેઠાં બેઠાં નજરે ચડતું નથી, એ જોઇને મને હાસ્ય આવે છે. કેટલાક જોગી બની વને વને રખડી એને શોધવા યત્ન કરી રહ્યા છે! કેટલાક મથુરાં ને કાશી ભણી દોડી રહ્યા છે! પણ ત્યાં નાયા છતાં તેઓ તરસ્યાજ તરફડે છે! એ નવાઇની વાત છે. સંસારરૂપી મહાજળમાં ત્રિવિધના તાપોરૂપી મોટો દાવાનળ સળગી રહ્યો છે. ને તેમાં ભોગવિલાસાદિ કળીઓ વિકસેલી જોવાય છે. પણ એ કળીઓમાં પણ જે આનંદનું ભાન થાય છે તે અવિનાશી પુરૂષનુંજ સ્વરૂપ છે. તાત્પર્ય કે ભોગવિલાસના આનંદોમાં પણ અંતર્મુખી વૃત્તિવાળા જીવો બ્રહ્માનંદનોજ આસ્વાદ લે છે. પણ એ વાત ન સમજનારને ગમે તે સ્થળે જતાં પણ એ આનંદ પ્રાપ્ત થતો નથી."

૩૦૮ સમુદ્રમાં પડેલો માણસ જેમ પોતાની બધી દિશાએ પાણી પાણી જ જુએ છે. તે સિવાય ત્યાં બીજો કોઈ પદાર્થજ નથી. તેમ તમે સર્વત્ર બ્રહ્મરૂપ–હરિરૂપ–રામરૂપ–જુઓ. તમારા ઉપરીરૂપે, નોકરરૂપે, સગાવહાલારૂપે, પશુપંખીરૂપે, બાળયુવાન કે વૃદ્ધરૂપે, સ્ત્રી કે પુરૂષરૂપે એ એકજ સ્વરૂપ વિરાજી રહેલું છે. આ સંસારરૂપી નાટકશાળામાં વિવિધ વેશો પહેરીને એ એક રામૈયોજ વિવિધરૂપોએ નૃત્ય કરી રહ્યો છે. એક કવિ કહે છે કેઃ—

૫૬.

રમત રામનીરે, માંહે રમણુહારો રામ;
તુંજ સ્વામીને તુંજ સેવક, વચ્ચે વિશ્વનું નામ...રમત રામની.
મચાણો તું મહારાજજીરે, રચાણો ચારે ખાણે ચાર;
ત્રિલોક નામ તે તાહરૂં, તું નર નપુંસક નાર...રમત રામની.
બહુપગો ને પાંગળો, બે ચાર છ ને આઠ;
કહીં પગો કહીં અણુપગો,એવો વાંકો વસમો ઠાઠ...રમત રામની.
કહીં અધમુખો આખો સદા, કહીં બેઠો બારે કાળ;
ઉભો ફરતો શ્રીહરિ, કહીં વૃદ્ધ જોબનને બાળ...રમત રામની.
એમ ભર્યો ભગવાનજી, અને ઠાલું એવું જાળ;
કહીં વૈરાટ કહીં વામણો,કહીં ક્રૂર કહીંક કૃપાળ...રમત રામની.
દીન દુર્બળ બિહામણો, કહીં અહંકારી આનંદ;
સઘળી પેરે પિયુ તમો, શોધતાં ન મળે ધંધ...રમત રામની.

* * * * *

હું નહિ તું નહિ તે નહિ, વળી એવું તે સરખું આપ;
જે જેમ હતું તે તેમ થયું એમ, અખો
સમજ્યો વ્યાપ...રમત રામની.

૩૦૯ આ દેહ એ દેવાલય છે, ને તેમાં જીવરૂપી દેવ વિરાજી રહેલા છે. એ દેહરૂપી દેવાલયને પવિત્ર વિચારોરૂપી પાણીથી હમેશાં ધોઇ સ્વચ્છ રાખવું. એ દેવાલયમાં જ્ઞાનરૂપી દીપકનો પ્રકાશ કરી અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરવો ને એ દેહરૂપી દેવાલયમાં શ્રદ્ધાભક્તિરૂપી ધૂપનો હમેશાં સુવાસ પ્રસરાવવો. એમાં મનુષ્યજન્મનું સાર્થકપણું છે.

૩૧૦ આ શરીરરૂપી બંગલો અદ્દભુત રચનાવાળો છે. એ બંગલો નારાયણે—પ્રભુએ—પોતાના નિવાસ અને શયનકાર્ય માટે બનાવેલો છે. એ બંગલાની ભીંતો પંચમહાભૂતો રૂપી પાષાણોથી અને ત્રણગુણોરૂપી ગારાથી બાંધવામાં આવેલી છે. વળી તેમાં મોં, નાક, કાન વગેરે છિદ્રોરૂપી દશ દરવાજા મૂકેલા છે. એમાં મધ્યભાગમાં આવજા કરનાર પવનનો મોટો સ્થંભ છે. એમાં પચીશ તત્ત્વોરૂપી પાતરો નાચે છે. ને મનવો તે બધાંને તાલ આપે છે! ઇડા પિંગળામાં આવાગમન કરતો વાયુ એ જાણે મૃદંગ વાગે છે ને છત્રીશ રાગો ગવાઇ રહ્યા છે, તે વિષે કહે છે કેઃ—

પદ.

બંગલા ખૂબ બનાયા બે, અંદર નારાયણ સોબે... ......૧
પંચતત્ત્વકી ભીંત બનાઇ, તીન ગુનકા ગારા;
રામનામકી છોડ સવારી, ચેતન ઢૂંડનહારા... ...બંગલા...૨
ઇસ બંગલેમેં દશ દરબાજા, બીચ પવનકા તંબા;
આવત જાવત કિસે ન દેખા, ઓઇ બડા અચંબા...બંગલા.. ૩
બાચ પચીસા પાતરા નાચે, મનવા તાલ બજાવે;
સુરત નુરતકા મરદંગ બાજે, રાગ છતીસા ગાવે...બંગલા...૪
અપરંપાર ભરા હઈ યારો, સદ્દગુરૂ ભેદ બતાયા;
કહત કબીરા સુનો મોરે સાધુ, પાયા ઉને છૂપાયા...બંગલા...૫

૩૧૧ જેમ કોઇ વ્યભિચારિણી સ્ત્રી, ઘરનું તમામ કામ કરતી જોવાય છે, છતાં તેનું મન તો સદા તેના પ્રિયતમનું રટણ કર્યા કરે છે; તેમ સંસાર વ્યવહારનાં કામકાજ કરતાં છતાં મનને તો સતત પરમાત્માના સ્મરણમાંજ ચોંટાડી રાખવું જોઇએ. કહ્યું છે કેઃ—

*परव्यसनिनी नारी व्यग्रापि गृहकर्मणि।
तदेवास्वादयत्यंत र्बहिर्व्यवहरन्नपि ॥
एवं तत्त्वे परे शुद्धे धीरो विश्रांतिमागतः ।
तदेवास्वादयत्यंत र्बहिर्व्यवहरन्नपि ॥

૩૧૨ સમુદ્રમાં લાંબી લાંબી મુસાફરીઓ કરવાવાળાં વહાણોને પણ જેમ અમુક મહીના સમુદ્રની બહાર–ખડક કે રેતી ઉપર–કાઢી મરામત કરવી પડે છે; તેમ આખો દહાડો સાંસારિક કાર્યમાં ગુંથાઇ રહેલા મનને સંસારસમુદ્રમાંથી મોકળું રાખી, બ્રહ્મભાવના પવિત્ર વિચારોરૂપ સાધનોએ હમેશાં મરામત કરતા રહો. મતલબકે મનુષ્યે હમેશાં અમુક વખત તો સાંસારિક વિષયોથી મનને મોકળું કરી બ્રહ્મભાવનાવાળું કરવું જોઇએ.

૩૧૩ હૃદયને બ્રહ્મભાવમાં સતત જાગ્રત્ રાખવા માટે તેને અત્યંત ઉત્સુક, અત્યંત પ્રેમવાળું ને અત્યંત વેગવાળું રાખવું જોઇએ. તે વિના બ્રહ્મસાક્ષાત્કાર થવાનો સંભવ નથી. હૃદયમાં એવો ભાવ પ્રકટાવવા–પોતાના હૃદયમાં ઇષ્ટમૂર્તિનું આગમન થવા-એક ભક્તિમાન કવિનું હૃદય કેટલું ઝંખના કરે છે? શું તમારૂં હૃદય પ્રભુ માટે તેવી ઝંખના કરે છે? એનો પણ મુકાબલો કરો; કવિનું વિરહી હૃદય અશ્રુપાત કરતાં બોલે છે કેઃ—

રેખતો.

" આવના મેરે મનકે મેરમ સલુને શ્યામરે; "
" સલુને[1] શ્યામરે, મેં સમરૂં તેરા નામ રે ".....આવના.
" પહેલી પ્રીત લગાયકે, અબ આશ કરો મત દૂર;"
" દૂર રહે દુઃખ હોત હે, મેં તરત મરૂંગી ઝૂર "...આવના.

* પંચદશી ૧૧-૧૨૨-૧૨૩. ૧ સલુને=રૂપાળા.

"દરદે દિવાની મેં ડોલું, મેરે [1]બ્રેહકા [2]બાઢ્યા રોગ;"
"રોગકી મારી રીસમેં, મેં જાય પ્હેરૂંગી જોગ"...આવના.
"પ્રીતમ ડાર્યા પ્રેમકા, તુમ જોર ગલેબીચ ફંદ;"
"ફંદકી મારી મેં શીરૂં, બલજાવત બ્રહ્માનંદ..."...આવના.

વળી એજ હૃદય વધારે ભક્તિભાવે દ્રવતું દ્રવતું ગાય છે કે:—

"બાત રસિલી બોલની, પ્યારે અંખિયાં તેરી લાલ;"
"લાલપિયા તેરે કારને, મેં લીન ફકીરી હાલ."...આવના.
"પહેરૂં કફની પ્રેમકી, લેઉં હકકી ઝોલી હાથ;"
"હાથ તેરે મેરા હિયરા, નિશદિન ડોલુંગી સાથ."આવના.
"બ્રહ્માનંદકી બિનતી, સુન લિજે સુંદરશ્યામ;"
"શ્યામ પિયા મેરા અંતરે, તેરી રટના આઠું જામ." આવના.

ભાવાર્થ:—"મ્હારા મનને મુગ્ધ કરનાર હે સુંદરશ્યામ ! તમે દયા કરી મ્હારા હૃદયમંદિરમાં પધારો, હું તમારૂં સ્મરણ કરૂં છું. પહેલાં પ્રીતિ લગાડી હવે તમે મને દૂર કરોમાં. દૂર રહેવાથી વિરહનું દુઃખ થાય છે. ને એ દુઃખમાં ઝૂરી ઝૂરી મેં મરી જવાશે. મને વિરહનું દરદ થયું છે. ને એ દરદમાં દિવાનું બનેલું મારૂં હૃદય ભમ્યા કરે છે. એ દિવાનાપણામાં મને રીસ ચડશે તો હું જોગ લઇશ; ને ફકીરી ધારણ કરીશ. હે પ્રિયતમ ! તમે મારા ગળામાં પ્રેમનો ફાંદો પરાણે નાંખ્યો છે. ને એ ફાંદામાંજ મારૂં મરણ થશે. તો હે સુંદરશ્યામ ! તમે મારા હૃદયમંદિરમાં પધારી દર્શન આપો. અહો ! તમારૂં વદવું કેવું મધુરં છે ? તમારાં લોચનો કેટલાં અનુરાગ ભરેલાં છે ? હે અનુરાગી પ્રિયતમ ! તમારે માટે તો મેં સાંસારિક વિષયો ઉપરથી મોહ

---

૧ વિરહનો. ૨ વધ્યો.

મટાડી ફકીરી ધારણ કરી છે. પ્રેમની કફની પહેરીને તથા હકની ઝોળી હાથમાં લઇને હું તમારી પાછળ ભટકું છું. તમારા હાથમાંજ મારૂં જીવન છે, હું રાત્રિદિવસ તમારી સાથેજ ઝૂલું છું. હે સુંદરશ્યામ ! તમે બ્રહ્માનંદ કવિની વિનતિ સાંભળો. મારા અંતરમાં તમારૂં રટણ-સ્મરણ-આઠે પહોર થયા કરે છે."

૩૧૪ પ્રિયબંધુ! તમારા મનને તમે એવું કેળવો કે તે સાંસારિક કાર્યોના કોલાહલ સાંભળવા છતાં અંદરથી પોતાનું નિર્વિકાર-નિર્લેપ-નિજાનંદ સ્વરૂપામૃતનું પાન કર્યાજ કરે. બહારનો કોલાહલ સાંભળી વારંવાર મન ચમકી જતું હોય તો તેને તમે ચમકતું અટકાવો; ને સ્વરૂપામૃતનું પાન કરવાનો મહાવરો પાડો. પેલા ઘોડેસ્વારના ઘોડા જેવું તમારૂં મન હશે તો તમને શી રીતે નિજાનંદનો આનંદ મળશે ? એક ઘોડેસ્વાર પોતાને ગામથી બીજે ગામ જતો હતો. રસ્તામાં એક સ્થળે કોશ ચાલતો હતો. ત્યાં સ્વારે ઘોડાને પાણી પાવા ધાર્યું. પણ કોશ ચાલતાં તેનું પૈડું કચૂડકચૂડ થયા કરતું હતું. આ અવાજથી ઘોડો ચમકી વારંવાર ઉંચું મોં કરવા ને ભડકવા લાગ્યો. આથી તેણે કોશવાળાને કહ્યું કે ભાઇ ! તું પૈડાનો કચૂડાટ બંધ કર." કોશવાળે કચૂડાટ બંધ કરવા કોશ ચલાવવો બંધ કર્યો; એટલે તો પાણી આવતું પણ બંધ થયું ! કચૂડાટ બંધ થતાં ઘોડો થાળા પાસે ગયો. પણ પાણી ન મળે ! ઘોડાવાળો બોલ્યોઃ-"અરે ભાઇ ! મેં તો તને કચૂડાટ બંધ કરવાનું કહ્યું છે; પાણી બંધ કરવાનું નહિ." કોશવાળો બોલ્યોઃ-"ભાઇ ! તમારી માગણી પ્રમાણે થવું અશક્ય છે. પાણી આવશે તેની સાથે અવાજ પણ આવવાનો. માટે જો તમારે ઘોડાને પાણી પાવું હોય તો ઘોડાને અવાજ સાંભળતાં

સાંભળતાં પાણી પીવાનું શીખવાડો. તમે એને થાબડી શાંત કરો એટલે તે પાણી પણ પીશે ને કચૂડાટ પણ સાંભળ્યા કરશે." વિવેકી મનુષ્યે પોતાના મનને, સંસારના કચૂડાટો વચ્ચે સ્વસ્થ રાખી, નિજાનંદનું પાન કરવાનું છે. બંને કામો સાથે કરવાનાં છે; એ ભૂલવું નહિ.

૩૧૫ જ્યાં ચિત્તને લેશ પણ વિક્ષેપ ન થાય એવું સ્થાન શું તમને કયાંઇ પણ મળવાનું ખરૂં કે ? નહિજ. તમે ભલેને હિમાલયનાં ઉંચામાં ઉંચાં શિખરો ઉપર નિવાસ કરશો તો ત્યાં પણ આસપાસની ઉપાધિઓ ને ધાંધલ તો હોવાનાંજ. મચ્છરાંના ગણગણાટ, પંખીઓનો કિલકિલાટ ને ટાઢ તાપની ઉપાધિઓ તો ત્યાં પણ હોવાનાં. મતલબકે ઉપાધિઓથી મનને નિર્લેપ રાખવાનો અભ્યાસ કરવાનો છે. તો એ અભ્યાસ તમે ઘરમાં બેસીને કાં ન કરો? તમે બાહ્ય ઉપાધિઓને, ઉપાધિઓના ત્રાસને અને અનેક જાતના ઉદ્વેગોને આનંદે વધાવી લેવાનો મહાવરો પાડો. બહાર બથોડાં ભરવાથી મોક્ષ મળી જાય એવું સ્વપ્ને પણ ધારશોમાં. પ્રભુ તમારા પિંડમાંજ છે. બહાર શામાટે દોડો છો ? જેણે નિઃશંક થઇ પોતાના આત્માના સ્વરૂપને ઓળખ્યું છે તે અહીંઆંજ મુક્ત છે; એમ સમજજો. ને જેણે આત્મસ્વરૂપ ઓળખ્યું નથી; તેને જ્ઞાનીજનો મુંડાનો આંકડો કહે છે. તેને ઘેરેઘેર ભીખ માગવાની છે, હાથ જોડવાના છે ને પેટ દેખાડવાનું છે. પણ દારિદ્રય–દુઃખનો નાશ થવાનો સંભવ નથી. કહ્યું છે કેઃ—

પદ.

**જેમ મુંડા કેરૂં માંકડું, તે ઘરઘર માગે ભીખ;**
**પગે લાગે ને પેટ દેખાડે, તોયે ન પામે શીખ.**

(અખો.)

* * * *

પ્રીછે પાધરૂં રે ભાઇ અણ પ્રીછે ઉપાધ;
તેને શાંતિસુખ આવે નહિ, મોહ્યા તે અન્યની આશ;
તે ભરે બથોડાં વ્હાણ સાથે, જાણે દારિદ્રય થાશે નાશ.
પ્રીછે પાધરૂં રે ભાઇ અણ પ્રીછે ઉપાધ.
અણજાણે સૌ આથડે, અને દેવદેવી ધ્યાય;
જો પ્રભુ દીએ પિંડમાં તો, શીદ બહારે જાય?
પ્રીછે પાધરૂં રે ભાઇ અણ પ્રીછે ઉપાધ. (અખો.)

તમારે ગંગાસ્નાન કરીને, દેવદર્શન કરીને તથા જપતપ કરીને એવી માન્યતા કરવાની છે કે "હું નિષ્પાપ" છું. બસ જો એમજ છે તો એટલો બધો શ્રમ કર્યા વિના તમે શાસ્ત્રવચનો ઉપર તથા સદ્‌ગુરુઓનાં વચનો ઉપર વિશ્વાસ રાખી હમણાંજ એવી માન્યતા બાંધો કે હું પોતે સચ્ચિદાનંદરૂપ છું, હું પોતે નિર્લેપ છું, હું પોતે પુણ્યપાપ રહિત છું ને હું પોતે બંધમોક્ષરહિત છું. તો ઘણું છે. મતલબ કે સમજવામાં સુખ છે, પણ અણસમજણમાંજ તમામ ઉપાધિઓ રહેલી છે.

૩૧૬ નાહક જીવ, "હું પાપીછું, હું દુઃખીઓ છું, હું નિર્બળ છું, હું રોગી છું, હું પામર છું." એવી એવી ભાવનાઓ બાંધી હેરાન થયેલો છે. ધર્મગુરૂઓએ જીવોના એવા વહેમી વિચારોને દૂર કરવા વિવિધ યોજનાઓ કરી છે. હિંદુ ધર્માચાર્યોએ કાશી, ગોકુળ, જગન્નાથ, અયોધ્યા વગેરે તીર્થસ્થાનોએ જઇ દેવદેવીઓનાં દર્શન કરતાં ને સ્નાન કરતાં નિષ્પાપ થવાની ભાવનાઓ ઉપજાવવા વ્યવસ્થા કરી છે. ઇસ્લામ ધર્મગુરૂઓએ મક્કા મદિના હજ કરવાથી ને ઝમઝમના કૂવાનું પાણી પીવાથી નિષ્પાપ થવાય એવી માન્યતા કરાવી છે. ને ખ્રિસ્તી ધર્મગુરૂઓએ જોર્ડન નદીનું

જળપાન કરતાં નિષ્પાપ થવાની ભાવના ઉપજાવી છે. આમ ગમે તે રીતે મનની માન્યતાજ માત્ર બદલાવવાની યુક્તિ છે. કૂતરાએ ખાધાથી જે અનાજ અપવિત્ર થતું મનાય છે તે અનાજ ગધેડાને અડકાડવાથી પવિત્ર થાય છે! ઢેઢને અડકેલું અપવિત્ર વસ્ત્ર જો મુસલમાનને અડાડીએ તો પાછું શુદ્ધ થાય છે! આવી માન્યતાઓ જેમ મનને સમજાવવાને છે; તેમ જીવના બંધમોક્ષ માટે તીર્થાદિનું સમજવું. મતલબ કે જીવે "હું સંસારી છું, દુઃખી છું, પામર છું, પાપી છું" એવા વિચારો કદિપણ કરવા નહિ. "પણ હું મુક્ત છું, આનંદરૂપ છું, મહાશક્તિમાન છું ને પરમાત્મ સ્વરૂપ છું" એવાજ વિચારોનું સેવન કરવું. અખાભક્તે કહ્યું છે કેઃ—

**" મૂકવાને નથી માયા, ગ્રહવાને નથી ઘાટ; "**
**" પાર પામે પ્રીછતાં, જો નિઃશંક નાંખે નાટ. "**

જો નિઃશંકપણે મનાય કે હું સચ્ચિદાનંદરૂપ છું તો પછી માયા નામનો ત્યાગ કરવાનો પણ કોઇ પદાર્થ નથી. અને બીજું કશું ગ્રહણ કરવાનો પણ પદાર્થ નથી. તે કહે છે કે.

### ચોપાઇ.

**મનોમય સઘળું મંડાણ, મનોમય પંડિતની વાણ;**
**મનોમય આ ચૌદ લોક, મને રચિત એ સર્વે ફોક;**
**મનવડે જોગી સાધે જોગ, મનવડે ભોગી માને ભોગ,**
**મનથી ઇશ્વર મનથી જીવ, મન જેમ ઘાટ ઘડે ચકીવ;**
**મન મનમાં જ્યારે ગયું શમી, ત્યારે તદ્રૂપી પ્રકૃતિ આથમી.**

ભાવાર્થઃ—આ સઘળું મંડાણ માત્ર મન ઉપર છે. આ દેખાતા બધા લોકો મનઃકલ્પિત છે; એટલે ખોટા છે. જોગીઓ જોગ સાધે છે

તે પણ મનવડે છે, ને ભોગી પોતાને ભોગ ભોગવતો માને છે તે પણ મનવડે છે. હું જીવછું એવી માન્યતા પણ માત્ર મનવડે છે ને ઇશ્વર છું એવી માન્યતા પણ મનવડે છે. હવે જો એ મનનોજ અમનીભાવ થયો; તો તદ્રૂપ થવાય છે.

૩૧૭ પ્રિયવાચક ! તમે ભય પામો માં, તેમ નિરાશ પણ થાઓ માં. અમે પ્રતિજ્ઞાપૂર્વક કહીએ છીએ કે તમે સચ્ચિદાનંદ રૂપ છો. જે મૂળ સનાતન બ્રહ્મમાંથી તમે ઉત્પન્ન થયા છો, તેનું સ્વરૂપ સમજો; એટલે તમે કાળના કાળને પણ જીતી શકશો. ને જન્મ મરણથી તમે નિર્ભય રહી શકશો.

૩૧૮ બંધુઓ ! તમે પાપી નથી. હિંદુ ધર્મશાસ્ત્રો કોઇપણ જીવને પાપી ગણવાની ના પાડે છે. તમે પોતે સચ્ચિદાનંદરૂપ છો—સચ્ચિદાનંદના અંશ છો—સચ્ચિદાનંદના બાળક છો—તમે પોતે અનંત આનંદ ને અનંતશાંતિના ભોકતા છો. તમો સ્વર્ગીય આત્માને પાપી કહેવા એજ મોટું પાપ છે. મનુષ્યને પાપી કહેવો એ મોટો ગુન્હો છે. તમે સિંહ છો! સિંહ થઇને તમે બહાર ગર્જના કરો. માત્ર તમારી ખોટી ધારણાએ તમે પોતાને ઘેટાં માની બેઠા છો. એવી ખોટી ધારણાનો ત્યાગ કરો. તમે અમર, શુદ્ધમુક્ત ને શાંત આત્મસ્વરૂપી છો. તમે આ જડ શરીર નથી. તેમજ ઇંદ્રિયો, મન કે બુદ્ધિ પણ નથી. જડ તમારૂં દાસ છે. તમે તેના દાસ નથી એ નિશ્ચય માનજો.

૩૧૯ તમારૂં ઇશ્વરત્વ એ કંઇ પ્રાપ્ત કરી લેવાની વસ્તુ નથી. એ ઇશ્વરત્વ તો તમને નિત્ય પ્રાપ્ત થયેલુંજ છે. ફકત વાસનારૂપી અંધકારમય દ્રવ્યનો ભંડાર તમે એકઠો કરી રાખેલો છે તે નષ્ટ કરવાની જરૂર

છે. બ્હીશો નહિ એટલે તમે મુક્તજ છો. આ માયાવી બંધન પણ તમારા ઉપર કોણે નાંખ્યું છે તે જાણો છો? તમે પોતેજ નાંખેલું છે. તમે બોલાવી લાવ્યા સિવાય કોઇપણ સંકટ તમારા ઉપર આવેલું નથી. દુઃખની બેડીઓને પણ તમે અલંકારો માન્યા છે! હવે એ ખોટી માન્યતાનો ત્યાગ કરી સર્વ કુટિલતાને બાળી નાંખો ને પછી જુઓ કે તમારી પાદુકાઓ ઉંચકવાનો લાભ મળતાં પોતાને ભાગ્યશાળી ન માને એવી કઈ શક્તિ છે? ઇશ્વ-રની તમારામાં સ્થાપના કરો ને ક્ષુદ્ર અહંભાવને ભૂલીજ જાઓ. સાગરમાંનો પરપોટો ફૂટી જાય છે ત્યારે તે સાગરજ બની રહે છે. અહંભાવનો પરપોટો ફૂટતાં તમે સાક્ષાત્ પ્રભુજ છો. સદ્ભાગી જનો! તમે પૂર્ણ છો, તમે અનંત છો! તમે સર્વ છો! માટે ખરા તેજથી પ્રકાશિત બનો. હે જીવન્મુકતો! તમારે જગત્માં કાંઇજ કર્તવ્ય નથી. તમે નિર્લેપ થાઓ; એટલે સર્વસૃષ્ટિ ઉત્સુકતાથી તમારી સેવામાં તત્પર થશે.

૩૨૦ જીવ એટલે શું? અને ઇશ્વર એટલે શું? એ સમજાવવા શ્રુતિમાં એક સુંદર વાર્ત્તા છે તે × નીચે ઉતારાય છે.

---

+ આ સુંદર ભાગનું ભાષાંતર સ્વ. સાક્ષર શ્રીયુત ગોવર્ધનરામભાઇએ સરસ્વતીચંદ્ર ત્રીજા ભાગમાં આપેલું છે તે વાચકોને સરળતા ખાતર નીચે આપેલ છે.

**લાવણી.**

**છે ઉડવા ઉત્તમ પાંખ, જુએ દૂર આંખ, પંખી બે એવાં,**
**બહુ બેશ ઘડયો એ સંગ, મિત્ર પ્રીતિરંગ રહડાવી રહેલાં;**
**તે સમાનતરૂની ડાળે,**
**વળગી લટકેલાં લાગે;**

એક ઝાડની જૂદી જૂદી ડાળીઓ ઉપર સુંદર બે પંખીઓ બેઠાં હતાં. એમાંનું એક પક્ષી ઝાડની છેક ઉપરની ડાળ ઉપર બેઠેલું હતું ને બીજું નીચેની ડાળ ઉપર હતું. નીચેની ડાળવાળું પંખી તે વૃક્ષ ઉપરનાં ફળ ખાતું હતું; ને તેનો સ્વાદ કડવો જણાતાં શોક કરતું હતું. પણ ઉપરની ડાળવાળું પંખી ફળ ન ખાતાં શાંત બેઠેલું હતું. ચાંચો મારી મારી વારંવાર કટુસ્વાદનો અનુભવ કરી પેલું નીચેનું પંખી જયારે મુંઝાયું, ત્યારે તે જરા ઉંચું ચડયું; જોયું તો પેલા ઉપલા પંખીની આસપાસ પ્રકાશનાં કિરણો પ્રસરેલાં હતાં ! ને તે આનંદમગ્ન હતું ! આ પ્રકાશમાં સ્નાન કરી નીચેના પંખીએ પોતાનાં નેત્રો ઉઘાડયાં

---

**પણ પિપ્પલ ખાતું એક, બીજું ન કંઈ ખાતું ચળકતું પ્રભાએ...**
**છે ઉડવા...**

**એ સમાન તરૂમાં પડયું ભોગમાં એક અનીશ મૂઢ રોતું;**
**એ સમાન તરૂપર વશ્યું પ્રકાશતું બીજું ઇશ થઇ જોતું;**

**એ બ્રહ્મયોનિ કર્ત્તાર !**
**એ જનકતેજ ધરનાર !**
**એ પરમનિરંજન નાથ !**

**એ ઉપર અનીશની આંખ પડે ને ભજે મહીમા એ જયાં,**
**તરછોડી પુણ્ય ને પાપ, છોડી જડગાંઠ, તરે એ શોક;**
**અનીશ ઇશસમ ત્યાં......છે ઉડવા...**

**ઇશ સાથ સામ્ય એ થાય,**
**રહે જોઇ ઐક્ય એ આંખ !**
**ખંખેરી પુણ્ય ને પાપ !**
**તરી શોક રહે ઉડી પાંખ !**

**એ આંખ પાંખ ધરનાર પંખી વિદ્વાન્ અમૃત બની આવું,**
**ફરી આવર્ત્તતું નહિ, ફરી ન આવર્ત્તતું ઈશનું મન માન્યું...છે ઉડવા.**

તો તેને જણાયું કે ઉપરનું પંખી મારાથી ભિન્ન જાતિનું તો શું, પણ ભિન્ન રૂપે પણ નથી. આ વાતનું ભાન થતાં તેની ભ્રાંતિ અને દુઃખનો નાશ થઇ ગયો. ને પોતે શાંત અને સુખી થયું." આ બે પંખીઓને સ્થળે પરમાત્મા અને આત્મા સમજો. કર્મફળોમાં પોતાનું ભોક્તાપણું ધારણ કરનાર જીવ, સુખ દુઃખનો ભોક્તા થાય છે. ને તેથી તેને કટુ-સ્વાદો અનુભવવા પડે છે. જો એ ફળો આસક્તિપૂર્વક ખાવાં છોડી દે તો તે પરમાત્મારૂપજ છે.

૩૨૧ રેશમના કીડાની તમે વાત સાંભળી છે ? એ કીડાઓ પોતાના શરીરમાંથી તાંતણા કાઢી પોતાનાજ શરીરને વીંટાળે છે. અને જ્યારે એ તાંતણાથી બરાબર જકડાઇ જાય છે ત્યારે પોકારે છે કે "અરે ! મને આમાંથી કોણ મુક્ત કરશે ?" આપણે સમજીએ છીએ કે એનો એ પોકાર વ્યર્થ છે ! તેણે પોતેજ યોજેલી જાળ પોતેજ તોડવી જોઇએ. એ જાળ તોડતાં તે પોતે મુક્ત થઇ ગમે ત્યાં ગતિ કરી શકશે. એ રેશમના કોશેટાઓની પેઠે જીવોએ પણ પોતાનાં આ શરીરાદિ નિર્માણ કર્યા છે. જીવોને જે સુખ દુઃખાદિ થાય છે તે તેણે અહંકારના તાંતણા કાઢેલા છે તેને લીધે છે. જો જીવ અહંભાવમાંથી મુક્ત થાય તો તેના તાંતણા–બંધનો–નષ્ટ થઇ જાય છે. હું દેહ છું એવી ભ્રાંતિનું નામજ સંસાર છે. કહ્યું છે કે.

### ધોળ.

**દેહાધ્યાસે દોષ સઘળા, દેહ તેજ સંસાર;**
**દેહ તેને સર્વ સાચું, પાપ–પુણ્ય પરિવાર.**

૩૨૨ લુગડાં રંગી ભગવાં કર્યા એટલે પરપાર પહોંચાતું નથી. જે વૈરાગ્ય લોકોને દેખાડવાનો છે તે તો એક પ્રકારનો ઢોંગ છે. ભગવાં

ધારણ કરતાં જો ઉલટું "હું સંન્યાસી છું," "હું જગતમાં પૂજ્ય છું," એવું અભિમાન વૃદ્ધિ પામતું હોય તો લાભ નહિ, પણ હાનિ છે. તેના કરતાં ગૃહસ્થાશ્રમમાં રહ્યા છતાં–જે લાગ્યું તે ભોગવી છૂટયા છતાં–કર્ત્તાભાવનો મોટલો માથા ઉપરથી નાંખી દેવામાં આવે તો લાભ છે. દેખાદેખી ભગવાં કર્યાં, દેખાદેખી ડાઢાં વધાર્યાં ને દેખાદેખી હાથમાં તૂંબડાં લઇ ભટકવા માંડયું; પણ વસ્તુવિચારવિના એ બધાં નકામાં છે. કહ્યું છે કે.

### અખાનો છપ્પો.

**ફરતા ફરતા ભટકે ઘણા, જેમ તાતી વેળુમાંહે ચણા,**
**એથી લાભ કશો ના જડે, વસ્તુવિચાર જો હાથ ન ચડે.**
**કૂલા શેકે કેમ હોય નિર્વાણ, જો નૈં ઉપજે આતમ જાણ્ય.**
**(અખો.)**

૩૨૩ કોઇ બે પુરુષો એક બાગમાં ગયા. હવે તેમાંનો જે પુરુષ દુનિયાંમાં ડાહ્યો ગણાય છે તેણે તેમાં કેટલા આંબા છે? દરેકપર કેટલા કેટલા મણ કેરીઓ છે? તેની કીંમત શી ઉપજે છે? તેમાં કોણ કોણ ભાગીદારો છે? ઇત્યાદિ અનેક બાબતોની પૂછ-ગાછ કરવા માંડી. પણ બીજાએ તો તેના ધણી સાથે મળી, ઓળખાણ કાઢી, રજા લઇ, ગુપચુપપણે બેસી કેરીઓનો રસ ચૂસવા માંડયો. હવે કહો કે આ બેમાં ડાહ્યો કોણ? કેરીઓનો રસ ચૂસવાથી ભૂખ મટનાર છે, ખાલી થડ ગણવાથી કે આંકડા માંડવાથી નહિ. દુનિયાંમાં ડાહ્યા ગણાતા માણસો આમાંના પહેલા નંબરના પુરુષો જેવા હોય છે. તે પોતાની બુદ્ધિમત્તાના ઘમંડ-માં "જગતનું કારણ" ને "જગતનું પ્રયોજન" ને એવી એવી અનેક બાબતોની પૂછગાછમાં વરસોનાં વરસો ગાળી નાંખે છે.

પણ જે ખરૂં કર્ત્તવ્ય સમજે છે તે તો નમ્રભાવે કર્ત્તા સાથે મૈત્રી બાંધી રસાસ્વાદનો લ્હાવો લે છે.

૩૨૪ તત્ત્વચિંતન ઉત્તમ છે, શાસ્ત્રચિંતન મધ્યમ છે, મંત્ર ચિંતન અધમ છે, અને તીર્થભ્રમણ અધમાધમ છે.

૩૨૫ હું બ્રહ્મ, શુદ્ધ, નિત્ય, પરમ, વિમલ, સમરૂપ, વિજ્ઞાનરૂપ, શોકહીન, માનાવમાનહીન, નિર્ગુણ,કલ્યાણરૂપ, દ્વંદ્વરહિત, સંકલ્પરહિત, દેહાદિરહિત, ભેદરહિત, આધારરહિત, બંધમોક્ષાદિરહિત, અખંડાનંદ, પૂર્ણ, દ્રષ્ટા અને અપ્રમેય છું આવું તત્ત્વચિંતન સાધકે સતત કર્યા કરવું.

૩૨૬ જળના સ્નાન કરતાં મનના મેલનો ત્યાગ એ મહાલાભપ્રદ **સ્નાન** છે. નિર્જન પ્રદેશની એકાંતના કરતાં દ્વૈત વિચારોના અભાવરૂપ એકાંત એ મહાલાભપ્રદ **એકાંત** છે. અને કેવળ નિમીલિત નેત્રોએ કરેલા ધ્યાન કરતાં મનને નિર્વિષય કરવારૂપ ધ્યાન એ મહાલાભપ્રદ **ધ્યાન** છે.

૩૨૭ જે અહંકારરૂપનો પુત્રનો, વિત્તરૂપ ભાઇનો, મોહરૂપ ઘરનો, અને આશારૂપી પત્નીનો ત્યાગ કરે તે સંસારમાં વસતો છતો મહાત્યાગી સમજવો.

૩૨૮ ડાહ્યા મનુષ્યે શરીરમાં "હુંપણા" ની અને શારીરિક પદાર્થોમાં "મારાપણાની" બુદ્ધિનો ત્યાગ કરવો. શરીર એ મૂત્રદ્વારથી નીકળેલું; રજવીર્યાદિ અપવિત્ર પદાર્થોથી બંધાયેલું; લોહી, અસ્થિ, માંસ મજ્જા આદિ હલકા પદાર્થોથી ભરેલું; ચામડાથી વીંટાએલું; મૂત્રાવષ્ટાદિથી ભરેલું ને ક્ષણભંગુર છે. એને પોષવામાં અને શણગારવામાંજ જેઓ રચ્યા પચ્યા રહે છે ને આવેલી અમૂલ્ય તકનો સદુપયોગ કરતા નથી તેઓ આખરે પસ્તાય છે.

૩૨૯ શરીર પળીઆંથી ભરાઇ જાય, કાન સાંભળવા અને આંખો જોવાના કામમાં અશક્ત થાય ને જરાવસ્થા આવી પહોંચે તો પણ આ મોતનાં નગારાં વાગવા માંડયાં છે ને હવે કુચ કરવાનો સમય નજીક છે એવું ભાન વિષયાસક્ત મનુષ્યોને થતું નથી. એક કવિ લખે છે કેઃ—

બેત.

**સર કાંપા, ચાંદી બાલ હુવે, મુહ ફ્ પલા, પલકેં આન ઝૂકી,**
**કદ ટેઢા, કાન હુવે બ્હેરે, ઔર આંખેભી ચુંધીયે ગઈ;**
**સુખ નિંદ ગઇ, ઔર ભૂખ ઘટી, દિલ સુસ્ત હુવા આવાજ મહીં,**
**જો હોનીથી સો હો ગુજરી, અબ ચલનેમેં કુછ ડેર નહિં;**
**તનસુખા, કૂબડી પીઠ હુઇ, ઘોડેપર જીનધરો બાબા,**
**અબ મૌત નગારા બાજચૂકા, ચલનેકી ફિક્ર કરો બાબા !**

**ભાવાર્થઃ**—"માથું કંપવા લાગ્યું, રૂપેરી રંગના વાળો થયા, મ્હોં કરચલીયોવાળું થયું, પાંપણો ઝૂકી ગઇ, શરીર વાંકું વળી ગયું, કાન બહેરા થયા, આંખો અને નાકમાંથી પાણી ટપકવા લાગ્યું, સુખની નિદ્રાનો નાશ થયો, અન્નપાચન થતું બંધ થયું, શરીર સુસ્ત થયું, અવાજ નબળો થયો. આમ જે જે થવાનું તે થઇ ગયું છે. હવે મોતને માર્ગે ચાલવામાં ઝાઝીવાર નથી. શરીર સૂકાઇ કમ્મર વાંકી વળી ગઇ છે. તો હે બાપુ ! ઘોડા ઉપર જીન નાંખી ચાલવાની તૈયારી કરો. કેમકે મોતનાં નગારાં વાગી ચૂક્યાં છે."

બેત.

**યેહ ઉમ્ર જીસે તુમ સમઝે હો યેહ હરદમ તનકો ચુનતી હય,**
**જીસ લકડીકે બલ બેઠે હો, દિનરાત યેહ લકડી ઘુનતી હય;**

**તુમ ગઠડી બાંધો કપડેકી, ઔર દેખ અજલસર ધુનતી હય;**
**ઔર મૌત કફ્નકે કપડેકા યાં તાના બાના બુનતી હય,**
**તન સુખા કૂબડી પીઠ હુઇ, ઘોડેપર જીન ધરો બાબા,**
**અબ મૌત નગારા બાજચૂકા, ચલનેકી ફિક્ર કરો બાબા !**

**ભાવાર્થઃ**—"તમે જેને ઉંમર માનો છો તે ક્ષણે ક્ષણે તમારા શરીરનો ચારો કરે છે. તમે જે લાકડીના જોર ઉપર બેઠા છો, એ લાકડી તો દહાડો રાત સળવા લાગી છે. તમે તમારાં પહેરવાનાં કપડાંની ગાંઠડી બાંધો છો, પણ એ જોઇને કાળ શિર ધૂણાવે છે તમારા કફનના લૂગડાનું વણવાનું કામ શરૂ થયું છે ને મોતે તેના તાણાવાણા નાંખ્યા છે ! હવે સંસારમાંથી નીકળવામાં ઝાઝીવાર નથી. શરીર સુકાઇ જઇ કમર વાંકી વળી ગઇ છે તો હે બાપુ ! ઘોડાપર જીન નાખી ચાલવાની તૈયારી કરો. કેમકે મોતનાં નગારાં વાગી ચૂક્યાં છે.

બેત.

**યહે ઉંટ કિરાયેકા યારો સંદુક જનાજા ભારી હય,**
**જો ઇસ્પર હો અસ્વાર ચલે, ફિર ઘોડે ના અમ્બારી હય;**
**કિસ નિંદ પડે તુમ સોતેહો, યહે બોઝ તુમેરા ભારી હય,**
**કુછ દેર નહિ અબ આહ નજીર તૈયાર ખડી અસબારી હય;**
**તન સુખા કૂબડી પીઠ હુઇ, ઘોડેપર જીન ધરો બાબા,**
**અબ મૌત નગારા બાજ ચુકા, ચલનેકી ફિક્ર કરો બાબા !**

ભાવાર્થઃ—" જેના ઉપર જનાજાની પેટી ( શબ રાખવાની પેટી ) મૂકેલી છે તે ઉંટ તો ભાડુતીં છે. જે માણસે એ પેટીમાં બેસીને એકવાર મુસાફરી કરવા માંડી તેને કદી હાથી કે ઘોડા ઉપર

બેસવાનું નથી! તમે શે સુખે સૂતા છો? તમારો પાપ-પુણ્યનો હિસાબ તો કરો. તમારો બોજો કેટલો બધો ભારે છે? નઝીર કહે છે કે હવે વાર જેવું કાંઇજ નથી. સ્વારી તૈયાર થઇને ઉભેલ છે! શરીર સૂકાઇ કુમ્મર વાંકી વળી ગઇ છે તો હે બાપુ! ઘોડા પર જીન નાંખી ચાલવાની તૈયારી કરો. કેમકે મોતનાં નગારાં વાગી ચૂકયાં છે."

૩૩૦ જ્યાં લગી સંસારના વિષયો મેળવવાની ઇચ્છા છે ત્યાં લગી અકળામણનો અંત આવવાનો નથી. જગત્‌માં જે રંક મનુષ્યો છે તેને અન્ન માટે રડતાં જોશો, જે ધનવંત મનુષ્યો છે તેને ધન વધારવાની ધાંખનામાં દોડતાં જોશો, સુવાસણી સ્ત્રીઓને પતિના સંતાપથી રડતી જોશો ને વિધવા વનિતાઓને વૈધવ્ય દુઃખે રડતી નિહાળશો. જે વાંઢા પુરુષો હશે તેને વનિતા વિરહે વલવલતા જોશો અને જે પરણેલા હશે તેમને કામિનીઓના ગૃહ-કંકાશને લીધે અફ્શોસ કરતા જોશો. તાત્પર્ય કે જ્યાં લગી સંસારના વિષયોમાંજ મન રમી રહ્યું છે ત્યાં લગી એકે સ્થિતિ સુખદાયક લાગતી નથી. ભલે તે રંક હો કે રાજા હો. માટેજ ઋષિરાજ કહે છે કે—

( રાગ સીતાજીના મહિનાનો. )

મહા દુઃખ ધરે મહીપાળ, ઘણા વેરી ગાજે રે;
ઝેર દીધાની અંતરે ઝાળ, દહાડી દિલ દાઝે રે.

પુત્રવંતીઓ ચૂંટે પેટ, છકી ગયા છૈયા રે;
કરૂં ક્યાં લગી તારી વેઠ, કાળા મોંના કૈયા રે.

જેની રહે છે કુંવારી કૂખ, એ તો ઢાળે આંસુ રે;

દહાડી સંભારે દારૂણ દુઃખ, જન્મ ગયો ફાંસુ રે.
ફૂળવંત કરે કકળાટ, દેવામાંહી ડૂલ્યો રે;
આઠે પહોર અખંડ ઉચાટ, ભજન એથી ભૂલ્યો રે.
ઓછા કૂળવાળા અકળાય, વધી ગયા વાંઢા રે;
પ્રભુ સરજાડયા શિદ આંહી, ન સરજ્યા ઢાંઢા રે.
જેને પરપંચ ઉપર પ્રીત, દારૂણ એ તો દુઃખીઆ રે;
ઋષિરાજની સમજ્યો રીત, સદા એ તો સુખીઆ રે.

તાત્પર્ય કે જ્યાં લગી આત્મજ્ઞાન થયું નથી ત્યાં લગી સંસારનાં દુઃખો પલ્લો છોડે તેમ નથી. દુઃખનો પ્રકાર સ્થિતિ બદલતાં બદલાય એટલુંજ; બાકી દુઃખ તો ખરૂંજ. માટે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા જીવોએ યત્નવાન થવું.

૩૩૧ મોક્ષનો માર્ગ વિચિત્ર છે. વગર સમજે માત્ર બાહ્યાડંબર કરે એમાં કાંઇ વળે એવું નથી. જો વનમાં નિવાસ કરી ટાઢ તાપ સહન કરવાથી મોક્ષ મળતો હોત તો વાનરાંનેજ મળત. જો શરીરે ધૂળ ને રાખ ચોપડવાથી મોક્ષ મળતો હોત તો ગધેડાંનેજ મળત. જો જળમાં નાહ્યા કરવાથી મોક્ષ મળતો હોત તો જળ—જંતુઓનેજ મળત. જો એક સ્થળે ઉભા રહેવાથી મોક્ષ મળતો હોત તો બધાં ઝાડો મોક્ષ પામી ગયાં હોત. જો મુનિવ્રત ધારણ કરી ડાઢું વધારવાથી તથા મુંગાં રહેવાથી મોક્ષ મળતો હોત તો વડનાં વૃક્ષોનેજ મોક્ષ મળત. જો ઘેર ઘેર ટૂકડા માગી ખાવાથી મોક્ષ મળતો હોત તો કૂતરાંની આખી જાતનો એજ અભ્યાસ હોવાથી તેમનેજ મોક્ષ મળત. જો ધ્યાન ધરવાથી મોક્ષ મળતો હોત તો બગલાંનેજ મળત. જો સ્ત્રીને

ત્યજવાથી મોક્ષ મળતો હોત તો મોરજ વૈકુંઠમાં જાત. જો બધું અંગ બાળી નાંખવાથી મોક્ષ મળતો હોત તો કૂંદાને મોક્ષ મળત. જો કાયાને નગ્ન રાખવાથી મોક્ષ મળતો હોત તો વાનરાં કૂતરાં ક્યાં વસ્ત્રો ધારણ કરે છે? તેમનેજ મોક્ષ થાત. જો માત્ર ગાયા કરવાથી મોક્ષ મળતો હોત તો ગુણિકાઓ સતત ગાયાજ કરે છે. ને જો વેશ પહેરવાથી મોક્ષ મળતો હોત તો ભવાયા વિવિધ વેશો પહેરે છે તેનોજ મોક્ષ થાત. આ બધા બાહ્યાડંબરો છે. એથી મુક્તિ નથી. મુક્તિ તો જ્ઞાનથી છે. શ્રુતિ ભગવતી પણ કહે છે કે "ऋते ज्ञानान्मुक्तिः"

૩૩૨ હું સચ્ચિદાનંદ રૂપ છું, મારામાં દુઃખનો ગંધ પણ નથી, અને ચારે બાજુ મહાસાગર રૂપે બ્રહ્મજ રેલી રહેલ છે એવું સમજનારને સંસાર સાગર તરવાનો રહેતો નથી. એની સમજમાં સંસાર એ ઝાંઝવાંના જળ જેવો, ગાંધર્વ નગર જેવો અને દોરીમાં સર્પની ભ્રાંતિ જેવો મિથ્યા છે. પાપ-પુણ્યનો એ કર્તા થતો નથી. હું અમુક જાતનો કે નાતનો છે એવું એને અભિમાન હોતું નથી. ભૂખ-તરસાદિને તે શરીરના ધર્મો માને છે, રાગ-દ્વેષને એ મનના ધર્મો સમજે છે. એ પોતાના આત્માને શરીર તથા મનથી ન્યારો માને છે. અને સદા નિજાનંદમાં મસ્ત રહે છે. એ મસ્તી કોઇ ઓર પ્રકારની છે. એક કવિ નિજાનંદની મસ્તીનું વર્ણન કરતાં લખે છે કેઃ—

### બરવા પીલુ.

આનંદ આનંદ આજ અમારે, વિનય વિવેકથી વસ્તુ વિચારે.
આધ ધરા ધન દુઃખ ન આપે, એ નિજરૂપના પ્રૌઢ પ્રતાપે;

પુત્ર કલત્ર કુટુંબ વગેરે, દુઃખદ દેખું નહિ કોઇ પેરે.
હર્ષ અને શોક કેનો કરૂં હું? ક્યાં ભવસાગર શાને તરૂં હું?
બંધ ન મોક્ષ નહિ કાંઇ મારે, શું સાંભરે ને પડે શું વિસારે?
બ્રહ્મ-વિલાસ રમું હુંજ તેમાં, હોય અચંબો નહિકાંઇ એમાં;
કેશવ અંતરયામી પ્રતાપે, વિશ્વવિલાસ સદા સુખ આપે.

૩૩૩ "આ બધો બ્રહ્મનોજ વિલાસ છે." એવો સાક્ષાત્કાર જે સદ્ભાગીને થયો છે તેની નજર આગળથી જગત્ ઉડી જાય છે. કુંડળ, કડાં, વેઢ ને વીંટીઓ એવા જૂદા જૂદા ઘાટો હોવા છતાં જેમ તે અલંકારો સુવર્ણજ છે; સુવર્ણથી નોંખું બીજું કશું નથી. ફળ, ફૂલ ને પત્રાદિ નામો હોવા છતાં વસ્તુતઃ એ ઝાડજ છે. તેમ પંચમહાભૂતોથી દૃસ્ય થયેલું જગત્ વસ્તુતઃ પરબ્રહ્મનોજ વિલાસ છે. મહાકવિ નરસિંહ મહેતા પણ તેથીજ ગાય છે કેઃ—

## પ્રભાતી.

જાગીને જોઉં તો જગત દીસે નહિ, ઉંઘમાં અટપટા ભોગ ભાસે,
ચિત્ત ચૈતન્ય-વિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે.
પંચમહાભૂત પરબ્રહ્મ થકી ઉપન્યાં, અણુ અણુમાંહી
રહ્યાંરે વળગી;
ફૂલ ને ફળ તે તો વૃક્ષનાં જાણવાં, થડ થકી ડાળ તે નહિરે
અળગી...જાગીને.
વેદ તો એમ વદે શ્રુતિસ્મૃતિ શાખ દે, કનક કુંડળ વિષે ભેદ નોહે;
ઘાટ ઘડિયા પછી નામ રૂપ જુજવાં, અંતે તો
હેમનું હેમ હોયે...જાગીને.

**જીવને શિવ તો આપ ઇચ્છાએ થયા, રચી**
**પરપંચ ચૌદ લોક કીધા;**
**ભણે નરસૈયો એ તેજ તું તેજ તું, તેને સમર્યાથી**
**કાંઈ સંત સીધ્યા...જાગીને.**

૩૩૪ જ્યાં લગી તમે માગણની સ્થિતિમાં છો, ત્યાં લગી તમને કોઇ પણ વસ્તુ મળવાની નથી. ઇશ્વર મહાનમાં મહાન છે. તમારે જો એની પાસે જવું હોય તો સ્પૃહા અને કામનાથી રહિત સ્વચ્છ વસ્ત્રો પહેરવાં જોઇશે. જગતમાં માગણને કોઈ ચહાતું નથી, તેનું તો સર્વત્ર અપમાન થાય છે. માટે જો તમારે ઇશ્વરને મળવું હોય તો ઇશ્વરને ગમતો-દૈવી સંપત્તિનો-પોશાક પહેરવો જોઇએ. એ પોશાક પહેરવાથી તમને કોઇ પણ જાતની ન્યૂનતા કે ઇચ્છા રહેશે નહિ. જ્યારે તમે નિરિચ્છ અને નિસ્પૃહ બનશો ત્યારેજ તમને બધું આવી મળવાનું. તમે જાણો છો કે **" માગે તેથી આઘે, અને ત્યાગે તેની આગે ! "**

૩૩૫ આત્માને રથનો સ્વામી જાણો; શરીરને રથ જાણો; બુદ્ધિને સારથી જાણો ને મનને લગામ જાણો.

**आत्मानं रथिनं विद्धि, शरीरं रथमेव तु ।**
**बुद्धिं तु सारथिं विद्धि, मनः प्रग्रहमेवच ॥**
**" कठोपनिषत् "**

એ બુદ્ધિ સારથિએ શરીરરથને ક્યાં હાંકી જવાનો છે તે તમે નક્કી કર્યું છે? ન કર્યું હોય તો શાસ્ત્રો કહે છે કે **" तद्विष्णोः परमं पदम् "** તે વિષ્ણુના પરમપદમાં શરીર-રથને હાંકી જવાનો છે. મતલબ કે લક્ષ્ય બ્રહ્મતત્ત્વ છે. કેમકે અનાત્મદૃષ્ટિ દુઃખરૂપ છે ને આત્મ-

દૃષ્ટિજ સુખરૂપ છે. પ્રિયબંધો! સત્યસ્વરૂપ એક પરમાત્મ વિચાર છોડી અન્યવિચારને શામાટે હૃદયમાં રાખો છો ? હૃદયમાં પિસ્તોલ મારો; ને અનાત્મ વિચારોના ભૂકેભૂકા કરી નાંખો! તમારે કેટલા દહાડા લગી ટાંગા ઘસડતાં ઘસડતાં ચાલવું છે? કેટલા દહાડા લગી માર્ગની ધર્મશાળાઓમાં ઉતારા નાંખી સદાવ્રતો ખાધાં કરવાં છે? ત્વરા રાખો.

૩૩૬ સૌ પહેલાં એક પરબ્રહ્મજ સર્વત્ર અનાદિકાળથી વ્યાપીને રહેલું હતું. એમાંથી આ બધો બ્રહ્માંડોનો–જગત્‌નો ને જીવોનો–શી રીતે વિસ્તાર થયો? તેને માટે એક કવિ સુંદર કલ્પનામાં નીચે પ્રમાણે વર્ણવે છેઃ—

## હોરી.

### ( રાગ કાફી–તાલ દીપચંદી. )

કૃષ્ણ કૈસી હોરી મચાઇ, અચરજ લખિયો ન જાઇ
અસત સત કર દિખલાઈ.....રે કૃષ્ણ કૈસી..........૧
એક સમય શ્રી કૃષ્ણદેવકે, હોરી ખેલન મન આઇ,
એકસેં હોરી મચે નહિ કબહું, યાતેં કરૂં બહુતાઇ;
યહિ પ્રભુને ઠહરાઈ..........રે કૃષ્ણ કૈસી..........૨
પંચભૂતકી ધાતુ મિલાકર, અંડ પિચકારી બનાઇ,
ચૌદ ભુવન રંગ ભીતર ભરકર, નાનારૂપ ધરાઇ;
પ્રકટ ભયે કૃષ્ણ કન્હાઈ........રે કૃષ્ણ કૈસી..........૩
પાંચ બિષયકી ગુલાલ બનાકર, બીચ બ્રહ્માંડ ઉડાઇ,
જીસ જીસ નેંન ગુલાલ પડી વહ, સુધબુધ સબ બિસરાઇ;
નહિ સૂઝત અપનાઈ..........રે કૃષ્ણ કૈસી..........૪
વેદ અંત અંજનકી સિલાકા, જીસનેં નેંનમેં પાઇ,

**બ્રહ્માનંદ તિસકે તમ નાશ્યો, સૂઝ પડી અપનાઇ;**
**હોરી કછુ બની ન બનાઇ......રે કૃષ્ણ કૈસી..........૫**

**ભાવાર્થ:**—" એને બહુ થવાની અભિલાષા થઇ. એટલે કરોળીઓ જેમ પોતાનામાંથી આખા જાળાનો વિસ્તાર કરે છે તેમ પોતાનામાંથી આ તમામ પ્રપંચનો આભાસ કરવા ઇચ્છયું. પ્રપંચમાંથી એ પરબ્રહ્મ તત્ત્વ નોખું જઇ બેઠું છે, એમ સમજવાનું નથી. કેમકે અણુઅણુમાં એની આનંદરસની ને પ્રેમની મધુરી લહરીઓ રમ્યાંજ કરતી અનુભવાય છે. એણે પૃથ્વી, પાણી, આકાશ, તેજ અને વાયુ એ પાંચ મહાભૂતોની ધાતુ મેળવી બ્રહ્માંડરૂપી પીચકારી બનાવી. તેમાં ચૌદભુવન રૂપી જૂદા જૂદા રંગો પૂર્યા. પીચકારી ઉડાડી. તે રંગબેરંગી સેરોથી જીવોને ન્હરાવી નાંખ્યા. વળી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એ પાંચ વિષયોનો ગુલાલ પણ ઉડાડયો. ને એ રીતે રસમૂર્તિ પરમાત્માએ-કન્હૈયે-હોળી ખેલી ! જેની આંખમાં એ વિષયોનો ગુલાલ પડયો તે શુધબુધ ભૂલી ગયાં-પોતાપણાનું એટલે કે આત્મસ્વરૂપનું ભાન ભૂલી ગયાં. એનુંજ નામ પરમાત્માની આવરણ શક્તિ છે. ને એજ અવિદ્યા છે. **જીવે પોતાને જીવ જાણવો ને જગત્‌ને જગત્ જાણવું એનુંજ નામ અવિદ્યા છે;** એ અવિદ્યાનો નિષેધ કરવો, જગત્ માત્ર ભાસે છે, પણ તેમાં જે ભાસે છે તે તો સત્ (હોનાર) ચિત્ (ભાસનાર) ને આનંદરૂપ બ્રહ્મ છે એમ સમજવું તેજ વિદ્યા છે.

૩૩૭ આપણને જેવું સ્થૂળ-શરીર છે તેવુંજ તેની અંદર એક માનસ-શરીર છે. એ શરીર સૂક્ષ્મ હોવાથી આપણે જોઇ શકતા નથી. તથાપિ તે વિચાર કરતાં તરત જણાય છે, સ્થૂળ શરીરમાંથી જેમ ખાધેલા પદાર્થોનો સારો કે નઠારો વાસ, પરસેવા તથા ઓડકાર

રૂપે બહાર નીકળે છે તેમ માનસ–શરીરમાંથી સારો કે નઠારો-વાસ આપણા વિચારોદ્વારા બહાર નીકળે છે. પ્રિયવાચક! તારૂં માનસ–શરીર કેવું છે? તેનો તેં કદિ પણ વિચાર કર્યો છે? તારૂં એ માનસ–શરીર ઈર્ષ્યા, અશ્રદ્ધા, રાગ, દ્વેષ, ભય, શોક અને ક્રોધ આદિ દુર્ગંધ ભરેલા ઓડકારો કાઢે છે કે પ્રેમ, આનંદ શ્રદ્ધા, નિર્ભયતા ને પરોપકારિતાના સુગંધીભરેલા ઓડકારો કાઢે છે? તેનો તું વિચાર કર. તારૂં માનસ શરીર ગંધાતું થઇ ગયું હોય તો તેથી તું તારી મેળેજ લજવાજે. ને તેને દુર્ગંધ રહિત બનાવજે. પ્રિયવાચકો! યાદ રાખજો કે દુષ્ટ વિચારો તમારા માનસ–શરીરને બગાડી તમારૂં જીવન બગાડી નાંખશે. ખાત્રી કરવી હોય તો તમે જેનો તેનો દ્વેષ કરો. અલ્પ સમયમાંજ તમારો દ્વેષ આખું વિશ્વ કરશે. ને તમારૂં જીવન નરકમય થઇ જશે. ને તેથી ઉલટું તમે સર્વત્ર પ્રેમ સેવો. જોઇ લ્યો, તમારો પ્રેમ તમારા જીવતરને સુખશાંતિના મહાસાગરમાં મગ્ન બનાવી દેશે. હવે કેવા થવું છે? તે તમારે પોતેજ વિચારવું. તમારા માનસ શરીરમાં ડુંગળીની દુર્ગંધી ભરવી કે ચંદનની સુવાસ ભરવી? તે નક્કી કરજો.

૩૩૮ તમારે પરમાત્માનાં દર્શન કરવાં છે? કરવાં હોય તો આવો, તમને રસ્તો બતાવું. પણ યાદ રાખજો કે મારૂં કર્તવ્ય તો તમને રસ્તો બતાવવાનું છે. કરવાનું છે તે તો તમારે પોતાને છે. તમે તૈયાર છો? તો આવો. પરમાત્માનાં દર્શન ક્યાં થાય છે તે જાણો છો? એમનાં દર્શન શાંતિમાં થાય છે. ને શાંતિ ક્યાં છે તે જાણો છો? હિમાલયનાં શીખરો ઉપર કે ગિરનારની ગુફામાં જતાં શાંતિ મળશે એવું તમે સમજશો માં. જો તમારૂં મન સંકલ્પ

વિકલ્પો કરતું બંધ થયું, તો અહીંઆંજ શાંતિ અને અહીંઆંજ પરમાત્મદર્શન છે. પ્રિયવાચક! આ કામ સહેલું નથી હો. સંકલ્પ વિકલ્પથી મનને મોકળું પાડતાં પહેલાં તો તે કાંઇ કાંઈ તોફાનો કરશે; પણ તેથી ગભરાયા વિના, ઉમંગ રાખી તમો મંડયા રહેજો. એટલે અવશ્ય તમે પ્રાપ્તવ્ય પ્રાપ્ત કરી શકશો.

૩૩૯ જ્યાં લગી સંસારના વિષયોમાં મન આસક્ત રહે છે ત્યાં લગી તે વિષયોનું સ્મરણ કર્યા કરે છે. એવી આસક્તિ, ચિત્તને પરમાત્માભણી વાળવામાં હાનિકારક છે. માટે મન જે જે સાંસારિક વિષયોમાં આસક્ત જણાય ત્યાં ત્યાં દોષદર્શન કરીને તેની આસક્તિ મટાડવી. સ્ત્રી, પુત્ર, ધન, કીર્તિ એ બધામાં શી રીતે દોષદર્શન કરવું ? તે નીચે દર્શાવાયું છે.

૩૪૦ પ્રિયવાચક ! તારૂં શરીર જો પુરુષજાતિનું હોય ને તારૂં ચિત્ત જો સ્ત્રી શરીરભણી તણાતું હોય તો તું આ પ્રમાણે વિચાર કરજે.

એ શરીર વાળ, રૂંવાડાં, નખ, ચામડી, લોહીની નસો, લોહી, માંસ, મજ્જા, હાડકાં, વીર્ય, મળ અને મૂત્રના સમૂહરૂપ છે. એમાં કયો પદાર્થ પવિત્ર, સુગંધમય, રમણીય અને પરલોકનું હિત સાધવામાં ઉપયોગી થાય તેવો છે ? જો તને એ શરીરના નિતંબો ને સાથળ પ્રદેશો સુંદર લાગતા હોય તો તેમાં પણ માંસ, લોહી ને ત્વચા ઈ. વિના બીજું શું ભરેલું છે ? વળી જેમાં રમણ કરવા તારૂં મન ઉત્સુક છે તે ભાગ પણ અપવિત્ર દુર્ગંધવાળા પદાર્થોનું સ્થાન છે. સ્તનો પણ માંસની ગ્રંથીઓ સિવાય બીજું શું છે ? તેમજ વદન પણ લાળ, લીંટ, થૂંક, બળખા, મેલ, હાડકાં, ચામડી વગેરે સિવાય બીજું શું છે ? એ શરીરમાં કશુંજ રમણીય નથી. માત્ર મુગ્ધ કવિ

લોકોએ મહા ઉપમાઓ આપી વિષયી લોકોને ભમાવ્યા છે. તેને માટે એક કવિ લખે છે કેઃ—

स्तनौ मांसग्रन्थी कनककलशावित्युपमितौ
मुखं श्लेष्मागारं तदपि च शशांकेन तुलितम् ।
स्रवन्मूत्रक्लिन्नं करिवरकरस्पर्धि जघनं
मुहुर्निन्द्यं रूपं कविवरविशेषै र्गुरू कृतम् ॥

(ભર્તૃહરિ).

**ભાવાર્થઃ**—"સ્તનો જે માંસની ગાંઠો છે તેને સોનાના કળશોની ઉપમા આપેલી છે! મોઢું જે લાળલીંટનો ભંડાર છે તેને ચંદ્રમા સાથે સરખાવવામાં આવેલ છે. મૂત્ર ઝરવાથી ભીંની રહેતી જાંગોને હાથીની સૂંઢની સ્પર્ધા કરાવી છે. ખરેખર વારંવાર નિંદાને પાત્ર એવા રૂપને કવિઓએ વખાણી વખાણી મોટું કરેલું છે."

૩૪૧–વળી બ્રહ્મચર્યનો નાશ થવાથી સ્ત્રી શરીર કાંતિ હરનારૂં, બળહરનારૂં, બુદ્ધિ હરનારૂં ને આયુષ્ય ઘટાડનારૂં છે; તેમજ પરમાત્મા તરફ મનની વૃત્તિ ન વળવા દે, તો તે મોક્ષ માર્ગમાં પણ આડું આવનારૂં છે. મહાત્મા નિશ્ચલદાસ કહે છે કેઃ—

ચોપાઇ.

**જે નર, નારિનયનસર વિંધે, તિનકે હિયે હોત નહિં સીધે;**
**ભલો બુરો સુખદુઃખ સબ બિસરત, તે કૈસે ભવ દુઃખતેં નીસરત?**

**જ્યાં સૂવા પિંજરેમૈં બંધુવા, સિખ્યો બોલત શુદ્ધ અશુદ્ધ વા;**
**તૈસેં જો કછુ નારિ સિખાવત, સો ગુરૂ પિતુ માતહી સુનાવત.**
**જૈસે મોર મોરની આગે, નાચિ રિઝાય આપ અનુરાગે;**
**તૈસૈં બિબિધ વેષ કરી તિયકો, મન રિઝાય રીઝત મન પિયકો.**

### દોહો.

**ધર્મ અર્થ અરૂ મોક્ષકૂં, નારિ બિગારત એન;**
**સબ અનર્થકો મૂલ લખિ, તજે તારી વ્હે ચૈન.**

**ભાવાર્થ:**—" જે પુરુષનું હૃદય, નારીને કટાક્ષે વિંધાયેલું છે. તે હૃદય-ભાન ભૂલી જાય છે. સારૂં શું ને નઠારૂં શું? સુખ શું ને દુઃખ શું? એ બધું તે ભૂલી જાય છે. તો તે જન્મ મરણના બંધમાંથી શી રીતે છૂટી શકે? જેમ પાંજરામાં પોપટ પૂરેલો હોય તેને માલિક શુદ્ધ કે અશુદ્ધ જેવું શીખવાડે તેવું પોપટ પઢયા કરે છે; તેમ નારી-વશ થયેલા પુરૂષોને પણ નારીઓ જેમ શીખવે તેમ તેઓ ગુરૂજનો પાસે, પિતા પાસે અને માતા પાસે બોલે છે. જેમ મોરલો ઢેલની પાસે પ્રેમેથી નાચી તેને રીઝાવે છે તેમ એવા પુરૂષો પણ વિવિધ વેશો ધારણ કરી પોતાની સ્ત્રીને રીઝાવે છે, ને પોતે રીઝે છે. આ પ્રમાણે પુરૂષોનાં ચિત્તને આકર્ષનારૂં નારી-શરીર ચારે પુરૂષાર્થો-ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ સો-નો નાશ કરનારૂં છે, માટે તેના ઉપર આસક્તિ-નો ત્યાગ કરવાથીજ સુખ થાય તેમ છે.

૩૪૨ સંસારમાં આસક્ત કરી, પરમાત્માપ્રતિ વૃત્તિ ન વળવા દેનારૂં સ્ત્રી શરીર કેટલું હાનિકારક છે? એ વર્ણવતાં બીજો કવિ કહે છે કે:—

### ઇંદ્રવિજય છંદ.

**કામનિકો અંગ ઘોર મહાવન, વ્હાં કોઉ જાય સો ક્ષેમ ન આવે,**
**સિંહ ગયંદ કટી ચલની કરિ, મારત હે નહિ ડેર લગાવે;**
**કૂચ પહાર સો હાર નદી તિહાં, ન્હાત તેહિ તતકાલ ડુબાવે,**
**બ્રહ્મમુનિ કહે બેની અહિમુખ, રાક્ષસી સોં નિત ડાઢ હલાવે.**

**ભાવાર્થ:**—"સ્ત્રીનું શરીર ભયાનક મહા વન જેવું છે. એ વનમાં જે જાય તે ક્ષેમકુશળ પાછો આવી શકે તેમ નથી. એની કુટિમાં સિંહ અને ગતિમાં હાથી રહે છે. તે બંને જનારાનો જીવ લેવાને સંપીનેજ બેઠેલા છે. વળી તેના સ્તનરૂપી પહાડો પાસે હારરૂપી જે નદી વહે છે તે ન્હાવા પડતાંજ ડૂબાડી દે છે. વળી એની વેણી સર્પના મોં જેવી છે. તેનો ડંખ પણ પ્રાણહારક છે. આવાં હિંસક પ્રાણીઓવાળી રાક્ષસી નારીજાતિ નરનો સંહાર કરે છે." વળી કહે છે કેઃ—

### કુંડળીઓ.

**નારીસેં નાગણ ભલી, ડસ્યાં મરણ એકવાર,**
**દુષિત ત્રિયાકે ડંકસેં, જામણ મરણ અપાર;**
**જામણ મરણ અપાર, ફેરકો પાર ન આવે,**
**ચોરાશીકી ચોટ, કોટિ કલ્પાંત ભ્રમાવે;**
**દાખત બ્રહ્માનંદ, ચઢે તન ઈષ્ટ સમારી;**
**જગમેં અધિકી જાણ્ય, નાગણીહુસેં નારી.**

**ભાવાર્થ:**—"નારી કરતાં નાગણ સારી છે, કેમકે નાગણે ડસેલનું એકવારજ મરણ થાય છે, પણ નારીએ ડંખેલ જીવનાં તો અપાર જન્મ મરણો થાય છે. ચોરાશીના ફેરામાં નાંખી એ કરોડો કલ્પાંત લગી ભ્રમણ કરાવે છે. માટે નાગણના કરતાં પણ નારી વધારે હાનિકારક છે," વળી કહે છે કેઃ—

### કુંડળીઓ.

**નારી અનલ સમાન નિત્ય, વિષ તન કાલ કરાલ,**
**સુખ આયા મેલે નહિ, બૂઢા તરૂણા બાલ,**

બૂઢા તરૂણા બાલ, કપટકી ઝાલ કરાલી,
નીલા સૂકા સરબ કરતહૈ ભસ્મ પ્રજાલી;
દાખત બ્રહ્માનંદ અંબર તન ડમર ધુંવારી,
વિષતન ઝાળ વિશાલ, નિરંતર અગ્નિ નારી.

ભાવાર્થ:—"નારી પ્રચંડ વન્હિજ્વાલા જેવી છે. તેનું અંગ દારૂણ હાલાહલ ભરેલું સમજજો. એના વદનમાં બાળક, જુવાન કે વૃદ્ધ જે પડ્યું તેને તે ભસ્મસાત્ કરનારી છે. પછી ભલે તે લીલું હો કે સૂકું હો! એના શરીરનાં વસ્ત્રો આંખોને અંધ કરનાર ધૂમાડાની ડમરી ચડેલી હોય તેવાં માની લેજો. ને એનું દારૂણ હાલાહલ ભર્યું શરીર તે પ્રચંડ વન્હિ સમાન સમજી લેજો." વળી કહે છે કે:—

કુંડળીઓ.

જૈસે કાઠ જહાજ ચઢી, ઉદધિ સહજ ઉલઘાય,
ત્રિયા સરૂપી જહાજ ચઢી, સહજે જમપુર જાય;
સહજે જમપુર જાય, નહિં પરિશ્રમ્મ કરે વા,
વિષય-પવનકે બેગ, જાત જમપુર નર-દેવા;
દાખત બ્રહ્માનંદ અનાદિ રીતિ એસેં,
ઉદય સહજ ઉલઘાય બેઠીયેં નાવે જેસેં.

ભાવાર્થ:—"જેમ લાકડાની હોડી ઉપર બેસવાથી સમુદ્ર સહેલાઇથી ઓળંગી જવાય છે, તેમ સ્ત્રી-શરીર રૂપી નાવડે ચડતાં સહેલાઇથી જમપુરમાં જવાય છે. કેમકે પાછળથી વિષયરૂપી પવનનો એવો તો જોરાવર ઝપાટો લાગે છે કે વગર પરિશ્રમે એ મુસાફર જમપુરીમાં પહોંચી જાય છે. બ્રહ્માનંદ કહે છે કે એ નવી રીત નથી; પણ અનાદિકાળની રીત છે." વળી કહે છે કે:—

### કુંડળીઓ.

રહિયા અલગા રામ જ્યાં નેડી રાખિ નાર,
શુભ ગુણ હુંદી ચારણી, ઔગુનકા ભંડાર;
ઔગુનકા ભંડાર, પાર પરપંચ ન આવે,
પ્રીતિ એહ પ્રમાણ, ખાણ ચારૂં ભરમાવે;
દાખલ બ્રહ્માનંદ, સંગ તેહી અતિ દુઃખ સહિયા,
વલગા વિષય વિકાર, રામ ત્યાં અલગા રહિયા.

**ભાવાર્થ:**—"જ્યાં સ્ત્રીને સમીપમાં રાખી છે, ત્યાં પરમાત્મા છેટેજ છે. સ્ત્રી એ શુભ ગુણોનો ત્યાગ કરનારી ચારણી જેવી છે. એના પ્રપંચોનો પાર આવે એમ નથી. એની પ્રીતિ કેવી છે? ભવ ભ્રમણની જે ચારે ખાણો (સ્વેદજ, અંડજ, ઉદ્ભિજ ને જરાયુજ). તેમાં ભમાવનારી એની સુંદર (!) પ્રીતિ છે. જેણે એનો સંગ કર્યો તેણે અનેક દુઃખો સહન કરવાનું શિરે લીધું સમજજો. કેમકે નારી પાસે રાખી વિષય-વિકારમાં જ્યાં મન ચોંટેલું છે ત્યાં રામને—પરમાત્માને—તો અળગાંજ રહેવાનું છે."

૩૪૩ યોગવાસિષ્ઠકાર પણ કહે છે કેઃ—

**शोच्यतां परमां याति तरुणस्तरुणीपरः ।**
**निबद्धः करिणीलोलो विन्ध्यखाते यथा गजः ॥**
**यस्य स्त्री तस्य भोगेच्छा निःस्त्रीकस्य क्व भोगभूः ।**
**स्त्रियं त्यक्त्वा जगत्त्यक्तं जगत्त्यक्त्वा सुखी भवेत् ॥**

**ભાવાર્થ:**—"જેમ વિંધ્યાચળ પર્વતની ખાઇમાં, હાથિણીમાં આસક્ત થએલો હાથી ખાડામાં સપડાઈ જાય છે, તેમ તરૂણીઓમાં આસક્ત થએલા તરૂણ પુરૂષો મહા શોકને પામે છે. જેને સ્ત્રી હોય તેને ભોગની

ઇચ્છા રહે છે, સ્ત્રી વગરનાને ભોગનું સ્થળ ક્યાં રહ્યું ? સ્ત્રીની વાસનાનો ત્યાગ કરતાં જગતની વાસનાનો ત્યાગ થાય છે; ને જગત્ પ્રતિની વાસનાઓનો ત્યાગ કરતાં-પરમાત્મા પ્રતિની વાસના જાગ્રત્ થતાં સુખી થવાય છે."

પ્રિય વાચક! કહેવાનું તાત્પર્ય એ છે કે તું જો પુરૂષ હોય ને તારૂં મન સ્ત્રી-શરીર ભણી બહુ આકર્ષાયા કરતું હોય, અથવા તું જો સ્ત્રી હોય ને તારૂં મન પુરૂષ-શરીર ભણી બહુ આકર્ષાયા કરતું હોય તો એ શરીરોમાં રહેલા દુર્ગંધીવાળા અપવિત્ર પદાર્થોનું સ્મરણ કરજે. વળી વિષયો વિષના જેવા હાનિકારક છે, એ વિચાર પણ જાગ્રત્ રાખજે. વળી વિષયો ભોગવવાથી વિષય-તૃષ્ણા શમતી નથી; પણ દેવતામાં ઘી હોમતાં જેમ દેવતા પ્રજ્વલિત થાય છે તેમ વિષય-તૃષ્ણા ભોગ ભોગવતાં વિશેષ વૃદ્ધિ પામે છે; એ વિચારે વિષય-ભોગમાંથી મનને પાછું તાણજે. જીવ અનંતકાળથી મૈથુન-સુખ લેતો આવ્યો છે, પંખીના દેહમાં પણ એને મૈથુન-સુખનો તો તોટો નહોતો, તેમ છતાં એ અભિલાષા તૃપ્ત થઇ નથી, ને ક્યારે તૃપ્ત થશે એનો અંદાજ થઇ શકે તેમ નથી. યયાતિ રાજાએ પોતાનો આખો જન્મારો તો સ્ત્રી-વિલાસમાં ગાળ્યો, તેમ છતાં તૃપ્તિ થઇ નહિ; ત્યારે પોતાના પુત્રની જુવાની લઇ પોતે પુનઃ સ્ત્રી-ભોગ ભોગવવા માંડ્યો. તેમ છતાં પણ તૃપ્તિની પ્રાપ્તિ તો થઈ નહિ. એટલે તેના અંતઃકરણમાં ઘણોજ પસ્તાવો થયો, કે મેં મ્હારૂં જીવન વૃથા ગાળી નાંખ્યું. જો એક પુરુષને ભોગ ભોગવવા માટે, આખી પૃથ્વી ઉપરની તમામ સ્ત્રીઓ, આખી પૃથ્વી ઉપરની તમામ દોલત, તમામ વાહનો ને તમામ અન્નો આપવામાં આવે તો પણ તેને તૃપ્તિ થાય તેમ નથી. માટે મૈથુન-કાર્યમાં સુખ અને આનંદ છે એવી બુદ્ધિનો

તું પરિત્યાગ કરજે. ઇંદ્રિયોનો સ્વભાવ વિષયો ભણી ખેંચાવાનો છે. એ ઇંદ્રિયોને તું કાબુમાં રાખજે; નહિ તો એ ઇંદ્રિયો તારા મનને તાણી જશે. તારૂં અંતઃકરણ પવિત્ર હોય તો પણ તું તેનો બહુ વિશ્વાસ કરીશ માં; ને વિષય—ભોગની અનુકૂળતા મળે એવા સ્થાનમાં જજે માં. કેમકે એ અંતઃકરણ ને ઇંદ્રિયો મહાધૂર્ત્ત, શઠ ને વિશ્વાસ-ઘાતી છે. તેં જો એનો વિશ્વાસ રાખ્યો, તો તે તને અંધારા કૂવામાં ગબડાવી નાંખશે, માટે સાવધ રહેજે. તું ગૃહસ્થાશ્રમી હો તો પણ પ્રજોત્પત્તિના હેતુને ધ્યાનમાં રાખીનેજ સમાગમ સેવવા રૂપ કર્ત્તવ્ય કરજે. ને શ્વાનવૃત્તિનો સર્વથા અભાવ સેવજે, તો કઠણ જણાતું આ કાર્ય પણ તને સહેલું થઇ પડશે. ઉપરના ભાગમાં સ્ત્રી—શરીરની નિંદા રૂપે જે લખાયું છે તે દ્વેષ બુદ્ધિથી લખાયું નથી. પરમાત્માના અંશ રૂપ તૃણ અને કીડીનો પણ દ્વેષ કરવાની લેખકની ઇચ્છા નથી; તો સાક્ષાત્ ઇશ્વરીમાયા જગદંબાનો દ્વેષ તે કરે ? નહિજ. આ લખાયું છે તે તો વાચકમાં વિષયભોગમાં પ્રીતિ કે મોહ હોય તે મટાડવાને ઉદ્દેશેજ લખાયું છે. ને સ્ત્રીજાતિને એવું પુરુષ—શરીર પ્રતિ સમજાવવા માટે લખાયું છે.

૩૪૪ પ્રિયવાચક ! જો ધન મેળવવાની લાલસા તારા મનને પ્રબળ વેગે તાણી રહી હોય; ને તે તારા મનને પરમાત્માના વિચાર ભણી વળવા ન દેતી હોય તો આ વિચારોનું સેવન કરજે. " રાજાની છાપ પાડેલા, સોના રૂપાના ગોળ કકડા, મોક્ષ આપી શકે અથવા અંતઃકરણને ચિર શાંતિનો લાભ આપી શકે તેમ નથી. લક્ષ્મી મેળવવામાંજ અત્યંત દુઃખ સહેવું પડે છે, અનેક અધર્મો અને જૂઠાણાં કરવાં પડે છે. વળી એવી રીતે ધારો કે [1]લક્ષ્મી

૧ લક્ષ્મી એ સાગરમાંથી નીકળેલાં ચૌદ રત્નમાંનું એક રત્ન ગણાય છે.

મળી તો તે કાંઇ ઘરમાં એકલી આવતી નથી. પોતાનાં ભાઇ-ભાંડુ હાલાહલ, સુરા, શંખ, વગેરેના દોષો પોતાનામાં ધારણ કરીને આવે છે. એટલે જેને ત્યાં લક્ષ્મી આવે તેની વાણીમાં હાલાહલ વિષની કટુતા આવે છે, તેની બુદ્ધિમાં મદિરાનો નિશો ચડે છે, ને તેના હૃદયમાં શંખ જેવી નિષ્ઠુરતા આવે છે. આ રીતે એનું આગમન પણ અધોગતિ કરાવનારૂં છે. વળી મળેલી લક્ષ્મીને સાચવવામાં પણ પુષ્કળ પીડા છે. કોઇ ચોરી જશે તો? દેણદારો ઘાલી જશે તો? લૂંટારા લૂટી જશો તો? એવી અનંત ઉપાધિઓ સાચવવામાં છે. ને તેમ છતાં ચંચળ લક્ષ્મી ચાલી ગઇ તો પારાવાર શોક થાય છે, માટે સજ્જન વિવેકીએ ધન-લાલસાનો પણ મનમાંથી પરિત્યાગ કરવો. વ્યવહાર પૂરતો યથાપ્રાપ્ત ઉદ્યોગ કરવાની ના નથી, પણ રાત દહાડો ધન પાછળ હાયવોય કરવાની નથી. જેણે જન્મ આપ્યા પહેલાંજ માતાના સ્તનમાં દૂધ ભરી આપવાની કૃપા કરેલી છે, જે આખા વિશ્વનાં જીવ-જંતુઓ તથા પ્રાણીઓને ખાવાનું આપે છે ને જેનું નામ વિશ્વંભર છે, તે સદા આપણું પેટ ભરવા શક્તિ માન છે: એટલે હૃદયમાં વિશ્વાસ રાખવો. આજ લગીમાં તું એક દહાડો પણ અન્ન મળ્યા વિના ભૂખ્યો રહ્યો હોય, એવું કદિ બન્યું નથી. તો શા માટે વિશ્વંભરનો અવિશ્વાસ આણે છે? કહ્યું છે કેઃ—

### ઈંદ્રવિજય.

**દોરતહે દિશ દિશાહુ મુરખ, કયું હરિકો વિસવાસ વિસાર્યો,**
**તેરેહિ પાસ રહે તેરો ખાવન, નાહિ ન હોત ધરી તક ન્યારો;**
**દેતહે સાંજ સવાર નિરંતર, કુંજર કીટ પતંગકું ચારો,**
**બ્રહ્મમુનિ કહે ચંચ દઇ જીન, સોઇ હે ચૂનકો દેવનહારો...**

**ભાવાર્થ:**—" ભગવાનનો વિશ્વાસ મૂકી દઇને તું દશે દિશાએ શા માટે દોડે છે? એ ખાવિંદ તારી પાસેજ છે, તારાથી એક ક્ષણ પણ ન્યારો થયેલો નથી. જે પ્રભુ હાથી જેવાં મોટાં જાનવરોને તેનું પેટ ભરાય તેટલો સાંજ સવાર ચારો આપે છે, જે પ્રભુ જળચરોને જળમાં ને સ્થળચરોને સ્થળમાં ખોરાક પૂરો પાડે છે તે શું તને ખોરાક નહિ આપે? જેણે ચાંચ આપી છે તે ચણ પણ આપશે."

### ઇંદ્ર વિજય.

**કયૂં હોય દીન શીરે ઘર હી ઘર, નાંહિ કરે ઉરમાંહિ બિચારા,**
**પેટકે કાજ કરે નિશવાસર, મૂઢ બિના બિસવાસ પોકારા;**
**સાગર મેં મછ હી ભછ પાવત, હે શત જોજન દેહ પસારા,**
**બ્રહ્મમુનિ કહે તું મન શોચત, તેરો તો એક હી શેર અહારા.**

**ભાવાર્થ:**—" મનમાં કાંઇ પણ વિચાર કર્યા વિના તું દીન થઇ શા માટે આંગણે આંગણે ભટકે છે? અને શા માટે વિશ્વાસ વિના પોકારો કર્યા કરે છે? સાગરમાં પ્રચંડ શરીર વાળાં માછલાં રહે છે તેને પણ પ્રભુ ખોરાક પૂરો પાડે છે તો તારો તો માત્ર એક શેર અન્નનોજ આહાર છે? શા માટે ચિંતા કરે છે?"

મતલબ કે લક્ષ્મી માટે ગાભરા બની, જીવનનો હેતુ ભૂલી, દોડાદોડ કરવાનું નથી. લક્ષ્મીવંતોને લક્ષ્મીનો મહા રોગ થતાં શી શરીરસ્થિતિ થાય છે તેને માટે કહ્યું છે કે:—

**बधिरयति कर्ण विवरं**
**वाचं मूकयति नयनमंधयति ।**
**विकृतयति गात्रयष्टिं**
**संपद्रोगो ऽ यमद्भुतो राजन् ॥**

**ભાવાર્થઃ—** ગીતિ.

**આંખે અંધ, મુખે મુક, કાને બહેરા, બતાવીને હસતી;**
**ગાત્રની વિકૃતિ કરતી, અદ્‌ભુત રોગોત્પાદક સંપત્તિ.**

આપણે તથા આપણા કુટુંબનો ખાનપાનાદિનો વ્યવહાર ચલાવવા જેટલે અંશે એ સોના રૂપાના, છાપવાળા ગોળ કકડાઓ ઉપયોગી છે, અથવા સત્પાત્રે વ્યય કરવાથી પુણ્ય પ્રાપ્ત થાય, તેટલે અંશે એ કકડાઓ ઉપકારક છે, પણ એ કકડાનેજ પરમ પૂજ્ય માની લેવા, ને એ મેળવવા માટેજ જીવન આપેલું છે એમ સમજવું એ ભ્રાંતિ છે.

૩૪૫ લક્ષ્મી એટલે દોલત. એ ‘દોલત’ શબ્દના કોઇ આમ પણ વિભાગ કરે છે. “દોલત.” દો એટલે બે. લત એટલે લાત; એ સ્થળે લાતો મારનારી. જ્યારે લક્ષ્મી આવે છે, ત્યારે પુરુષને બરડામાં લાત મારે છે, જેને લીધે છાતી બહાર કાઢી પુરૂષ ચાલતો જોવામાં આવે છે. જ્યારે લક્ષ્મી ચાલી જાય છે ત્યારે પુરુષને પેટમાં પાટુ મારતી જાય છે જેને લીધે વાંકો વળી જઇ પુરુષ ચાલતો જોવામાં આવે છે. મતલબ કે લક્ષ્મી જતાં માણસ દીન થઇ જાય છે. ઇંદ્રિયો એની એ હોય, બુદ્ધિ એની એ હોય, બોલવું એવું ને એવુંજ હોય તો પણ ધનની ગરમી વિનાનો થઇ ગએલો પુરુષ ક્ષણ માત્રમાંજ બદલાઇ જાય છે! લક્ષ્મીનું આગમન ઉદ્ધતાઇનું કારણ થાય છે ને ધનનો નાશ દીનતા ને ક્ષુદ્રતાનું કારણ થાય છે. માટે આત્મચિંતનમાં હાનિ કરે એવી રીતે સતત લક્ષ્મી ચિંતન પણ ન કરવું. યથા પ્રાપ્ત ધંધો નિયમિત સમય ધ્યાન દઇને કરવો એ ઠીક છે, પણ પૈસાનેજ પરમેશ્વર માની ન બેસવું.

૩૪૬ આત્મ ચિંતન કરવામાં જો પુત્ર ઉપરનો સ્નેહભાવ બંધન કરનારો થતો હોય તો નીચે પ્રમાણે વિચારોનું સેવન કરવું. જીવને પોતાનો પ્રયત્નજ મોક્ષ આપનારો છે; પુત્ર કાંઇ સ્વર્ગે લઇ જનારો નથી. અનેક જન્મોમાં આપણે અનેક પુત્રો ઉપજાવ્યા છે અને છોડયા છે. આપણા શરીરમાંથી ઉપજ્યો છે માટે તે ઉપર સ્નેહ રાખવો એ નિયમ પણ સદા પાળી શકાય તેવો નથી. કેમકે આપણા શરીરમાંથી તો પરસેવામાંથી જુઓ અને લીંખો પેદા થાય છે. વળી આપણા પેટમાં કૃમિ ( ચરમીઆં ) પણ પેદા થાય છે. પણ તેના ઉપર આપણે સ્નેહની લાગણી ધરાવતા નથી. ઉલટો તેનો નાશ કે ત્યાગ કરીએ છીએ. તો પુત્ર નિમિત્તે આપણે ખરૂં કર્ત્તવ્ય શા માટે છોડવું? વળી વિચારી જોશું તો પુત્ર પણ સદા સુખદાયીજ હોય એવું બનતું નથી. પુત્ર ન હોય ત્યારે પણ માતા પિતાને દુઃખનું કારણ બને છે તો હોય ત્યારે બને એમાં આશ્ચર્ય શું? પુત્રનો પ્રસવ થતાં જો તેની જનેતા મરી ગઇ તો તેના પિતાને ગૃહસ્થાશ્રમ ભંગ રૂપ મહા દુઃખ થાય છે. પુત્રને મોટો કરતાં ઓરી, શીળી, ઉધરસ, ઉટાંટીઓ, વગેરે વગેરે રોગો માતા પિતાને દુઃખદાયી થાય છે. મોટો થતાં વિદ્યાભ્યાસની ઉપાધિ, કમાતો કરવાની ઉપાધિ અને પરણાવવાની ઉપાધિ, વળી એ પુત્ર જો દુર્ગુણી નીવડ્યો તો પિતાના સંતાપનો પાર નહિ. પત્નીને લઇ નોખો રહી આનંદ કરે ને માબાપની સામું પણ જુએ નહિ! વળી જો એ પુત્ર સદ્‌ગુણી થયો ને અલ્પાયુષી હોતાં મરણ પામ્યો તો માબાપનાં દુઃખનો પાર નહિ! માટેજ કહ્યું છે કેઃ—

## ગીતિ.

જણતાં જનની હણતો, વધતાં ઘરનું વસુ બધું હરતો;
મરત પ્રાણ હરંતો, પુત્ર સમો શત્રુ કોણ છે નરતો ?

કુપુત્રના દુઃખ માટે કહ્યું છે કેઃ—

## ( માલકોશ. )

પુત્ર કુપુત્રથી ન થયો સારો, એ પાપી પીડા કરનારો...ટેક.
પાળો પરણાવો પ્રેમે પણ, પ્રમદાની પ્રીતે પળનારો;
પાળકની પ્રીતિ તરછોડી, એ અંગારો રહેશે ન્યારો.
પુત્ર કુપુત્રથી. ૧

શ્યામા સુતની સેવા કરવા, માત તાતને તે તજનારો;
શ્વશુર-પક્ષ શું સ્નેહ કરીને, મહીલાનો મર્કટ બનનારો.
પુત્ર કુપુત્રથી. ૨

કાં તો પાન કરી મદિરાનું, કુલ કલંક થકી ભરનારો;
કાં પર લલનામાં લલચાઇ, જન્મારો ખારો કરનારો.
પુત્ર કુપુત્રથી. ૩

જગજીવન કહે હું આ જગમાં, પુત્ર થતાં ન પ્રસન્ન થનારો;
કુપુત્રને મનથી માનું છું, એની માના મળનો ક્યારો.
પુત્ર. ૪

૩૪૭ સો લોકોમાં વાહ વાહ બોલાવી કીર્ત્તિ પ્રાપ્ત કરવાની અભિલાષા, જો આત્મ ચિંતન કરવામાં હરકત કરતી હોય તો નીચે પ્રમાણે વિચારો સેવવા. આખું જગત્ આપણી કીર્ત્તિ ગાય એવું તો કદિ બનવાનુંજ નહિ. સૂર્ય પણ એક સાથે આખા જગત્ ઉપર પ્રકાશ પાડી શકવાનો નહિ. પૃથ્વીના અર્ધા ગોળા ઉપર તે પ્રકાશ

પાડશે તો અઘેગિળો અંધકાર વાળો રહેવાનો! જો આમ છે તો બાપડા મનુષ્યનું શું ગજું કે તે આખી પૃથ્વીમાં પોતાનો કીર્તિનો પ્રકાશ પાડી શકે? જેને મનુષ્યો પ્રભુ તરિકે, પ્રભુના અંશ તરિકે કે પેગંબર તરિકે પૂજે છે તેમને પણ નિંદનારા મનુષ્યો નહોતા એમ નહિ; ને અત્યારે પણ નથી એમ નથી. વળી દુનિયાનાં મનુષ્યોનો સ્વભાવ તો ગતાનુગતિક છે. એમાં યથાર્થ વિચાર કરીને બોલનારો કે વર્ત્તનારો અલ્પ ભાગ છે. બાકીના તો દેખાદેખી ચાલનારા ને બોલનારા મૂર્ખા જનો છે. એવા મૂર્ખજનો, સ્ત્રીઓ કે બાળકોનાં વખાણની કિંમત પણ શી છે? માટે કીર્તિની લાલસા પણ ગ્રહણ કરવા યોગ્ય નથી. લોકોને રાજી કરવાનું છોડી તમે પ્રભુને રાજી કરવાનું લક્ષ્યમાં રાખો. પ્રકૃતિ સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો વાળી છે. તમે જેવા ગુણો વાળા હશો તેવા ગુણો વાળા તમોને વખાણશે. તમે અફીણ ખાનારા બની, ડાયરામાં બેસી, અફીણીઆ સાથે અફીણ ખાશો તો તમને તે લોકો વખાણશે. તમે બીડી પીનારા ભેગા બેસી બીડીઓ પીશો ને પાશો તો તે તમને વખાણશે. પણ આ રીતે તમે આખી દુનિયાંને શી રીતે રાજી કરી શકશો? તમે તમારૂં સ્વહિત આચરો. લોકોની સ્તુતિ માટે તણાશો નહિ. કહ્યું છે કે

विद्यते न खलु कश्चिदुपायः सर्वलोकपरितोषकरो यः।
सर्वथा स्वहितमाचरणीयं किं करिष्यति जनो बहुजल्पः॥

**ભાવાર્થ:**—"જગતનાં તમામ માણસોને રાજી કરી શકાય એવો કોઇ ઉપાય છે જ નહિ. માટે બહુબોલા માણસો તમને શું કરવાના છે? તમે સદા પોતાના હિતનુંજ આચરણ કરો."

૩૪૮—જેમ ભંગીઆ લોકો, મરી ગયેલાં કુતરાં બિલાડાંને રસ્તામાં

ધસડે છે તેમ કીર્તિ મેળવવાની લાલસા તમને આ જગત્માં ધસડી જાય તેવું તમે ન ઇચ્છો. તમે પેલા ચિતારાના ચિત્રની વાત તો સાંભળી છે ના? જો તમે જગત્ પાસે તમારાં કામોનો ન્યાય કરાવવા જશો તો તેનાં ચિત્રોની દશા થઇ તેવી તમારાં કામોની પરીક્ષા થવાની. મતલબ કે જગત્માં લોકોવડે ખરેખરી પરીક્ષા કરાવીને તમારી સ્તુતિ થશે એમ માનશો નહિ. એક કોયલ હતી. તે જ્યાં ઘૂવડો, ચામાચિડીયાં ને એવાં એવાં અંધકારપ્રિય પંખીડાં વસતાં હતાં ત્યાં ગઇ, અને પંચમસુરે ટહૂકવા લાગી. ત્યાં એનો આ પ્રમાણે ન્યાય થયો.

### ઇંદ્રવિજય છંદ.

**કેત કહે પકરો ઇનકું, અબ અંજન યાતેં બહુ ઉતરેગો,**
**કેત કહે પકરો ઇનકું, ઇન નેત્રસેં ગુંજકો પુંજ ખરેગો;**
**ચાતક, કીર, મયૂર, મરાલ, ન ત્યાં કિનકું યે પોકાર ભરેગો,**
**કૌવા ઓર ઉલૂકકે રાજ્યમેં કો કિનપાસ પોકાર કરેગો.**

**ભાવાર્થ:**—કોઇ કહે એને પકડો, એના શરીરનો રંગ કાળો છે, એટલે તેમાંથી આંજણ ઘણું મળી આવશે! કોઇ કહે એને પકડો, એનાં નેત્રોમાંથી ચણોઠીઓનો જથો મળશે! જ્યાં ચાતક, પોપટ, મોર ને હંસ જેવાં પરીક્ષક પંખીડાંનો કેવળ તોટો હતો અને અંધકારપ્રિય ઘૂવડોનો સમૂહ રહેતો હતો ત્યાં જઇ પડેલી કોયલનો એવો અનાદર થાય તો એણે ફરિયાદ કોની પાસે કરવી ?

૩૪૯—માટે સંસારીજનોની સ્તુતિ-નિંદાની પરવા રાખ્યા વિના તમે પરમાત્મા તરફજ મન રાખો. લોકોની સ્તુતિ-નિંદા સાંભળી તમારાં મુખ તથા મન અવિકૃત રાખો. એક કવિ કહે છે કેઃ—

**ખૂંદી તો ધરતી ખમે, વાઢી ખમે વનરાય;**
**વેણ કવેણ તો સંત ખમે, જ્યમ સાગરે નીર સમાય.**

"ધરતીને ગમે તેટલી ખૂંદો પણ તે સહન કરે છે. વનરાજીમાંનાં ગમે તેટલાં ઝાડ વાઢી નાંખો પણ તે સહન કરે છે. એજ પ્રમાણે સંતપુરૂષો સ્તુતિ કે નિંદાનાં વેણો સાંભળી અવિકારી રહે છે. સાગરમાં ગમે તેટલું પાણી આવે છતાં તે અવિકારી રહે છે તે પ્રમાણે સંતપુરૂષોનાં મન સદા વિકાર રહિત હોય છે." કબીર કહે છે કેઃ—

**નિંદક હમેશ મત મરો, મરો હમેશ પૂત;**
**વો નરકે લે જાયગા, વો સરજેગા ભૂત;**

"અમારો પુત્ર મરતો હોય તો ભલે મરો, પણ અમારો નિંદક મરો માં. એ તો લાંબું જીવો. કેમકે પુત્ર તો મમતાની વાસના ઉપજાવનારો હોતાં નરકમાં લઇ જનારો તથા ભૂત સરજાવનારો છે. પણ નિંદક તો અમોને સુધારનારો છે; અમારા દોષો દર્શાવી અમને જાગ્રત્ કરનાર છે માટે તે ઘણું જીવો."

મતલબ કે લોકોની સ્તુતિ-નિંદાની વાસનાએ તમે સ્વકર્ત્તવ્યથી ચ્યૂત થશો માં.

૩૫૦—આ શરીર હું નથી; ફલાણું નામ છે તે પણ મારૂં નથી; શરીરનું હોય તો ભલે હોય. તેમજ બ્રાહ્મણ, વાણીઆ વગેરેની જાતિ હોય તો તે પણ શરીરની છે. મારૂં શુદ્ધ રૂપ તો એથી જૂદુંજ છે. મારૂં શુદ્ધ સ્વરૂપ તો બ્રહ્મ સ્વરૂપ છે. એને જાતિ પણ નથી. એને શરીર પણ નથી. એવો તમે અખંડ વિચાર જાગ્રત્ રાખો. એ વિચાર જાગ્રત્ રાખવા માટે **सोऽहं** નો જપ જપવાનું જ્ઞાનીજનો કહે છે. **सः+अहं** એ બે શબ્દોના એકઠા થવાથી **सोऽहं**

શબ્દ બનેલો છે. **સઃ** એટલે તે પરબ્રહ્મ **अहं** એટલે હું છું. જો તમે આ વિચાર જાગ્રત્ રાખશો તો તમને સંસારમાં દુઃખનું રજકણ પણ અડકી શકશે નહિ. એ જપ જપવાનો આગ્રહ કરતાં એક મહાત્મા કહે છે કેઃ—

**સોઽહં જાપ જપો મેરે સાધો!**
**કરના ફકીરી ફિર ડરના ક્યા?......સોહં જાપ જપો.**

**આસન અધર ધરો અસમાના, શૂન્યમંડળમેં કરો ધમસાના;**
**તાર ત્રિકૂટીમેં ઠહરાના, ઘાયલકું ફિર મરના ક્યા?**
**સોહં જાપ જપો.**

**શન્ય કુબાટ બિરાજે હંસા, વાકું લોહ નહિ હે મંસા;**
**તેજપુંજ, નહિ પાર પ્રસંશા, ચઢી કમાન ઊતરના ક્યા?**
**સોહં જાપ જપો મેરે સાધો!**

**ભાવાર્થઃ**—હે સૌમ્ય! હે પ્રિય સત્પુરુષ! તમે સદા **सोऽहं** "હું પરબ્રહ્મસ્વરૂપ છું." એ જપ જપો. તમે ફકીરી ધરી છે—તમે સાંસારિક વિષયોનો મનથી ત્યાગ કર્યો છે—તો ડરવાનું શું છે? જે પરબ્રહ્મની સમાન બીજું કશુંજ નથી એવા અદ્વિતીય બ્રહ્મપ્રદેશમાં તમારે આસન એટલે સ્થિતિ કરવાની છે. જે પરબ્રહ્મ દેશ, કાળ અને કાર્યકારણભાવથી બાધરહિત છે; ત્યાં તમારે ધમસાણ કરવાનું છે ને ઇડા, પિંગળાને રોકી સુષુમ્ણા નાડીદ્વારા બ્રહ્મરંધ્રમાં સ્વરૂપનો અનુભવ કરવાનો છે. પરબ્રહ્મના પ્રેમમાં તમે ઘાયલ તો થયા છો તો મરવાનો ભય શો છે? દૂધ અને જળ એટલે કે સત્ય અને અસત્ય વસ્તુને નોંખી પાડનાર એ હંસ—સર્વત્ર વિરાજી રહેલ છે; એને માંસ પણ નથી ને લોહી પણ નથી. એ તેજનો સમૂહ છે. એની પ્રસંશા કરતાં

પાર આવે તેમ નથી. તમે એનું લક્ષ્ય કરી કમાન ચડાવી છે તો હવે તીર પાછું શામાટે ખેંચવું, લક્ષ્યને વીંધો. હે સાધો ! તમે સદા સોહંનો જાપ જપો.

૩૫૧–વસ્તુતઃ સંસાર છેજ નહિ. જીવને અવિદ્યાને લીધે સંસાર ભાસે છે. અવિદ્યા એટલે શું ? અનિત્ય વસ્તુઓમાં નિત્યપણાની, અપવિત્ર પદાર્થોમાં પવિત્રપણાની, દુઃખરૂપ વસ્તુઓમાં સુખરૂપતાની અને જડવસ્તુઓમાં ચેતનતાની બુદ્ધિ થવી એનું નામ અવિદ્યા કહેવાય છે, વિદ્યાનું વિરોધી એટલે કે જે વિદ્યાવડે નાશ થવા યોગ્ય છે તેનું નામ અવિદ્યા છે.

૩૫૨–એ અવિદ્યાને લીધે અસ્મિતા–હુંપ–ણું અહંકાર–ઉપજે છે. એ અહંકારવડે દૃગ્શક્તિ ચેતન, અને દર્શનશક્તિ સાત્વિક અંતઃકરણ એની એકતાનો ભ્રમ થાય છે. એ એકતાને લીધે અસંગ પુરૂષ “ હું કર્ત્તા છું ” “ હું ભોક્તા છું ” એવું માને છે. એતુંજ નામ હૃદયગ્રંથિ છે, એનુંજ નામ ચિદ્જડગ્રંથિ છે, એ ગ્રંથિ શી રીતે છૂટે ? એ વિષે એક ભક્તકવિ નીચેના ભજનમાં સુંદર રીતે સમજાવે છે.

પદ.

મ્હારાં મનડાં શમીઆં મનમાં,
કોઇ મહા પદારથ તનમાં રેજી.

મનનું મન ત્યાં મનડાં શમાયાં, છોડયા તુચ્છ તન ધાગા;
જોઉં ખરો જગ નયન ન ભેદે, ભ્રમણા–ભય રહે આઘાં.
મનડાં શમીઆં રે જી......મ્હારાં.
ભરમ કરમ મ્હારી અનહદ ભૂમિના આંગણુ આગળ દાટયારેજી;
બુદ્ધિવૃંદ વિચાર–ચિંતવન સૌને સ્હજે કાપ્યાં........
મનડાં શમીઆં રે જી......મ્હારાં.

**ભાવાર્થઃ**—મ્હારૂં મન એટલે કે અંતઃકરણ, જે મનનું પણ મન છે એટલે કે અધિષ્ઠાન છે તેમાં શમાઇ ગયું છે. અંતઃકરણ અને આત્મા એ બંને નોખાં છે. અંતઃકરણમાં અનંત પ્રકારની વૃત્તિઓ, સાગરમાં જેમ લહરીઓ ઉઠે છે તેમ ઉઠયાજ કરે છે. એ વૃત્તિઓને દબાવી અંતઃકરણ જ્યારે આત્માકાર થાય છે ત્યારે તેનો નિરોધ થાયછે. જ્યારે એ દશા થાય છે ત્યારે અંતઃકરણ પોતાના અધિષ્ઠાનમાં લય પામે છે. એવો લય થાય ત્યારે ધાગા જેવું આ તુચ્છ તન ને તેની વાસનાઓ સહજમાં છૂટી જાય છે. એ સમયે 'આ દેહ મ્હારો છે,' 'આ સગાં મ્હારાં છે,' 'આ ઘરબાર મ્હારાં છે,' એવી ભ્રાંતિઓ રહેતી નથી. એ સમયે જગત્ દેખાય છે; પણ દૃષ્ટિમાં ભેદભાવ ઉપજાવતું નથી. શેનું ઉપજાવે? જ્યાં સર્વત્ર એક અધિષ્ઠાન ઓતપ્રોતપણે રહેલ છે એવો નિશ્ચય થયો, ત્યાં કોણ કોનાથી ભય પામે?" **आत्मानं चेद्विजानीयादयमस्मीति पूरुषः । किमिच्छन्कस्य कामाय शरीरमनुसंज्वरेत्** ("આ આત્મા હું છું" એવું જો પુરુષ અપરોક્ષપણે જાણે તો કોને માટે શું ઇચ્છીને શરીરની પછવાડે સંતાપ પામે? નહિજ.) એ બૃહદારણ્યક ઉપનિષદ્‌ની શ્રુતિ પ્રમાણે ભ્રમણાઓ અને ભયો દૂર થઇ જાય છે. એ અનહદભૂમિ—દેશ અને કાળથી પરિચ્છેદ રહિત—બ્રહ્મ તેના આંગણા આગળ મેં પાપપુણ્યનાં કર્મો, કર્માશયના હેતુરૂપ રાગદ્વેષો, રાગદ્વેષોના હેતુરૂપ અસ્મિતા ને અસ્મિતાના હેતુરૂપ અવિદ્યા એ સૌને દાટયાં છે. હવે બુદ્ધિ, વિચારોનાં દ્વંદો અને શુભાશુભ વૃત્તિઓના ઉછાળા તમામને મેં સહેલાઇથી કાપ્યાં છે. મારૂં મન...(હવે તો "મારૂં" અને "મેં" એ શબ્દોનો વ્યવહાર પણ માત્ર વાક્ય રચના ખાતરજ કરાય છે.) મહા પદાર્થમાં શમી ગયું છે." અંતઃકરણ જ્યારે વિષયાકારે થાય ત્યારે તે સ્થૂળ,

ચંચળ અને મલિન થાય છે. જ્યારે અંતઃકરણને બ્રહ્માકાર કરવામાં આવે છે ત્યારે તેની સ્થૂળતા, ચંચળતા અને મલિનતાનો ક્રમે ક્રમે ઘટાડો થતો જાય છે. ને એવો સતત્ અભ્યાસ રાખવાથી અંતઃકરણ છેલ્લે તદ્દન લય થઇ જાય છે. મનડું તેના અધિષ્ઠાનમાં શમી જાય છે. જ્યારે આ સ્થિતિ થાય છે ત્યારે જીવનું જીવપણું મટી જાય છે. ને તે સત્‌ચિત્ ને આનંદરૂપે વિલસી રહે છે. આ માનવતનમાં સૌએ એવો પ્રયત્ન કરવાનો છે. તેના વિના કદિ પણ શાંતિ થવાની નથી. આખા યોગશાસ્ત્રનો સાર હોય તો તે એજ છે. તેમજ આખા વેદાંત-શાસ્ત્રનો સાર હોય તો તે પણ એજ છે.

૩૫૩—જેમ કોઇ નદીનો પ્રવાહ એક બાજુ ચાલ્યો જતો હોય તેને બીજી દિશા તરફ વાળવો હોય તો જૂના પ્રવાહ ભણી બંધ બાંધીને વહન રોકવું; અને નવી દિશા તરફ ખોદાણ કરવા માંડવું. તો જૂના પ્રવાહની દિશા બદલાઇ નવી બાજુએ પાણીનો પ્રવાહ ચાલવા લાગશે. મોક્ષેચ્છુએ પણ એ રીતે 'કરવાનું છે. સાંસારિક વિષયો તરફ એના મનના વિચારો વહ્યા કરતા હોય તેને પહેલાં અટકાવવા જોઇએ. સંસારના વિષયો અસાર છે—શરીર ક્ષણભંગુર છે; લક્ષ્મી ચંચળ છે; કીર્ત્તિની વાસના એ પણ મિથ્યા લાલસા છે; સગાંવહાલાં સૌ સ્વાર્થથી ભરેલાં છે; લેણાદેણીનો સંબંધ છૂટતાં સૌ સૌને રસ્તે પડવાનાં છે; આવા આવા વૈરાગ્યના વિચા-રોએ સાંસારિક પદાર્થોભણી મનનું વહન બંધ કરવું, અને શુભ વાસનાવડે અશુભવાસનાઓને દબાવવી—દૈવી સંપત્તિવડે આસુરી સંપત્તિને દૂર કરવી—ને પછી તત્ત્વજ્ઞાનવડે એટલે કે આત્મા અને અનાત્મા પદાર્થના વિવેકવડે શુભવાસનાઓનો પણ ત્યાગ કરવો. એટલે આ જન્મમાં અહીંઆં ને અહીંઆંજ જીવન્મુક્તિનો આનંદ

મેળવી શકાશે. એવા જીવનમુકત પુરૂષો સોનાનું કમળ જેમ રાત્રે પણ કરમાતું નથી તેમ મહાન્ આપત્તિઓમાં પણ ગભરાતા નથી. તથા દીનતા ધારણ કરતા નથી. એવા જીવન્મુકત પુરૂષોનાં મુખારવિંદો હમેશાં આનંદે હસતાંજ જોવાય છે. ચંદ્રમા પોતાની શીતળતાને જેમ કાઇ કાળે છોડતો નથી તેમ આવા જીવન્મુકત જનો પોતાના શાંત સ્વભાવની શીતળતાને કદિ પણ છોડતા નથી. જળનો રાશિ સમુદ્ર જેમ પોતાની મર્યાદા કદિ પણ મૂકતો નથી તેમ વાસના રહિત જીવન્મુકત પુરૂષો પોતાની મર્યાદાનો કદિ ત્યાગ કરતા નથી. તમામ સ્થિતિઓમાં તેઓ આનંદીજ જોવાય છે. બધી સ્થિતિઓમાં આનંદની મસ્તી ગાતાં ગાતાં કબીર કહે છે કેઃ—

## ભજન.

આઠુ પહોર ઉછરંગ હો મન ! મોજ હમારે, આઠુ પહોર ઉછરંગ. ( ટેક. )
કોઇ દિન મેવા મીસરી ખાયા, કોઇદિન ભાજી લોન ન પાયા;
કબહુ સારા શહેર જમાયા, કબહુ બજતે ચંગ...હો મન...૧
કબહુ સાલ દુસાલા અંગે, કબહુ ફાટે તૂટે નંગે;
કબહુ અચ્છે રંગે ચંગે, કબહુ જીતે જંગ...હો મન...૨
કબહુ અંગ હોઈ મસ્તાના, કબહુ આપ લગે તોફાના;
કબહુ આય મોત મરજાના, કોઇ દિન હો છડે છંગ...હો મન...૩
લખચોરાશી દેખ તમાસા, ઉંચ નીચ ઘર લેતા બાસા;
કહત કબીર હુવા નિર્બાસા, હોઈ સદા અડબંગ...હો મન...૪

**ભાવાર્થઃ**—અમે આઠે પહોર આનંદમાંજ છીએ. અમારૂં મન સદા મોજમાંજ છે. સાંસારિક સ્થિતિ ગમે તે હો, એની અમને ક્ષેશ

પણ અસર કે પરવા નથી. કોઇ દિવસ જાતજાતના મેવા તથાં સાકરનાં મિષ્ટાન ખાવાનાં મળે છે, તો કોઇ દિવસ માત્ર ખાવાની ભાજી ને તે પણ મીઠા વિનાનીજ મળે છે; તેમ કોઇ દહાડો તો અમે વાજતે ગાજતે આખું નગર જમાડીએ છીએ. પણ તે બધી સ્થિતિઓમાં અમારા મનને તો સરખીજ મોજ છે. કોઇ દિવસ અમારા શરીરને ફાટયાંતુટયાં લુગડાં ન મળતાં નગ્ન રહેવાની સ્થિતિ હોય છે; તો કોઇ દિવસ જરિયાની સાલ દુસાલા ઓઢી રંગેચંગે ફરવાનું કે જંગમાં વિજય પ્રાપ્ત કરવાનું થાય છે; પણ તે તમામ સ્થિતિઓમાં અમારા મનને તો સરખીજ મોજ છે. કોઇ દિવસ શરીર ઘણુંજ આરોગ્ય જોવાય છે તો કોઇ દિવસ અનેક રોગગ્રસ્ત થઇ એકલાં મરણ પામતું જોવાય છે. પણ તેમાં અમારા મનને તો મોજજ છે. લખચોરાશીના ભ્રમણમાં કદિ ઉંચી યોનિમાં જન્મ થાય છે તો કદિ પશુ કે પંખીની યોનિમાં પણ જન્મ થાય છે. પરંતુ કબીર કહે છે કે હવે અમે વાસના રહિત છીએ અમને એની દરકાર નથી. કાં કે અમને સંસારી લોકો ભલે અડબંગ માને, પણ અમે અમારા બ્રહ્માનંદમાં નિમગ્ન છીએ.

૩૪૪ અરીસામાં મોં જોવું હોય તો અરીસાના કાચ ઉપર તેલની ચીકાશ, રજ કે કચરો કે, જે કાંઇ ડાઘાડૂઘી પડેલ હોય તે કાઢી નાંખવાં જોઇએ તથા અરીસાને બરાબર મુખની સામે ધરવો જોઇએ. એજ પ્રમાણે અંતઃકરણમાં બ્રહ્મભાવ પ્રકટાવવો હોય તો અંતઃકરણ ઉપર સાંસારિક વિષયોના સ્નેહની ચીકાશ ચોંટી હોય તે ચીકાશ દૂર કરવી જોઇએ. તેમજ કામ, ક્રોધ દંભ, મદ, મત્સરાદિ ધૂળ દૂર કરવી જોઇએ. એમ કર્યા વિના અરીસામાં સ્પષ્ટ મોં શી રીતે દેખાય? કેટલાક તો એવા હોય હોય છે કે બ્રહ્મ દર્શન કરવા ચાહે ખરા, પણ વૃત્તિઓને સંસાર

ભણીથી જરા પણ પાછી વાળેજ નહિ! એવા સજ્જનોને ઉંધા અરીસામાં મોં જોવા ઇચ્છનાર જંગલી મનુષ્ય જેવા ડાહ્યા કહેવા કે કેમ? તે તમેજ વિચારો. તુલસીદાસ કહે છે કેઃ—

**દોહરો.**

**કામ ક્રોધ મદ લોભકી, જબલગ મનમેં ખાન;**
**તબલગ પંડિત મૂર્ખહિં, સબહિ એક સમાન.**

**ભાવાર્થઃ**—"જ્યાં લગી કામ, ક્રોધ, લોભ અને મદની મનમાં ખાણ ભરેલી છે; ત્યાં લગી પંડિત હો કે મૂર્ખ હો, ગમે તે હો. સૌ એક હારમાંજ છે. માટે પહેલાં તો કામાદિ ષડ્‌રિપુઓને હણવાના છે.

૩૫૪ કામ મહા પ્રબલ છે. વેદ વ્યાસ જેમણે મહાભારતાદિ મહા ગ્રંથો લખેલા છે તેમને જૈમિની નામના શિષ્ય હતા. પોતાના ગુરૂવરના ગ્રંથો વાંચતાં વાંચતાં તેમણે આ શ્લોક વાંચ્યો.

**मात्रा स्वस्रा दुहित्रा वा नो विविक्तासनो भवेत् ।**
**बलवानिंद्रियग्रामो विद्वांसमपि कर्षति ॥**

**અર્થઃ**—"માતા, બેન કે પુત્રી હોય તો પણ તેની સાથે પુરૂષે એકાંતમાં રહેવું નહિ. કેમકે ઈંદ્રિયોનો સમૂહ મહા બલવાન છે; તે વિદ્વાનને પણ ઘસડી જાય છે." જૈમિનીને આમાં શંકા થઇ કે આ શ્લોકમાં 'વિદ્વાન્' શબ્દ લખાયો છે તે કાઢી નાંખવો જોઇએ. જો ઇંદ્રિયોનો સમૂહ તેને ઘસડી જાય તો તે વિદ્વાન્ શેનો? આ શંકા તેમણે ગુરૂજીને જણાવી. ને કહ્યું કે "વિદ્વાન્ હોય તેને કામાદિક ચળાવી શકેજ નહિ. ને જો ચળાવી શકે તો તેને વિદ્વાન્ કહેવાયજ નહિ! માટે વિદ્વાન્ શબ્દ પર +હડતાલ લગાડવી જોઇએ."

+ જૂના સમયમાં લહીઆઓ જ્યાં ખોટું લખાયું હોય ત્યાં હડતાળ ચોપડતા.

વ્યાસજી કહે, ભલે ભાઇ, બહુ સારૂં. હું બેચાર દહાડા વિચારી જોઉં છું. પછી ઠીક લાગશે તો ત્યાં હડતાળ લગાડીશું. ત્યાર પછી જૈમિની પોતાની પર્ણકુટીએ આવ્યા. વ્યાસજીએ પોતાના વિદ્વાન શિષ્યને શ્લોકની યથાર્થતા સમજાવવા ઉપાય કર્યો.

સાયંકાળ થયો ત્યાં તો આકાશમાં ઘનઘોર વાદળાંની ઘટા જામી. વીજળીના કડાકા શરૂ થયા ને પ્રલય સમીપમાં હોય તેવો મૂસળધારે વરસાદ વરસવા લાગ્યો. એ વરસાદમાં પર્ણકુટીના દ્વારમાં જૈમિનીઋષિ ઉભા રહી વિશ્વલીલાનું અવલોકન કરવા લાગ્યા. એટલામાં વિદ્યુતનો એક ચમકારો થયો ને તેમાં થોડે દૂર ઝાડના થડ પાસે એક સ્ત્રી ટાઢે ધ્રુજતી દેખાઇ. મૂસળધાર વૃષ્ટિમાં ભીંજાતી એક સ્ત્રી કોઇક સ્થળે આશરો શોધતી હતી. જૈમિનીને તેના પર દયા આવી. એટલે તેમણે પેલી સ્ત્રીને પર્ણકુટીમાં આવવાનું કહ્યું. લજવાતી લજવાતી તે બાળા મંદ મંદ પગલે ઋષિના આશ્રમમાં આવી. એનાં ઝીણાં વસ્ત્રાં જળથી ભીંજાઇ શરીરે ચોંટી ગયાં હતાં ને ઉંચાં નીચાં તમામ અંગોની જાણે ચાડી કરતાં હતાં. નૈસર્ગિક દયાળુ હૃદયના ઋષિએ હોમના કુંડમાંનો અગ્નિ કાષ્ટો મૂકી પ્રજ-વલિત કર્યો. ને એ બાળાને તપાડવા લાગ્યા. ભીંનાં વસ્ત્રો બદલાવવા પોતાનું વલ્કલ આપ્યું. પણ જન્મારામાં એ બાઇએ કદિ વલ્કલ પહેરેલું નહિ. એટલે મુનિ તેને વલ્કલ પહેરતાં શીખવવા લાગ્યા! એમ કરતાં તેનો શરીર સ્પર્શ થયો! એટલે ન પૂછો વાત! તપ તપી તપી લાકડા જેવાં કઠોર થઇ ગએલા મુનિના શરીરને એ નવ-યૌવના રમણીને શરીર સ્પર્શે કાંઇ જૂદીજ અસર કરી! મુનિનાં શરીરે રૂવાડાં ઉભાં થઇ ગયાં, ટાઢ વછૂટી અને અધરો કંપવા લાગ્યા! એક તો સબસે ખૂરી એકાંત, તેમાં વળી નજીકમાં નાજુક અંગોવાળી

નવ યૌવના મીનાક્ષી રમણી! અને તેનો શરીર સ્પર્શ! મુનિના પ્રસુપ્ત સંસ્કારો જાગ્રત્ થાય એમાં નવાઇ શી? મુનિ એનું વદન જોવા તલસી રહ્યા, પણ બાળા પોતાનો ઘુંઘટો ખોલે નહિ! આથી મુનિરાજની આતુરતા વધી. ને બોલ્યા:–" અહો બાલે! શા માટે સંકોચ ધરાવે છે? તારો મુખચંદ્ર તો બતાવ!" આટલું બોલી જૈમિનીએ એ સ્ત્રીનો ઘુંઘટો દૂર કર્યો! જુએ છે તો રમણીનું નહિ; પણ રૂપ બદલી અસલ સ્થિતિમાં આવેલું પોતાના ગુરૂજીનું મોટી ધોળી ડાઢીવાળું મુખારવિંદ જોયું! જૈમિની તો આથી અત્યંત લજવાઇ ગયા. ને નીચે મોંએ ભોંય ખોતરવા લાગ્યા. વ્યાસ ભગવાન પેલો શ્લોક યાદ કરાવી બોલ્યા:–" કેમ ભાઇ! એમાંના વિદ્વાન્ શબ્દ ઉપર હડતાળ લગાડવી છે ના?" જૈમિની શું બોલે? આથી વ્યાસજી બોલ્યા:– "ભાઇ! કામનો પ્રભાવજ એવો છે. ઇંદ્રિયો અને મન મહા ઠગારાં છે. ભલા ભલા જ્ઞાની અને યોગીવરોની વૃત્તિને તેણે ચલાવી દીધી છે, તો વિષયાસક્ત પામરોની તો વાતજ શી? માટે સમજુને ઘટે છે કે તેણે યુવાન મા, બેન ને પુત્રીની સાથે પણ એક આસને ને એકાંતમાં સ્થિતિ કરવી નહિ" માટેજ નિષ્કુલાનંદ સ્વામી કહે છે કે:–

રાગ જંગલો.

**ઉષ્ણ રતે અવની વિષે, બીજ નવ દિસે બહારજી;**
**ઘન વરસે વન પાંગરે, ઇંદ્રિય વિષય આકારજી. ત્યાગ ન.**
**ચમક દેખીને લોઢું ચળે, ઇંદ્રિય વિષય સંયોગજી;**
**અણભેટે રે અભાવ છે, ભેટે ભોગવશે ભોગજી. ત્યાગ ન.**

**ભાવાર્થ:**—"ઉનાળામાં આ પૃથ્વી ઉપર વેરાએલાં ભિન્ન ભિન્ન જાતની વનસ્પતિઓનાં બીજો જોવામાં આવતાં નથી; પણ જ્યારે વરસાદ વરસે છે; ત્યારે ખડ તથા જૂદી જૂદી વનસ્પતિઓ

ઉગી નીકળે છે. તેજ પ્રમાણે ઇંદ્રિયો અને તેના વિષયોનું સમજવું. લોહચુંબકને જોઇને જેમ લોઢું ચલિત થાય છે, તેમ વિષયોનો સંયોગ થતાં ઇંદ્રિયો ચલાયમાન થાય છે. જ્યાં લગી વિષય—ભોગ સમીપ ન હોય ત્યાં લગી ઇંદ્રિયો કબજામાં હોય એવું ભાન થાય છે. પણ વિષય સમીપ આવતાં ઈંદ્રિયો ભોગ ભોગવવા તૈયાર થાય છે. માટેજ વિદ્વાન્ માણસે પણ પોતાનાં મન અને ઈંદ્રિયોને વિશ્વાસે રહી સ્ત્રી જાતિ સાથે એકાંત પ્રસંગ લાવવો નહિ. એક કવિ કહે છે કે,

### દોહરો.

**ઇંદ્રિય—દમ, લજ્જા, બિનય, તાં લોં શુભ સબ કર્મ;**
**જોં લોં નારિ—નયન સર, છેદત નાંહિ મર્મ.**

**ભાવાર્થ:**—"ઈંદ્રિયોને વશ રાખવાની શક્તિ, લાજ, અને વિનય એ બધાં જ્યાં લગી સ્ત્રીનાં નયનબાણે મર્મ ભેદાયેલ નથી ત્યાં લગીજ પુરૂષમાં ટકી રહે છે. જ્યારે પુરૂષના હૃદયમાં નયનબાણ વાગ્યાં ત્યારે એ તમામ પલાયન કરી જાય છે."

૩૫૬ ક્રોધ પણ એવોજ અનર્થ કરનાર છે. ધનવાસના અને સ્ત્રી-વાસનાનો ત્યાગ કરનાર યોગીવરો પણ ક્રોધ પાસે હાર ખાઇ ગયા છે. દુર્વાસા જેવા મુનિઓ એના દૃષ્ટાંત રૂપ છે. એક સાધુ બાવાની ક્રોધજીતપણાની પરીક્ષા કરવાનો એક માણસે નિશ્ચય કર્યો. તે બાવાની પર્ણકુટી પાસે ગયો ને બોલ્યો:—"બાવાજી! થોડી આગ હૈ?" બાવાજીની પર્ણકુટીમાં દેવતા નહોતો. એટલે તેણે શાંતિથી જવાબ આપ્યો:—"નહિ ભાઇ! આગ હમારે પાસે નહિ હૈ" હવે ખરી વાત તો એ હતી કે પેલા માણસે તો ક્રોધને આગની ઉપમા આપીને મર્મમાં સવાલ પૂછ્યો હતો. પણ બાવાનું બિચારાનું શું ગજું કે તે એ વાત સમજે? પેલો માણસ

ફરી બોલ્યોઃ-“ મહારાજ! હોય ગા, હોય ગા, દેખો દેખો, થોડીસી દીજીએ.” બાવો તાણીને બોલ્યોઃ-“ અજી, નહિ હૈ, ક્યોં જીદ કરતે હો?” બાવાજીના કંઠમાં ક્રોધનાં ચિન્હો પ્રકટ થયેલાં જોઇ વળી પેલો માણસ બોલ્યોઃ-“ મહારાજ! દબીસી ધુનીમેં માલુમ તો હોતી હૈ, ઔર આપ કહેતે હો કે નહિ હે વો ક્યા બાત હૈ?” આથી ખાખી બાવો વધારે ગુસ્સે થયો ને બોલ્યોઃ-“ અબે ચલા જા, કૈસા લબાડ આદમી હૈ? કહેતે હૈ કે નહિ હૈ તોભી માંગીહિ જાતા હે?” વળી પેલો માણસ બોલ્યોઃ-“ મહારાજ, ધુંવા તો નીકલતા હૈ, તો કુછ થોડીસી દીજીએ.” બાવાજી બોલ્યાઃ-“ અરે તેરી એસી તેસી” આટલું બોલી ચીપીઓ લઈ મહારાજ મારવા ઉઠયા. પેલો માણસ બોલ્યોઃ-“ અબ તો આગ જલને લગી, ઔર ભભકાય ઉઠી, ઔર આપ કહેતે હો કિ આગ નહિ હૈ? નહિથી તો કૈસે જલને લગી?” મતલબ કે બાવાજીના હૃદયમાં ક્રોધ હતો એજ આગ હતી.

ક્રોધને અગ્નિની ઉપમા આપવાનું કારણ એ છે કે અગ્નિ જેમ પોતાને આશ્રય આપનારને બાળે છે તેમ ક્રોધ પણ આશ્રય આપનારને તથા આસપાસનાંને તપાવે છે. ક્રોધાવેશમાં મનુષ્યો ન કરવા યોગ્ય કામો પણ કરી બેસે છે, માટે વિવેકીજનોએ ક્રોધને ત્યજવા યોગ્ય છે. એક ઠેકાણે કહ્યું છે કેઃ—

**अपकारिणि कोपश्चेत् कोपे कोपः कथं न ते ।**
**धर्मार्थकाममोक्षाणां प्रसह्य परिपंथिनि ॥**

**ભાવાર્થઃ**—“ જો તને અપકારી ઉપર ક્રોધ થતો હોય તો તારા ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ ચારે પુરૂષાર્થોનો નાશ કરનાર

ક્રોધ ઉપર શા માટે ક્રોધ થતો નથી?" મતલબ કે સત્પુરૂષોનાં હૃદયો ક્રોધને રહેઠાણ આપતાં નથી. જો તમારા ઉપર કોઇ કોપ કરે તો તમારે આવો વિચાર કરવો.

न मेऽपराधः किमकारणे नृणां
मदभ्यसूयेत्यपि नैव चिन्तयेत् ।
न यत्कृता प्रागुभवबन्धनिःसृति
स्ततोऽपराधः परमोऽनुचिन्त्यताम् ॥

**ભાવાર્થઃ**—"મારો કાંઇ વાંક નથી છતાં લોકો નિષ્કારણ મારી નિંદા શામાટે કરતા હશે? આવો વિચાર માણસે કરવો નહિ. પણ એવોજ વિચાર કરવો કે મેં પહેલાં સંસારરૂપી બંધનમાંથી મુક્ત થવાનો ઉપાય ન કર્યો, એજ મારો મહાન અપરાધ છે. જો મેં પહેલાંજ એ ઉપાય કર્યો હોત તો આજે શરીરજ ન હોત. તો લોકો કોની નિંદા કરત?"

ક્રોધ એ મેળવેલાં પુણ્યોને નાશ કરનાર છે; માટે પોતાનું શ્રેય ઇચ્છનારે ક્રોધવશ થવાની ટેવનો ત્યાગ કરવો. ક્રોધશત્રુ કેટલાં નુકસાનો કરે છે તે વિષે કહ્યું છે કેઃ—

### મનહર છંદ.

ક્રોધરિપુ આંખ છતાં અંતરે અંધાપો આપે,
ક્રોધરિપુ કાન છતાં બધિર બનાવે છે;
ક્રોધરિપુ રૂડી રીતિ નીતિને રખાવે દૂર,
ક્રોધરિપુ ભારે ભારે લાભને ભૂલાવે છે;
ક્રોધરિપુ વિનય વિવેક વિસરાવી દીએ,
ક્રોધરિપુ દુષ્ટ દુરાચારમાં દટાવે છે;
કેશવ કહું શું ક્રોધરિપુતણું દુષ્ટપણું,
ભવાટવીમાંહિ ભૂંડે હાલે ભટકાવે છે.

૩૫૭ લોભ પણ મહા હાનિકારક છે; માટે સાંસારિક વિષયોપ્રતિ લોભ ન રાખતાં સત્સંગ પ્રતિ, તત્વ જાણવા પ્રતિ અને બ્રહ્માકારવૃત્તિ કરવા પ્રતિ કરવો. કેમકે સાંસારિક વિષયોપ્રતિ લોભ એ પાપનું મૂળ છે. જુગારીઓ જુગાર રમે છે તે પણ ધન લોભ માટેજ છે. ચોરો ચોરી કરે છે તે પણ ધનલોભ માટેજ છે. ખૂન કરનારા ખૂન કરે છે તે પણ ધનલોભને માટે છે. તેથી ધનની અસારતાનો વિચાર કરી ઇશ્વરે આપેલી સ્થિતિમાં સંતુષ્ટ રહેવું. “લોભ પાપનું મૂળ છે” એ કહેવત અક્ષરશઃ સત્ય છે. મધ ચૂસવાને લોભે પેલા ભમરાની જેવી માઠી દશા થઇ હતી, તેવી માઠી દશા ધનલોભે મનુષ્યોની થાય છે. એક ભમરો કમળમાં મધ ચૂસવા બેઠેલો હતો. મધ ચૂસતાં ચૂસતાં સૂર્યાસ્તનો સમય થયો ને કમળ બીડાવા માંડ્યું. ભમરે એકવાર ઉડવાની અભિલાષા કરી, પણ મધુલાલસાએ તેને તેમ કરતો અટકાવ્યો. આથી ભમરો વિચાર કરવા લાગ્યો.

**रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातं**
**भास्वानुदेष्यति हसिष्यति पंकजश्री ।**
**इत्थं विचिन्तयति कोशगते द्विरेफे**
**हा हन्त हन्त नलिनी गजमुज्जहार ॥**

**ભાવાર્થઃ**—“અરે! આ રાત્રિ તો હમણાં પૂરી થઇ રહેશે, સુંદર પ્રભાત ખીલશે, સૂર્યનો પુનઃ ઉદય થશે, અને આ કમળની લક્ષ્મી ફરી હસવા લાગશે! તો ઉતાવળ શી છે?” આવો વિચાર કરતો કરતો તે કમળમાંજ બેઠો રહ્યો. જો કે મોટાં લાકડાંને વીંધવાને પણ ભમરો સમર્થ છે, તોપણ લોભવશ થઇ તે તેમાં બેઠોજ રહ્યો. એટલામાં એક હાથી ત્યાં આવ્યો. તેણે કમળને ઉખાડી પોતાની સૂંઢમાં મૂકી દીધું! ને ભમરાની આશા મનમાં ને મનમાંજ રહી ગઇ!”

૩૫૮ મોહ પણ લખચોરાશી ભમાવનાર છે. આ શરીર મારૂં છે, આ સ્ત્રી મારી છે, આ પુત્ર મારો છે, આ બંગલો મારો છે, એવા એવા મોહમાં માણસો જીવનનો હેતુ ભૂલી જાય છે. પણ એ સૌ કાળનો કોળીઓ છે એ વાત ભૂલી જવાય છે. આ સંસારને આપણે પંડે વળગી રહ્યા છીએ. સંસાર કાંઇ આપણને પરાણે વળગતો નથી. કહેવાય છે કે એક શ્રીમંત માણસે ઘણાં પુણ્યો કર્યા. એનો પુણ્ય સમૂહ ઘણો થવાથી તેને તેડવા સ્વર્ગમાંથી વિમાન આવ્યું. ને વિષ્ણુના પાર્ષદોએ એ શેઠીઆને સ્વર્ગમાં તેડી લાવવાનો પ્રભુનો પરવાનો બતાવ્યો. આ સમયે શેઠે પોતાની પત્ની તથા પાંચ વર્ષના પુત્રને પણ સાથે લઇ જવા તૈયાર કર્યા. પાર્ષદો બોલ્યાઃ—"શેઠજી! વિમાનમાં તમને એકલાનેજ બેસાડવાની પ્રભુ આજ્ઞા છે. તમારાં સ્ત્રીપુત્રોને અમે વિમાનમાં બેસવા દેશું નહિ" ત્યારે મોહવશ થએલા શેઠ બોલ્યાઃ—"ભલે, પણ હું વિમાનમાં ન બેસું અને વિમાનના પાયા પકડી લટકતો આવું તો તમને હરકત છે?" પાર્ષદો કહે "ભલે, જેવી તમારી મરજી." હવે શેઠે પોતાની સ્ત્રી તથા પુત્ર સાથે સંકેત કર્યો કે વિમાન ઉડે ને હું જેવો તેનો પાયો ઝાલું, તેવાંજ તમો બંને મારે પગે વળગજો: એટલે તમે પણ મારી સાથે સાથે સ્વર્ગમાં આવી શકશો." સંકેત પ્રમાણે વિમાન ઉડતાં પેલાં સ્ત્રીપુત્ર શેઠને પગે વળગ્યાં ને સ્વર્ગ ભણી ચાલ્યાં. જતાં જતાં અધવચ્ચ શેઠનો છોકરો રોવા લાગ્યો. એટલે પુત્રને તેનો બાપ સમજાવવા લાગ્યો. "ચૂપ રહે બાપુ! તને હું થોડીવારમાં પેંડા ને જલેબી આપીશ" પણ છોકરો છાનો રહે નહિ. છેલ્લે મોહવશ થએલા બાપે હાથ પહોળા કરી છોકરાને કહ્યું "છાનો રહી જા બેટા, તને આટલી

બધી મીઠાઇ આપીશ." પણ એમ બોલતાં તો વિમાન હાથમાંથી છૂટી ગયું ને ત્રણે જણાં ભોંયે પડયાં. સ્ત્રીપુત્રાદિનો મોહ એવો બળવાન છે. કહ્યું છે કે "अहह गहनो मोहमहिमा," અહો, મોહનો મહિમા મહાગહન છે. જેમનાં આવરદા બ્રહ્મા જેવડાં લાંબાં હતાં તે પણ મરી ગયા છે, તો ક્ષણભંગુર માનવીનું શું ગજું છે? એમ સમજી સંસાર પ્રતિનો મોહ ઘટાડવો. કહ્યું છે કે:—

**મત્તગયંદવૃત્ત.**

**મેરેહિ ઉંટ સબે હય કુંજર, મેરેહિ યા સબ દેશ અધીનો;**
**મેં અતિ રીઝ કે મોજ કરૂં અરૂ, મેં સબહિ જગમેં જશ લીનો;**
**મેરેહિ ધામ ત્રિયા મનરંજન, કામકલા મહિં જાન પ્રબીનો,**
**બ્રહ્મમુનિ કહ યું નહિ જાનત, મેં મતિહીન હું કાલ-ચબીનો.**

**ભાવાર્થ:**—"આ ઉંટ, ઘોડા અને હાથીઓ મારા છે; આ બધો દેશ મારો છે. ને મારે આધીન વર્તનારો છે. હું અતિ રીઝું તો ભારે આનંદ કરૂં ને કરાવું એવો છું. મેં આખી પૃથ્વીમાં નામના કરી છે. મારે ઘેર મનરંજન કરાવે એવી પત્ની છે. તેમજ હું કામશાસ્ત્રમાં નિપુણ છું. આવું આવું માણસ પોતાના મનમાં જાણે છે. પરંતુ બ્રહ્માનંદમુનિ કહે છે કે હું મતિમંદ છું ને કાળનું ચાવણું છું; એવું માણસ સમજતો નથી." ક્ષણભંગુર શરીર અને ક્ષણભંગુર સંસારનો મોહ શો? જેના શિર ઉપર છત્ર ધરાતાં, જેની પાસે છડીઓ ઝાલી છડીદારો "ઘણીખમા"ના પોકારો કરતા, જે રાજાઓ હાથીઓની અંબાડીઓમાં બિરાજતા ને જેમના ભાગ્યમાં અપાર દોલત ભોગવવાનું હતું તેઓ પણ ભડૂક ભડૂક થતી ચિતામાં બળી ભસ્મીભૂત થયા છે. વળી

### પ્લવંગમ છંદ.

ભોગવતા ઉપભોગ મહાસુખ માણતા,
જોતાં જોગ અજોગ જરી નહિ જાણતા;
કીધા દામ કરોડ ખજાને ખાણમાં,
સૂતા તાણી સોડ મસીદ મસાણમાં.

મતલબ કે એક દહાડો મરવું એ તો નિશ્ચિત વાત છે; તો નાશવંત શરીરની તથા નાશવંત સંસારની મમતા શામાટે રાખવી? કહ્યું છે કે:—

દુનિયામેં અપના જી કોઇ બહેલાકે મર ગયા,
દિલ તંગિયાંસે ઓર કોઈ ઉકતાકે મર ગયા;
આકિલથી વોહતો આપકો સમઝાકે મર ગયા,
બેઅકલ છાતી પીટકે ઘબરાકે મર ગયા;
દુ:ખ પાકે મર ગયા કોઇ સુખ પાકે મર ગયા,
જીતા રહા ન કોઇ હરએક આકે મર ગયા. (૧)
ગર લાખ અશરતોસેં હે દિલમેં યે ધૂમધામ,
યા સો મુસીબતોસેં હુવા ગમકા અજદહામ;
આખિરમેં જબ અજલને કિયા આનકર સલામ,
ગમમેં કિસી હસીંકે કોઈ હો ગયા તમામ;
કોઇ હુર પરિયાં છાતીસેં લિપટાકે મર ગયા;
જીતા રહા ન કોઈ હર એક આકે મર ગયા. (૨)

**ભાવાર્થ**—કોઇ તો દુનિયાંમાં પોતાના જીવને રાજી કરીને મરી ગયા અને કોઇ ભીડમાં કંટાળીને મરી ગયા. જે અક્કલવાળા હતા તે પોતાના મનને સમજાવીને મરણ પામ્યા, પણ જે અક્કલ વિનાના હતા તે છાતી કૂટી કૂટી ગભરાઇને મરી ગયા. કોઇ દુ:ખી

થઇ મુઆ ને કોઇ સુખી થઇ મુઆ. પણ જીવતા કોઇજ રહ્યા નહિ. દરેક પૃથ્વીપર આવી મરણ પામ્યા. (૧) જો કે લાખો મોજ મઝાહની અંતરમાં ધામધૂમ હોય અથવા તો સેંકડો મુશીબતોનો પર્વત માથા ઉપર તૂટી પડ્યો હોય તોપણ છેવટમાં મૃત્યુએ આવી જ્યારે સલામ કરી ત્યારે સૌ પોતાના સ્વભાવ પ્રમાણે હસતાં હસતાં કે રોતાં રોતાં શરીર છોડી ચાલ્યા ગયા. કોઇ પોતાની દેવાંગના જેવી રમણીઓને છાતી સાથે ચાંપીને મરણ પામ્યા! પણ કોઇ જીવતું રહ્યું નહિ; દરેક માણુસ આવીને મરી ગયું છે. (૨)

૩૫૯ અમુક રંગનાં કપડાં પહેરવાથી, અમુક પ્રકારનું કપાળમાં તિલક કરવાથી કે અમુક જાતની કંઠી બાંધવાથી મોક્ષ મળશે એવું માનશો માં. તેમજ વિરકત, વૈષ્ણવ, ભગત, નંદ કે પુરી નામ ધારણ કરવાથી પણ પાર પહોંચી જવાય એવું સમજશો ના. જ્યાં લગી અહંતા અને મમતાનો ત્યાગ થયો નથી; જ્યાં લગી હું કર્ત્તા છું ને હું ભોકતા છું એવું અભિમાન ગલિત થયું નથી; ત્યાં લગી બધા ધૂમાડાના બાચકા છે. અખોભકત કહે છે કે:—

**રંગ ચડે તે સામો મેલ, પોત રહે તો સામું સ્હેલ,**
**સૌ કોની માયા છે માત, મળવા ન દિયે કેને તાત;**
**પિતાતણું વદન જે જુએ, તે માતાને અંક ન સુએ;**
**તાત ભજંતાં આડી થાય, અખા સહુ માયા ગુણ ગાય.**

**ભાવાર્થ:**—"ભગવાં કર્યાં એ તો ઉલટો ધોળા ઉપર મેલ ચડાવ્યા જેવું છે. એના કરતાં મૂળ સ્વચ્છતા રાખી હોત તોજ ઠીક હતુંઃ એ તમાસા તો બધા માયાના છે. માયાજ એ બધા ખેલોની જનેતા છે. તે પિતા પરબ્રહ્મને મળવા દેતા નથી. જેણે પિતા પરબ્રહ્મનાં દર્શન કર્યાં છે, જેણે પરબ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત કરી સાક્ષાત્કાર

કર્યો છે તે તે માતાને ખોળે સૂએ તેમ નથી. પણ એ થવું કઠણુ છે. સૌ માયાનાજ ગુણો ગાય છે.”

૩૬૦ ખરો વૈષ્ણુવ કેવો હોય ? એ વિષે શ્રીમદ્‌ભાગવતમાં લખે છે કેઃ—

**देहेन्द्रियप्राणमनोधियां यो ।**
**जन्माप्ययक्षुद्भयतर्षकृच्छ्रैः ॥**
**संसारधर्मैरविमुह्यमानः**
**स्मृत्या हरे र्भागवतप्रधानः ॥ ११। २। ४९**

**न कामकर्मबीजानां यस्य चेतसि संभवः**
**वासुदेवैकनिलयः स वै भागवतोत्तमः ॥ ११। २। ५०**

**ભાવાર્થ**:—ખરો ભગવદી કોણુ ? જન્મ મરણુ એ શરીરના ધર્મો છે, ભૂખ તરસ આદિ પ્રાણુના ધર્મો છે અને ભય ચિંતા આદિ મન બુદ્ધિના ધર્મો છે. આ પ્રમાણે સમજીને, પ્રભુના સતત સ્મરણે સાંસારિક ધર્મોથી મુંઝાય નહિ, તેને ઉત્તમ વૈષ્ણુવ સમજવો. (૪૯) જેના ચિત્તમાં કામનાનાં અને કર્મોનાં બીજોની ઉત્પત્તિ ન હોય, તથા જેને એક ભગવાનનોજ આશ્રય હોય તેને ઉત્તમ વૈષ્ણુવ જાણુવો. (૫૦)

૩૬૧ ખરો વૈષ્ણુવ કોને કહેવાય ? જે ભગવાનના ગુણોનું શ્રવણુ કરે, જે ભગવાનના ગુણોનું કીર્તન કરે, જે ભગવાનનું હમેશાં સ્મરણુ કરે અને ભગવાનનેજ નિમિત્તે બધાં કર્મો કરે તે ખરો વૈષ્ણુવ કહેવાય. ભગવાનનું સ્મરણુ કરતાં જેના શરીરનાં રોમાંચો ઉભાં થાય, ભગવાનનું સ્મરણુ કરતાં કરતાં જે કોઇ વાર હસતો, કોઇ વાર રડતો, કોઇ વાર ગાતો, કોઇ વાર નાચતો અને કોઇ વાર તદાકાર થઇ જતો હોય તે ખરો વૈષ્ણુવ જાણુવો. જે પોતાનાં

યજ્ઞ, દાન, તપ, જપ, ધર્મ, પુણ્ય, વગેરે તમામ ઇશ્વરાર્પણ કરતો હોય, એટલુંજ નહિ પણ પોતાના પ્રિય પદાર્થો સ્ત્રી પુત્રાદિ પણ ઇશ્વરાર્પણ કરતો હોય તેને ખરો વૈષ્ણવ જાણવો. બધુંજ ઇશ્વરનું છે અને કર્તા કરાવતા રૂપે ઇશ્વરજ છે; એમ માની જેણે પોતાનો અહંભાવ ટાળી નાખ્યો હોય તે પણ ખરો વૈષ્ણવ છે. જો આટલું સમજાય તો પણ બસ છે. પણ જીવો શું કરે છે તે જાણો છો? જો પુણ્યનાં કે યશનાં કામો થાય તો તેનો ભાર-કર્તાપણાનું અભિમાન-જીવો પોતાને માથે લે છે, અને પાપનાં કામો કરતાં એ ભાર ઇશ્વરને માથે મૂકે છે. પણ એથી પ્રભુ ઠગાય તેમ નથી. એ તો ઠગોનો પણ મહા ઠગ છે. આખા વિશ્વને ઠગનારી માયાનો પતિ છે. એ માયાપતિને બાપડો ક્ષુદ્ર જીવ શું ઠગવાનો હતો? હા. જો શુદ્ધ મનથી બધુંજ ઇશ્વરાર્પણ કરવામાં આવે, અને હુંપણાનું અભિમાન શુદ્ધમને છોડી દેવામાં આવે તો બંધમોક્ષથી છૂટી જવાય એમાં નવાઇ જેવું નથી. આ વિષે કહેવાય છે કે:—

વેલીબાઇ નામે એક ભલી અને ભોળી ડોશી કોઇ તીર્થક્ષેત્રમાં રહેતી હતી. બુદ્ધિની એનામાં જો કે તાણ હતી; તો પણ સાધુ સંતો ઉપર એના મનમાં ઘણો ભક્તિભાવ હતો. એક વાર એ ડોશી હાથમાં લાકડી લઇ ઠીંગતી ઠીંગતી ચાલી આવતી હતી ત્યાં સદ્ભાગ્યે તેને રસ્તામાં નારદજી મળ્યા. ડોશીએ સાધુપુરૂષ જાણી તેમને નમન કર્યું અને "મહારાજ! મારૂં કલ્યાણ થાય એવો માર્ગ બતાવો" એવી માગણી કરી. નારદજીએ જાણ્યું કે આ ડોશીને જ્ઞાનવૈરાગ્યની વાત કહીશું તો તે સમજશે નહિ. માટે સીધે સીધો ને સહેલામાં સહેલો માર્ગ બતાવવોજ યોગ્ય છે. તેથી બોલ્યા:—"ડોશીમા! તમે જે કાંઇ

કરો તે "હું કરૂં છું એમ માનજો માં. સવારથી સાંજ સુધી તમે જે જે કામો કરો તે **શ્રીકૃષ્ણાર્પણમસ્તુ** એટલે કે ભગવાનને અર્પણ કરૂં છું એવી સમજણે કરજો. એટલે તમારૂં કલ્યાણ થશે. તમારે માટે એ રસ્તો બસ છે." આટલું કહી નારદજી તો વિદાય થયા.

ભણેલા કરતાં અભણનાં તથા પુરૂષો કરતાં સ્ત્રીઓનાં હૃદય વધારે સરલ હોય છે. ડોશીમાએ તો ઋષિનાં વચનો હૃદયમાં કોતરી લીધાં. ને દૃઢ નિશ્ચય કર્યો કે કાલ સવારથી ચોક્કસ એમ કરવું. વળી આ તો નિયમ છે કે જે કામો તીવ્ર ઉત્સુકતાથી કરાય તે વહેલાં સિદ્ધિ આપનારાં થાય છે; અને મંદ ઉત્સુકતાથી કરાય તે મોડાં ફળદાયી થાય છે. આથીજ યોગશાસ્ત્ર કહે છે "**તીવ્રસંવેગાનામાસન્નः समाधिलाभः**" (તીવ્ર સંવેગ વાળાઓને જલ્દી સમાધિ પ્રાપ્ત થાય છે.) ડોશીની શ્રદ્ધા તીવ્રતર હતી; એટલે ફળસિદ્ધિ વહેલી થાય એમાં આશ્ચર્ય જેવું નહોતું. ડોશી તો સવારમાં ઉઠી. ઘર વાળ્યું અને સૂપડામાં પૂંજો ભરી ઉકરડે નાંખવા ચાલી. ત્યાં નારદજીનું વચન સાંભર્યું. એટલે ઉકરડે કચરો ફેંકતાં ઉત્કટ શ્રદ્ધાથી બોલીઃ–"**શ્રીકૃષ્ણાર્પણમસ્તુ** કચરો ઉડી વૈકુંઠમાં શ્રીકૃષ્ણના ઉપર પડ્યો ને ભગવાનનાં પીતાંબરને ધૂળ ધૂળ કરી મૂક્યું! વૈકુંઠના સૌ વિસ્મય પામ્યા કે આ શું? ત્યાં તો ડોશીમા મળમૂત્રનો ત્યાગ કરવા ગયાં; ને ત્યાં પણ **શ્રીકૃષ્ણાર્પણમસ્તુ** કરતાં આવ્યાં! જોઇ લ્યો પ્રભુની દશા! ભગવાને જોયું તો જણાયું કે નારદના ઉપદેશનું આ પરિણામ છે. એટલે નારદને બોલાવી હકીકત કહી. નારદજી પણ હકીકત સાંભળી મુંઝાયા. એકદમ તેમણે ડોશી પાસે જઇ કહ્યું "અરે ડોશી! આ શું કર્યું? શું મેં આવું કૃષ્ણાર્પણ કરવાનું કહ્યું

હતું?" આટલું બોલી તેમણે ડોશીના ગાલ ઉપર જોરભેર લપડાક લગાવી. એટલે ડોશી બોલી "શ્રીકૃષ્ણાર્પણમસ્તુ" ત્યાં તો લપડાક લાગી શ્રીકૃષ્ણને! તરતજ ગાલ પંપાળતા પંપાળતા પ્રભુ ડોશી પાસે આવ્યા, ને ડોશીની એકનિષ્ઠાથી પ્રસન્ન થઇ તેને દર્શન આપ્યાં. તથા આ ડોશી તો કાંઇનું કાંઇ કરશે સમજી વૈકુંઠમાં લઇ ગયા. તાત્પર્ય કે તીવ્ર ઉત્સુકતાથી મમતાનો પોટલો માથેથી કાઢી નંખાય તો પણ સિદ્ધિ થાય તેમ છે. પણ લાભ થાય તે મારો, ને હાનિ થાય તે પ્રભુની: એવો મઝીઆરો વેપાર પ્રભુ સ્વીકારે એમ નથી. તમામ અહંભાવ બુદ્ધિમાંથી મટી જવો જોઇએ.

૩૬૨ ગુરુ વિના જ્ઞાન થતું નથી; માટે ઇશ્વર સંબંધી જ્ઞાન પ્રાપ્ત કરવા માટે પણ ગુરુની આવશ્યકતા છે. એ ગુરુ પણ ઇશ્વરમાં અત્યંત નિષ્ઠાવાળા તથા જ્ઞાનવાળા જોઇએ. એકલી ઇશ્વરપ્રતિ નિષ્ઠા હોય પણ જ્ઞાન ન હોય તો શિષ્યોના મનની શંકાઓનું તે સમાધાન કરી શકે નહિ. વળી એકલું જ્ઞાનજ હોય ને નિષ્ઠા ન હોય તો તેમના પર શ્રદ્ધા થાય નહિ. માટેજ શાસ્ત્રો શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ ગુરુનું શરણું લેવાનું કહે છે.

લોભાગુ ગુરુઓ આજકાલ ઘણા જોવામાં આવે છે; ગુરુ નામ ધારણ કરવાથી ગુરુ થવાતું નથી. જે શિષ્યોના હૃદયમાં રહેલો અજ્ઞાનનો અંધકાર નિવારણ કરી શકે તેજ ગુરુ કહેવાય. "લોભી ગુરુ ને લાલચુ ચેલા" એ તો "દોનું નરક મેં ઠેલં ઠેલા" થવાનો વ્યાપાર છે. અખો ભકત કહે છે કે—

છપ્પો.

**ગુરુ થઇ બેઠો હોંસે કરી, કંઠ પહાણ શકે કયમ તરી;**
**ન્હાની નારી હવું પ્રસૂત, વળતી વાધે નહિ અદ્ભુત;**

**પોતે હારિ નહિ જાણે લેશ, કાઢી બેઠો ગુરુનો વેશ.**
**એવા ગુરુ ઘણા સંસાર, તે અખા શું મૂકે પાર;**
**તુંબડું જ્યમ માંહેથું મરે, જે લઈ પેશે તે સૌ તરે;**
**પારો મુવો તે રોગ નિર્ગમે, પછે ભોજન તે બ્હોળું જમે;**
**તેમ નિરાશે મળે નારાયણ, અખા તું પહેલે એવું જાણ.**

**ભાવાર્થઃ**—"પોતાની ડોકેજ કામનાના પાષાણો બાંધેલા છે, છતાં પોતે ગુરુ થઇ બેઠો છે, તે બીજાને શું તારશે? પોતેજ ક્યાં તરી શકે તેમ છે? ક્યાં હરિને જાણે છે? એ તો માત્ર ગુરુનો વેશ કાઢીને બેઠેલો છે. જે તુંબડું અંદરથી મરી ગયેલું છે તેજ પોતે તરે છે ને બીજાને તારી શકે છે. એજ પ્રમાણે જેનું મન અંદરથી તમામ સાંસારિક વિષયવાસનાથી રહિત થયેલું છે તેજ પોતે સંસાર-સાગર તરી શકે છે ને બીજાને તારી શકે છે. જે પારો મુએલો છે તેજ રોગ નિવારણ કરી શકે છે. જે પારો કાચો છે તે તો અનેક રોગોનું મૂળ છે. એજ પ્રમાણે જે ગુરુ નિર્વાસનિક છે તેજ તરે છે ને તારે છે. બાકીના ગુરુઓ તો અખો ભક્ત કહે છે તેમ "ધન હરનારા" છે, અંતઃકરણના ત્રિતાપો હરનારા નથી, માટે ગુરુ કરવામાં બહુ સાવધાની રાખજો. કેવળ કાનમાં આઠ અક્ષરનો કે ગમે તેટલા અક્ષરનો મંત્ર આપવાથી અને કંઠી બાંધવાથી પરબ્રહ્મનો સંબંધ થતો નથી, પરબ્રહ્મનો સંબંધ થવો સહેલું કામ નથી. "ગુરુને પ્રભુ સમજવા" એવું સમજાવીને ધન અને ધામ હરનારા જનોની જગતમાં ખોટ નથી.

૩૬૩ જોયેલો એક પ્રસંગ લખાય છે. એક સ્થળે ઘણાં સ્ત્રીપુરુષોનો સમૂહ બેઠો હતો. ગુરુનામ ધારી મહાત્મા એક સુંદર મચ્છરદાની નાંખેલા પલંગ ઉપર બિરાજેલા હતા. ને બોધ આપતા હતા

કે "દેખ બચ્ચા! ગુરુજીકા બચનપર બિસબાસ રખના. ગુરુજી કા આચરન મત દેખના." ગુરુજી જો ક્રોધી હોવે તો ઉસકું નૃસિંહ ભગવાનકા સ્વરૂપ સમજના. ગુરુજી જો કામી હોવે તો ઉસકું શ્રીકૃષ્ણ ભગવાનકા સ્વરૂપ સમજના. ગુરુજી જો લોભી હોવે તો ઉસ્કું વામન ભગવાનકા સ્વરૂપ માન લેના. ઔર સબ પ્રકારસેં ગુરુકું ભગવાનકા સ્વરૂપ સમજ લેના." આવું આવું ગુરુનું બ્યાખ્યાન તો લાંબું ચાલ્યું. છેલ્લે એક જિજ્ઞાસુ શિષ્યે પૂછ્યું. "મહારાજ, મેં પુર્યષ્ટકનું નામ સાંભળ્યું છે ને તેને દબાવવાથી મોક્ષ થાય એમ પણ સાંભળ્યું છે તો એ પુર્યષ્ટક શું છે? ને તે શી રીતે દબાવાય? તે સમજાવવા કૃપા કરો." ગુરુજી બોલ્યાઃ—"પુર્યષ્ટકકું તો મેંહી દબાકર બેઠા હું, દેખ લે. એ છપરપલંગકા ચાર પાયા, દો ઉપલા ઔર દો ઇસ મિલકે અષ્ટ હૂવા. વોહી પુર્યષ્ટક હે. ઔર મેંહિ ઉસકું દબાકર બેઠા હું. ઇસ રીતિસેં પુર્યષ્ટકકું દબાકર મોક્ષપ્રાપ્તિ કરના. ઉસ્મેં કયા સોચતા હૈ?" જ્યાં આવા મહાત્માઓ ગુરુ હોય ત્યાં બાકી શું રહ્યું?

૩૬૪ સદ્‌ગુરુ કેવા હોય તે વિષે કહ્યું છે કેઃ—

**श्रोत्रियो ब्रह्मनिष्ठो यः प्रशान्तः समदर्शनः ।**
**निर्ममो निरहंकारो निर्द्वन्द्वो निष्परिग्रहः ॥**
**अनपेक्षः शुचिर्दक्षः करुणामृतसागरः ।**
**एवं लक्षणसंपन्नः स गुरुर्ब्रह्मवित्तमः ॥**

**ભાવાર્થઃ**—"જે શાસ્ત્રજ્ઞ, બ્રહ્મનિષ્ઠ, શાંત, ભેદબુદ્ધિરહિત, મમતારહિત, અહંકારરહિત, રાગદ્વેષાદિ દ્વંદ્વોરહિત, સાંસારિક વિષયોની કામનાઓથી રહિત, પવિત્ર, ચતુર અને કરુણારૂપી અમૃતના સાગર જેવા

હોય તેમજ જેણે બ્રહ્મનો સાક્ષાત્કાર કરેલો હોય તેનેજ વાસ્તવિક રીતે જોતાં સદ્‌ગુરુ કહી શકાય."

૩૬૫ પરંતુ મનુષ્યોનો મોટો ભાગ અંધપરંપરાને માર્ગે ચાલનારો છે. કાંઇપણ લાંબોટૂંકો વિચાર કર્યાવિના દેખાદેખી ગમે તેની પાસે લોકો "કંઠી બંધાવીને, કાનમાં મંત્રોચ્ચાર કરાવીને, જનોઇ લઇને, પાદુકાઓનો સ્પર્શ કરીને કે કાન ફૂંકાવીને ગુરુદીક્ષા ગ્રહણ કરે છે. ગુરુ થનારમાં કેટલી યોગ્યતા છે? તેનો લેશપણ વિચાર કરતા નથી. હા, જો એજ મનુષ્યો એ પૈસાનું શાક અને એક પાઇની ભાજી લેવી હશે તો પંદર ઠેકાણે સારૂંનરસું તપાસશે. પણ જેનાથી સંસારસાગરને પેલે કાંઠે જવું છે; એવા ગુરુની યોગ્યાયોગ્યતાનો લેશપણ વિચાર કરશે નહિ. એ કોઇ રીતે યોગ્ય નથી. ગુરુ ધારણ કરતા પહેલાં તમે પુષ્કળ વિચાર કરો. ચોક્કસ યાદ રાખજો કે જે પોતેજ માયાને બંધને બંધાએલો છે; તે તમને બંધનમાંથી મુક્ત કરી શકશે નહિ. જેના હાથ અને પગ લોઢાની સાંકળોથી બંધાએલા છે તે તમારા હાથપગની બેડીઓ શી રીતે તોડી શકશે?

૩૬૬ બહુ ખાત્રી પછી તમે જેને ગુરુપદ આપ્યું, તેના વચન ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખો. જ્યાં લગી તમે ગુરુપદ આપ્યું નહોતું, ત્યાં લગી તમારે તર્કવિતર્ક કરવા જોઇતા હતા, પણ તમે જે ક્ષણે ગુરુદીક્ષા લીધી; તે ક્ષણેજ તમે ગુરુની આજ્ઞા પ્રમાણે ચાલવા બંધાયા છો એમ સમજો. તમને ગુરુસ્થાનેથી જે આજ્ઞા થઇ તે તમારે તમામ ભોગે પાળવી જોઇએ. "**आज्ञा गुरूणामविचारणीया**" ગુરુજનોની આજ્ઞા ઉપર તર્કવિતર્કો હોયજ નહિ. એ તો તાત્કાલિક અમલમાંજ મૂકવી જોઇએ. પણ મનુષ્યોનો

મોટો ભાગ સદ્‌ગુરુની આજ્ઞા પ્રમાણે વર્ત્તવામાં પણ શિથિલ જોવાય છે; અને પછી દોષ ગુરુને માથે મૂકતો જોવાય છે. પણ એમાં ગુરુનો વાંક શો? એક ભક્ત કહે છેઃ--

**દોહરો.**

**"ઔખધ ખાય ન પથ્થોં રહે, બિષમ વ્યાધિ કર્યોં જાય ?"**
**"દાદુ દરદી બાવરા, દોષ બૈદકો ગાય."**

**ભાવાર્થ:**—"દરદી, વૈદ્યે આપેલું કે કહેલું ઓસડ ખાતો નથી, તથા પથ્ય પાળતો નથી તો એનો વિષમ રોગ શી રીતે મટે ? તેમ છતાં એ બાવરો દરદી વૈદ્યનો દોષ ગાય છે!"

ઘણા સાધકોની સ્થિતિ પણ ઉપર કહેલા દરદીનીજ જોઈ લ્યો. ગુરુની આજ્ઞા પ્રમાણે જપ ધ્યાનાદિ અભ્યાસ કરવો નહિ, તેમ હેય પદાર્થોનો ત્યાગ કરવો નહિ; અને ભવ-રોગ મટ્યો નહિ તે માટે ગુરુને દોષ આપવો! એ શું યોગ્ય છે કે? નહિજ. તમે સંપૂર્ણ વિચાર પછી એક મહા-પુરુષને તમારૂં ગુરુપદ ન આપ્યું; તો હવે તમે તેમના કથનમાં સંપૂર્ણ વિશ્વાસ રાખી તે પ્રમાણે આચરણ રાખો. તમે ચોક્કસ યાદ રાખજો કે ગુરુ તો તમને રસ્તો માત્ર બતાવી શકશે; કરવાનું હોય તો તમારે પોતાને છે. મોક્ષપદ અથવા પરબ્રહ્મ એ કાંઇ ભેંસનાં શીંગડાં જેવી વસ્તુ નથી, કે તમને પ્રત્યક્ષ હાથમાં પકડાવી શકાય! એમાં તો માત્ર ગુરુના શબ્દો પ્રમાણે વર્તન કરવાનું છે. પોતાના મનની ઇચ્છા પ્રમાણે જીવ ઘણા કાળથી વર્તતો આવ્યો છે; ને તેનાં સુખદુઃખાદિ ફળો પણ તે ઘણા કાળથી ભોગવતો આવે છે. હવે જો એથી તે થાકયો હોવ તો હવે મનમુખી વૃત્તિ છોડી દેવી ગુરુમુખી વૃત્તિ રાખવી, ને ગુરુ આજ્ઞાનું કદિ પણ વિસ્મરણ થવા ન દેવું. તોજ તમે પ્રાપ્તવ્ય પ્રાપ્ત કરી શકશો.

૩૬૭–પણ મંદ અને મધ્યમ સાધકો ગુરુ કોને માને છે તે જાણો છો? એવા સાધકો દીક્ષા આપનાર ગુરુને તો કહેવા માત્ર ગુરુ માને છે. એમનો સાચો ગુરુ તો એમનો ઘુંઘટાગુરુ એટલે કે એમની સ્ત્રીજ હોય છે. કહેવાય છે કે એક શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ મહાત્મા ગુરુએ પોતાના વ્યાખ્યાનમાં જણાવ્યું કે "નામધારી શિષ્યોનો ઘણો ભાગ તો પોતાની સ્ત્રીનેજ ગુરુ માને છે. તેમને ફળસિદ્ધિ શી રીતે થાય?" આ વાત, તેમનો એક શેઠીઓ શિષ્ય જે પોતાનાં સ્ત્રીપુત્રાદિ સાથે ત્યાં વ્યાખ્યાન સાંભળવા આવેલો, તેણે પણ સાંભળી. એ શિષ્યને તે વાત અતિશયોક્તિ ભરી લાગી. ગુરુ મહા સમર્થ હતા. શિષ્યના મુખારવિંદ ઉપરથી તે તેનો મનોભાવ સમજી ગયા. હવે પેલા શિષ્યની સ્ત્રી ઘણી ધાર્મિક ને ચતુર હતી, તેને પેલા મહાત્માએ કોઇ સાથે ખાનગી રીતે કહેવરાવ્યું કે "જો તમારો પતિ મ્હને આપવા રૂપિયા માગે તો પહેલાં ના પાડજો." આ વાતને એકાદ અઠવાડીઉં ગયા પછી એ મહાત્માએ પેલા શિષ્યને એકાંતમાં બોલાવ્યો અને પૂછ્યું:–"શેઠ, હવે આ શરીરને ગંગાસ્નાન કરવાની અભિલાષા થઇ છે, ને ત્યાંજ આઠ દશ માસ રહેવાની ધારણા છે. તો તમે જો ઉછી ઉછીના પાંચસો રૂપિયા આપવાની સગવડ કરી શકો તેમ હો, તો કાલે ઉત્તર આપજો." "બહુ સારૂં ગુરુજી" કહી એ નામધારી શિષ્ય–શેઠ–સાહેબ તો ઘેર ગયા. અને ત્રીજોરીમાંથી રૂપિયા કાઢી ગણવા લાગ્યા. ત્યાં તેની પેલી સ્ત્રી ત્યાં આવી અને બોલી:–"કાં, આ રૂપિયા કોને આપવા છે?" શેઠ બોલ્યા:–"મારા ગુરુજીએ કાશીએ જવાનો વિચાર કર્યો છે, ને પાંચસો રૂપિયા ઉછીના માગ્યા છે. તેમને આપવા હું રૂપિયા

કાઢું છું.” ત્યાં તો પેલી સ્ત્રી બોલી:-“જોયા તમારા ગુરૂજી! એમ પાંચસો રૂપિયા તે આપી દેવાના હોય? ઉછીના રૂપિયા પાછા એ તમને શેમાંથી આપશે? એમની કને છે શું? ‘આવો ઉઠયો ને બગલમાં હાથ’ એમને કહી દેજો કે હમણાં રૂપિયાનો જોગ નથી. એમ રૂપિયા આપ્યા કરીએ તો છોકરાં ભીખ માગે ના?” સ્ત્રીનાં આ વચનો શેઠને ઠીક લાગ્યાં. અને રૂપિયા પાછા ત્રીજોરીમાં મૂકયા. ને બીજે દિવસે ગુરૂ પાસે એકાંતમાં જઇ કહ્યું “પ્રભુ, હું ઘણો દિલગીર છું કે રૂપિયાની શિલિક તપાસતાં બહાર વેપારમાં રોકાઇ ગયા છે. કેમકે હમણાં બજારમાં નાણાં-ભીડ બહુ છે. આપે જો બે ચાર દહાડા પહેલાં કહ્યું હોત તો અમુક આસામીને રૂપિયા આપ્યા તે ન આપત” ઇત્યાદિ આડા અવળા ગોટા વાળ્યા. ગુરુ બોલ્યા:-“બહુ સારૂં, કાંઇ હરકત નહિ. કાશી કયાં ભાગી જાય છે? પછી જવાશે.” વળી સાંજે શેઠ ઘેર આવ્યા, ત્યારે પેલી સ્ત્રીએ પૂછ્યું “કાં, તમે તમારા ગુરુને શો જવાબ આપ્યો?” એટલે શેઠે ગુરુને કહ્યું હતું તે કહી બતાવ્યું. આ ઉપરથી શેઠાણી હસીને બોલી:-“વાહ વાહ! તમારી ગુરૂ ઉપર શ્રદ્ધા તો આટલીજ કે? હું તો તમારાં પારખાં જોતી હતી; કે તમે કેવાક ગુરુભક્ત છો? જાઓ, જાઓ, એમને તે ના પડાય કે? આ વર્ષમાં તમારે પચાશ હજાર રૂપિયાનો નફો થયો છે; તો સમજજો કે એટલા ઓછા કમાયા હતા. કમાણીનો કાંઇક ભાગ ધર્માદામાં પણ કાઢવો કે ના? તો તમે ઉછીના રૂપિયાની પણ ના પાડી આવ્યા? હમણાંજ જાઓ ને ઉછીના તો શું પણ દાનરૂપે એ રકમ ગુરુચરણોમાં ધરી આવો.” શેઠને આ વાત બહુ સારી લાગી. તે તેજ વખતે

હાથમાં કોથળી લઇ ગુરુજી પાસે ગયો. દંડવત્ કરી ગુરુજીના ચરણ પાસે પેલી પાંચસો રૂપિયાની કોથળી મૂકી, ને બોલ્યોઃ– "પ્રભુ, જે માણસને રકમ ઉછીની આપેલી, તે હમણાં આપી ગયો છે. એટલે આ રકમ લઇ આપના ચરણમાં આવ્યો છું. એ રકમ ઉછીની નહિ, પણ '**ફૂલ નહિ ને ફૂલની પાંખડી**' રૂપે સ્વીકારી સેવકને આભારી કરશો." ગુરુજી મંદ હસીને બોલ્યા. "ભાઇ, રૂપિયા પાછા લઇ જા, અને તારા ઘુંઘટાગુરુને આપ. આ શરીરને કાશીએ પણ જવું નથી ને બીજે પણ ક્યાંઇ જવું નથી. આ તો તારી ખાત્રી થઇ કે નહિ? એજ જોવાનું છે."

૩૯૮ આવા બનાવો વારંવાર બનતા જોવાય છે. જિજ્ઞાસુએ પોતાના સદ્દગુરુ ઉપર સૌથી વધારે શ્રદ્ધા–ભક્તિ રાખવી જોઇએ. જે ગુરુવર, શિષ્યના અંતઃકરણનું અજ્ઞાન છોડાવી ત્રિવિધિ તાપોથી મુક્ત કરે છે; જે ગુરુવર, શિષ્યને ઉનાળાના સહરાના રણ જેવો દુઃખદ લાગતો સંસાર, સ્વર્ગના નંદનવન જેવો સુખદાયી બનાવે છે અને જે ગુરુવર, જીવનો જીવભાવ છોડાવી તેને સચ્ચિદાનંદ ભાવ પ્રકટાવે છે એ ગુરુવરને બિચારો પામર શિષ્ય શું આપવાનો હતો? કાંઇજ નહિ માટેજ દાંભિક અને માયિક ગુરુઓ ઉપર સખ્ત પ્રહાર કરનાર અખો ભક્ત પણ ભક્તિભાવે ગુરુ–ગુણ ગાતાં લખે છે કેઃ—

**શ્વાન શૂકર બિડાલ ખર, તેના ટોળાનો જે જંતઃ**
**તેને મૂકે હરિ કરી, જેને મળે સદ્દગુરુ સંત.**

**ગુરૂ મહિમા છે અતિ ઘણો, કો સમજે સંત સુજાણ;**
**તે ગુરૂ–ગોવિંદ એકતા ભજે, જેને લાગ્યા સદગુરૂ–બાણ.**

**જેમ રવિ દેખાડે રવિ-ધામને, તેમ ગુરૂ દેખાડે રામ;**
**તે માટે હરિ તે ગુરૂ, ગુરૂ ગોવિંદ એકજ નામ.**

**કહે અખો સહુકો સુણો, જો આણો જીવના અંતને;**
**હીંડો પરમપદને પામવા, તો સેવો હરિ-ગુરૂ સંતને.**

**ભાવાર્થઃ**—"અજ્ઞાન દશામાં જીવ, કૂતરાં બિલાડાં ને ભૂંડડાંની પંક્તિનો છે. પણ એવા જે જીવને સાચા સંત, સદ્ગુરુ મળે છે, તેને તે જીવપણું મૂકાવી હરિપણું ધારણ કરાવે છે. માટેજ ગુરુ મહિમા અપાર છે. માટેજ ગુરુ અને ગોવિંદ એક રૂપ છે. જો તમે જીવના જીવભાવનો નાશ કરવા ચહાતા હો તથા પરમપદને પ્રાપ્ત કરવા ચહાતા હો તો હરિરૂપ મહાત્મા ગુરુને સેવો."

૩૬૯ બીજો એક ભક્ત કવિ પણ કહે છે કેઃ—

દોહરો.

**ગુરુ ગોવિંદ દોનુ ખડે, કિસકું લાગું પાય;**
**બલિહારી ગુરુ દેવકી, જીને ગોવિંદ દિયા બતાય.**

"ગુરુ અને ગોવિંદ બંને જણ પાસે પાસે આવી ઉભા. હવે પહેલું કોને પગે લાગવું? પણ ગુરુદેવનીજ બલિહારી છે કે જેમણે ગોવિંદનાં દર્શન કરાવ્યાં. માટે પ્રથમ વંદનીય તો ગુરુજીજ છે." તાત્પર્ય કે ગુરુ ઉપર અપૂર્વશ્રદ્ધા રાખવી. જો એવી શ્રદ્ધા હોય તોજ તેમનાં વચનો પ્રમાણે આચરણ થાય ને આચરણ થાય તોજ જીવનની સફળતા થાય. સર્વત્ર પરબ્રહ્મનો રાસ ખેલાતો અનુભવી, પરબ્રહ્મના પરમાનંદમાં મસ્તાન બનેલ એક અન્ય કવિવર પણ ગાય છે કે;—

(૧)

**ત્હારી લહરીમાં મસ્તાન, અવર કાંઇ ના દેખું-ના દેખું.**
**એક ગુરુ સ્વરૂપનું ધ્યાન, રજેરજ બ્રહ્મ પેખું-બ્રહ્મ પેખું.**

(૨)

ગુરુ ચરણ ચિત્ત લાગ્યું મેરે દાતા, ગુરુ ચરણરજ પાયો રેજી.
હૃદયકમળમાં થયાં અજવાળાં, સોડહં શબ્દ સુણાયો;
મેરે દાતા...
એજ ધૂનની ગગન મંડળમાં, ઘેરી ગર્જના થાએરેજી;
ધિનકટ ધિનકટ નોબત વાગે, સિતાર શિંગી સુણાએ;
મેરે દાતા...
ચંદ્રા સુરજના ચિરાગ જલે ત્યાં, ગરવા ગુરુ દર્શાયારેજી
કોણ ભજનની ધૂન મચાવે, ત્રિભુવન માંહી શમાયા;
મેરે દાતા...

**ભાવાર્થ:**—"સમુદ્રમાં પડેલું માછલું જેમ આગળ, પાછળ, ઉપર, નીચે સર્વત્ર પાણી પાણીજ જુએ છે; તેમ સર્વત્ર વ્યાપેલી પરબ્રહ્મની લહરીઓમાં મસ્તાન થયેલ, બીજું કશું ન અનુભવનાર જ્ઞાની કવિ કહે છે કે હે ગુરુવર! હું તમારાજ સ્વરૂપનું ધ્યાન કરૂં છું ને તેથી મને રજે રજમાં બ્રહ્મદર્શન થયું છે! ગુરુ ચરણની રજ મળતાં હૃદય કમળમાં અંધકાર મટી અદ્દભુત પ્રકાશ પ્રકટ્યો છે. **સોડહં** એટલે કે "તે હું છું;" "આ આત્માજ બ્રહ્મ છે." એ મહા વાક્યનો મને પ્રત્યક્ષ અનુભવ થયો છે. એજ ધ્વનિ ગગન મંડળમાં વ્યાપી રહેલ છે. ને નોબત, સિતાર, શિંગીના સુંદર નાદ સાથે એ "સોડહં" ધ્વનિ સર્વત્ર સંભળાય છે. વ્યોમમાં ચંદ્ર સૂરજ અને તારા વગેરેના જે ઝગઝગતા પ્રકાશ દેખાય છે તેની અંદર પણ વિરાટ રૂપે વ્યાપેલા ગુરુવર દેખાય છે. જ્યાં સર્વત્ર એમનીજ વ્યાપકતા છે ત્યાં ભજન ગાનાર અને ભજન સાંભળનાર એવો ભેદ ક્યાં રહ્યો? બધો ભેદભાવ ગલિત થઇ ગયો છે. અને ત્રણે

ભુવનો ગુરુવરના સ્વરૂપમાં-પરબ્રહ્મના સ્વરૂપમાં-લય પામી ગયાં છે. આ પ્રમાણે બ્રહ્મીભૂત થયેલા ગુરૂવર, શિષ્યને પણ બ્રહ્મરૂપ એટલે કે પોતાના રૂપ બનાવે છે. ને ત્યાં કર્ત્તવ્યની સમાપ્તિ થાય છે. આવા ગુરુવરોની સ્તુતિ શબ્દોથી શી રીતે થઇ શકે? નહિજ.

૩૬૯ માત્ર બ્રાહ્મણ કહેવરાવવાથી લાભ નથી, જે બ્રહ્મ જાણે છે તેજ સાચો બ્રાહ્મણ છે. કહે છે કેઃ—

**બ્રાહ્મણ ભયે તો કયા ભયે, ગલેમેં ડાલા સૂત;**
**આત્મજ્ઞાનકી ખબર નહિ, ભયે શ્મશાનકા ભૂત.**

માટે એકલા બ્રાહ્મણ કહેવરાવી સંતોષ ન માનવો.

૩૭૦ કેટલાકને આપણે એવું બોલતા સાંભળીએ છીએ કે "ભાઇ! આ તો કળિયુગ છે; એમાં શી ફતેમારી થાય?" પણ એ બોલવું ભૂલ ભરેલું છે. એવો એકે યુગ આવવાનો નથી કે અંતઃકરણ પવિત્ર કર્યાં વિના જીવોનો ઉદ્ધાર થાય. જો તમે મનને પવિત્ર કરો તો આ કલિયુગમાં પણ તમારે સત્યયુગ ચાલે છે. ભક્તરાજ તુલસી દાસ કહે છે કે

**તુલસી મન મલ દુર કરી, જેહિ ધારે હરિ-ધ્યાન;**
**સત, ત્રેતા, દ્વાપર, કલિ, ચારે જુગ પરમાન.**

૩૭૧ પરમાત્માનું માહાત્મ્ય જાણી, માયિક પદાર્થોમાં જેટલો સ્નેહ થતો હોય તેના કરતાં પણ પરમાત્મામાં અધિક દૃઢ સ્નેહ સ્થાપન કરવો તેનું નામ **પરાભક્તિ** કહેવાય છે. એ ભક્તિનાંજ "અનન્યભક્તિ" કે "ઐકાંતિકભક્તિ" એવાં નામો છે. એવી ભક્તિ પ્રાપ્ત કરવા માટે સાધનરૂપે નવ પ્રકારની ભક્તિ વર્ણવેલી છે. ૧

શ્રવણ ૨ કીર્તન, ૩ સ્મરણ, ૪ પાદસેવન, ૫ અર્ચન, ૬ વંદન, ૭ દાસ્ય, ૮ સખ્ય, ૯ આત્મનિવેદન.

૧ પરમાત્માના સગુણ અથવા નિર્ગુણ સ્વરૂપનું યથાર્થજ્ઞાન થવા માટે મહાત્મા પુરુષોનાં વચનોનું સત્પુરુષ દ્વારા શ્રદ્ધા ભક્તિપૂર્વક શ્રવણ કરવું તે '**શ્રવણભક્તિ**' કહેવાય.

૨ પરમાત્માના સગુણ વા નિર્ગુણ સ્વરૂપનું કાવ્યાદિવડે ભાવપૂર્વક વર્ણન કરી અન્યને સંભળાવવું તે '**કીર્તનભક્તિ**' કહેવાય.

૩ પરમાત્માના સ્વરૂપનો સતત વિચાર કરતાં કરતાં તેનું નામ જપવું અથવા ઇષ્ટમંત્ર જપવો તેનું નામ '**સ્મરણભક્તિ**' કહેવાય.

૪ ઇષ્ટદેવની પ્રતિમાનાં કે સદ્ગુરુનાં ચરણારવિંદોનું માહાત્મ્ય સમજીને સેવન કરવું :તેનું નામ 'પાદસેવન ભક્તિ' કહેવાય. અથવા તો શ્રુતિ કહે છે કે "આ નિર્ગુણબ્રહ્મના એકપાદમાં સર્વ ભૂતો રહેલાં અને એના ત્રણપાદ સ્વયંપ્રકાશ અમૃતરૂપ છે" ( **पादोऽस्य सर्वा भूतानि त्रिपादस्यामृतं दिवि** ) આવાં આવાં વચનોવડે તેનું અનુસંધાન કરવું તે '**પાદસેવનભક્તિ**' કહેવાય.

૫ જીવે પોતાનાં મન બુદ્ધિરૂપી તથા અહંતા મમતારૂપી પુષ્પો પરમાત્માને બહુ માનપૂર્વક ચડાવી તેનું પૂજન કરવું તેનું નામ 'અર્ચન ભક્તિ' કહેવાય. અથવા ઇષ્ટદેવની પ્રતિમાનું કે સદ્ગુરુનું વિધિપૂર્વક ઉપચારોવડે શ્રદ્ધા ભક્તિપૂર્વક પૂજન કરવું તેનું નામ પણ '**અર્ચનભક્તિ**' કહેવાય.

૬ હાલતા ચાલતા આ જે જીવો દેખાય છે તે તમામ પરમાત્માના અંશ હોવાથી પરમાત્માજ છે; એમ સમજી એમને નમન કરવું અથવા દેહાભિમાન દૂર મૂકી ઇષ્ટદેવને તથા સદ્ગુરુને સાષ્ટાંગ દંડવત્ નમન કરવું એનું નામ '**વંદનભક્તિ**' છે.

૭ પરમાત્મા કે ઇષ્ટદેવ મારા સેવ્ય છે ને હું એમનો અણમૂલો સદાનો દાસ છું એવી ભાવના રાખી સતત વ્યવહાર કરવો એનું નામ '**દાસ્યભક્તિ**' છે.

૮ પરમાત્મામાં કે ઇષ્ટદેવાદિમાં નિષ્કપટવાળી શુદ્ધ મિત્રના જેવી પ્રેમભાવના સ્થાપી, તેમની સાથે શુદ્ધ મિત્રના જેવું વિનયી વર્તન રાખવું તેનું નામ 'સખ્યભક્તિ' કહેવાય. શાસ્ત્રો કહે છે કે "**देवो भूत्वा यजेद्देवम्** દેવ થઇને એટલે કે દૈવીસંપત્તિ ધારણ કરીને દેવને પૂજવા આનું નામ '**સખ્યભક્તિ**' છે.

૯ પુત્ર, પૌત્ર, સ્ત્રી, ઘરબાર, અંતઃકરણ, ઈંદ્રિયો વગેરે જે જે મમતાના અને અહંતાના વિષયો છે તેમાંથી અહંતા મમતા છોડી દઈ, પરમાત્માની કે ઇષ્ટદેવની સેવામાં તેનો વિહિત ઉપયોગ કરવો તેનું નામ '**આત્મનિવેદન**' ભક્તિ છે.

આ નવધા ભક્તિમાંની એક પણ ભકિત બરાબર રીતે કરવામાં આવે તો મનમાં રહેલા પાપસંસ્કારો તથા ચંચળતા વગેરે દોષો દૂર થઇ જાય છે; ને '**પ્રેમભક્તિ**' નો ઉદય થાય છે. એ પ્રેમભકિત એજ જ્ઞાન છે. માત્ર બંનેનાં નામોનોજ તફાવત છે. શ્રીમદ્‌ભગદ્‌ગીતામાં કહેલું છે કેઃ—

**मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।**
**निवसिष्यसि मय्येव अत उर्ध्वं न संशयः ॥**

**अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम् ।**
**अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनञ्जय ॥**

**अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव ।**
**मदर्थमपि कर्माणि कुर्वन् सिद्धिमवाप्स्यसि ॥**

**अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः ।**
**सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥**

**ભાવાર્થ:—**" તારૂં મન તું મારામાં ( સગુણ બ્રહ્મમાં ) સ્થિર કર; તારી બુદ્ધિને પણ મારામાં સ્થિર કર; તો તું મરણ પછી મારામાં ( નિર્ગુણબ્રહ્મમાં ) નિવાસ કરીશ, એમાં શંકા કરીશ ના. હે અર્જુન ! જો તું મારામાં ચિત્ત સ્થિર કરવાને અસમર્થ હો તો ઇષ્ટદેવની પ્રતિમા વગેરેમાં ચિત્તને વારંવાર સ્થાપવાના અભ્યાસપૂર્વક પ્રયત્ન કર. જો એવો અભ્યાસ કરવાં પણ તું અસમર્થ હો તો તમામ કર્મો તું મારો ભક્તિ-પરાયણ થઇને કર. મારે અર્થે 'શ્રીકૃષ્ણાર્પણ' બુદ્ધિએ કર્મો કરનારો તું સિદ્ધિ પામીશ. જો શ્રીકૃષ્ણાર્પણ બુદ્ધિએ કર્મ કરવાને પણ તું અશક્ત હો તો મારા યોગનો આશ્રય કરીને તથા વશીભૂતચિત્તવાળો થઇને તું તમામ પ્રકારનાં કર્મોનાં ફળોનો ત્યાગ કર."

દયાળુ પ્રભુએ જૂદા જૂદા કેટલા રસ્તા બતાવ્યા છે ? પહેલો રસ્તો જ્ઞાનનો છે. બીજો રસ્તો ઉપાસનાનો છે ને ત્રીજો રસ્તો નિષ્કામ કર્મો કરવાનો છે. ને એ સર્વેમાં પરમપદ પ્રાપ્ત કરાય છે. માટે જિ-જ્ઞાસુએ પોતાના ચિત્તનો અધિકાર જોઇ યોગ્ય લાગે તે રસ્તો ગ્રહણ કરવાનો છે. ચાલ્યા વિના ગામ આવવાનું નથી. તેમજ આ જન્મે નહિ તો ગમે તે જન્મે પણ તે વિના મુક્તિ મળવાની નથી. રાત-દહાડો ધન માટે દોડાદોડ કાં કરો ? એકત્ર કરેલું ધન તમને ભવભ્રમ-ણમાંથી કદિપણ છોડાવી શકવાનું નથી; કહ્યું છે કે:—

**દોહરો.**

**સોનાકી નગરી બની, પારસમણિકી પોલ,**
**તુલસી હરિકી ભક્તિ બીન, જમો કરે ધમરોલ.**

સુવર્ણની ભીંતો ચણાવી શહેર બનાવ્યું હશે અને તેમાં પારસમણિઓ જડાવી પોળો બંધાવી હશે તોપણ પ્રભુભજન વિના તો તેમાં જમડા આવી ઉત્પાત મચાવવાના ! હીરામોતી કે સોનુંરૂપું સ્વર્ગનાં સાથી થવાનાં નથી, માટે પ્રભુભજનમાં પ્રમાદ ન કરો.

૩૭૨ બ્રહ્માકારવૃત્તિ કરવામાં પ્રમાદ કરવો નહિ. બ્રહ્માકારવૃત્તિનો થોડીવાર પણ ત્યાગ થશે તો સંસાર અને તેનાં લાગતાં વળગતાં દુ:ખો આવી ઉભાં રેહેશે. બ્રહ્માકારવૃત્તિમાં પ્રમાદ કરવો એનેજ જ્ઞાનીજનો મરણ કહે છે. અપરોક્ષાનુભૂતિકાર તો એટલે લગી કહે છે કે જેઓ આ બ્રહ્મનામની પવિત્રવૃત્તિનો ત્યાગ કરે છે તેઓ+ પશુજ છે. ને તેમનું જીવન વૃથા છે. જેઓની બ્રહ્માકારવૃત્તિ સારી રીતે વૃદ્ધિ પામેલી છે એટલુંજ નહિ પણ પરિપક્વ થએલી છે તેઓજ સત્યરૂપ બ્રહ્મપણાને પામેલા છે. બીજા શબ્દવાદીઓ—કેવળ શબ્દોચ્ચાર કરનારાઓ—બ્રહ્મપદને પામી શકતા નથી.

૩૭૩ જેઓ માત્ર મોઢેથી 'બ્રહ્મ' 'બ્રહ્મ' બોલનારા છે; જેમની સર્વત્ર બ્રહ્માકારવૃત્તિ થયેલી નથી. તેમની સાંસારિક વિષયો ઉપરથી પ્રીતિ છૂટતી નથી. તેઓનું ભવભ્રમણ શી રીતે ટળે ? ન જ ટળે. એવા માણસો તો જગતને ઠગનારા 'મિથ્યાવેદાંતી' ઓ સમજવા. આવો એક મિથ્યાવેદાંતી સંન્યાસી એકવાર ફરતો ફરતો કોઇ નગર પાસે ગયો. એ નગરની રમણીયતાનું એણે કાંઇક વર્ણન સાંભળ્યું હતું. ને એ જોવાની અભિલાષાએજ તે સંન્યાસી એ નગર પાસે ગયો હતો. જેવો તે દરવાજામાં પેસવા ગયો કે તેને દરવાને અટકાવ્યો; અને પૂછ્યું કે "ક્યાં જાય છે ?" સંન્યાસીએ પોતાની નગર જોવાની અભિલાષા

+ જુઓ અપરોક્ષાનુભૂતિ શ્લોક ૧૩૦ મો.

કહી. દરવાન બોલ્યોઃ–"આ સ્થળે જે મદિરાપાન કરે તેને દરવાજામાં જવા દેવાની મહારાજાની આજ્ઞા છે." સંન્યાસી તો વિચારમાં પડ્યો કે હવે શું કરવું? મદિરાપાન કરવું યોગ્ય છે કે નહિ? કેટલીકવાર વિચાર કર્યા પછી મનનું સમાધાન કર્યું કે એમાં શું? મદિરા એ તો દ્રાક્ષજેવા કોઇ પદાર્થનો રસ છે. વળી શાસ્ત્રમાં પણ કહ્યું છે કે **औषधार्थे सुरां पिबेत्** "આપત્કાલ આવી પડ્યો હોય તો ઔષધ માટે મદિરાનો ઉપયોગ પણ કરવો. તો એ પીવામાં હરકત શી છે?" પછી પોતે સુરાપાન કરવા તત્પર થયો. દરવાને લાલરંગી મદિરાનું ગ્લાસ ભરી આપ્યું. તે આ મહાપુરુષ ગટગટાવી ગયા! અને અંદર ચાલ્યા. ત્યાં વળી તેમને દરવાન અટકાવીને બોલ્યો;–"અરે ઉભા રહો ઉભા, તમારી પાસે બીજા દરવાજાનો પાસ હોય તો દેખાડો. નહિ તો આ દરવાજાનો પાસ લઇ ત્યાં જાઓ." આ શહેરનો આવો વિચિત્ર રીવાજ જોઇ સંન્યાસીબાવા તો ગભરાયા, પણ શું કરે? આથી બીજા દરવાજા ભણી ચાલ્યા. ત્યાં ગયા કે ત્યાંના દરવાને રોક્યા ને કહ્યું કે "જે માણસ માંસભક્ષણ કરે તેને દરવાજામાં જવા દેવાની રાજાની આજ્ઞા છે." સંન્યાસી તો વિચારમાં પડ્યા. પણ થોડીવારે મનને સમજાવ્યું કે "એમાં શું? લીલાં શાકમાં ક્યાં જીવ નથી? પૂર્વકાળમાં ઋષિમુનિઓ યજ્ઞાદિ કરીને માંસ ભક્ષણ ક્યાં ન કરતા? **जीवो जीवस्य जीवनम्** એવું શાસ્ત્રમાં ક્યાં નથી કહ્યું? જીવોનું જીવન નબળા જીવોજ છે. માંસ ભક્ષણમાં દોષ શો છે? કાંઇ નહિ." આવા વિચારો કરી મહારાજ માંસ ભક્ષણ માટે તત્પર થયા. દરવાને વધારેલા સ્વાદિષ્ટ માંસના ટૂકડા રકાબીમાં ભરેલા હતા તે આગળ મૂક્યા.

સ્વામીજીએ મદિરાપાન તો કર્યું હતું એટલે અહીં પેટ ભરીને માંસ પણ આરોગ્યા. ને શહેરમાં જવા લાગ્યા ત્યાં દરવાને અટકાવ્યા. ને તમામ દરવાજાના પાસ ન હોવાથી ત્રીજે દરવાજે ધકેલ્યા. ત્રીજે દરવાજે જે રંગ જોયો તેથી તો સ્વામીજીની છાતીજ ધડકી ગઈ. એ દરવાજે તો જે સ્ત્રીગમન કરે તેને જવા દેવાનો ધારો હતો. સ્વામીજી મુંઝાયા તો ખરા, પણ એમના મનની સમાધાનવૃત્તિ અજબ હતી. તે વિચારવા લાગ્યા:—"આત્મા સર્વવ્યાપક છે, આખું જગત્ પણ મિથ્યા છે. તો આ દેખાતાં સ્ત્રીપુરુષાદિનાં શરીરો તથા તેમનાં ઇંદ્રિયાદિ પણ મિથ્યા છે. વળી ઇંદ્રિયો ઈંદ્રિયોનાં કાર્યો કરે તેમાં અસંગ આત્માને શું વળગવાનું હતું? વળી ચામડે ચામડાં ઘસાયાં તેમાં દોષ શો? "**न दोषो चर्मघर्षणे**" કાંઇ વાંધો નહિ" સ્વામીજી સ્ત્રીસંગ કરવા પણ તત્પર થયા. દરવાને તરતજ સમીપ રહેતી વેશ્યાના ઘરમાં મોકલાવી આપ્યા. આમ સંન્યાસી મહારાજે મદિરા-પાન, માંસભક્ષણ અને વેસ્યાસંગ એ ત્રણે કૃત્યો નગર જોવાની લાલસાએ કર્યાં. જેવા સ્વામી શહેરમાં જવા લાગ્યા કે દરવાન સાથે ચાલ્યો. કેમકે ત્યાંના રાજાનો એવો કાયદો હતો કે જે માણસ એ નગરમાં પહેલવહેલો આવે તેને પહેલો રાજા પાસે રજુ કરવો. જેવા સ્વામીજી રાજાની સન્મુખ જઈ ઉભા રહ્યા કે રાજા તેમના સામું જોઈ હસવા લાગ્યો ને બોલ્યો "વાહ-વાહ મહારાજ! શું તમારૂં બ્રહ્મજ્ઞાન! અને શો તમારો વિરાગ! આ શહેરનો આવો વિચિત્ર કાયદો સાંભળવા છતાં તમને શહેર જોવાની અભિલાષા થઇ! તમે ભગવાં પહેરી શા માટે ગામે-ગામ ભટકો છો ને જગતને ઠગો છો? શું એક આસને બેસી

તમારાથી સાધના નહોતી થતી કે ગામેગામ ભટકવાનું માથે લીધું ? વળી આ નગરમાં પહાણા ને ચૂનાનાં કોટડાં રૂપી મકાનો અને લોહીમાંસના કોથળારૂપી મનુષ્યો સિવાય નવાઇ પામવા જેવો બીજો કયો નૂતન પદાર્થ હતો કે અભક્ષ્યાભક્ષ્ય, અપેયાપેય અને અગમ્યાગમ્યનાં મહાપાપો કરવા પણ તમે તત્પર થયા ? જાઓ, જાઓ, તમારૂં કાળું મોં મને વધારેવાર બતાવો માં" સંન્યાસીને તો લાગ્યું કે જો પૃથ્વી માર્ગ આપે તો તેમાં શમાઇ જાઉં. પણ શું કરે ? વ્હીલે મોઢે તેઓ શહેરની બહાર નીકળી ગયા. અપકવ વૈરાગ્યે લીધેલો ભેખ પણ અધોગતિ કરનાર છે. આપણા દેશમાં ત્યાગી કહેવરાવતા નામધારી સંન્યાસીઓ, સાધુઓ ને પરમહંસોની ખોટ નથી. ઇંદ્રિયો વશ ન રહેવાથી તેઓ ભંડારણને શોધી લે છે. ગીતાનો 'વસ્તાર' વધારનારા પેલા નાદાન ચેલાની પેઠે દેશને માથે બોજારૂપ, ભિખારીઓની સંતતિ ઉપજાવે છે. આવા ત્યાગીઓનો તો આ લોક તથા પરલોક બંને બગડે છે એમાં કશો સંદેહ નથી, આવા મિથ્યાવેદાંતીઓ નિંદવા યોગ્ય છે. આવા વેદાંતીઓ બગલા જેવા ઠગભગત સમજવા. આવા મિથ્યાવેદાંતીઓનું વર્ણન કરતાં એક કવિ લખે છે કે:—

**ઇંદ્રવિજય.**

**મુખતેં બ્રહ્મ બનાય કહે નિજ અંતરમાંહિ વિકાર ભરે હે,**
**જ્યૂં ઠગ ગોબર કૂપી ભરી ઉપરિ ઘૃત દોઉક શેર કરે હે;**
**જ્યૂં કોઉ પાજસેં પાત્ર ભરા, ચિથરા કરપૂરકો ઢાંકી ધરે હે,**
**બ્રહ્મમુની કહે યા જગમેં બ્રહ્મજ્ઞાનીહુંસે મન મોર ડરે હે.**

**ભાવાર્થ:**—મોઢે બ્રહ્મની વાતો કહે છે, પણ અંતરમાં તો વિકારો ભરેલા છે. જેમ કોઇ ઠગારો વેપારી, કુલ્લાની નીચે ગાયનું

છાણુ ભર્યું હોય પણ ઉપરના ભાગમાં શેર બશેર ઘી ભરીને સામાને ઠગે છે; તેમ આવા મિથ્યાવેદાંતીઓ જગતને ઠગે છે. કોઈ વાસણમાં ડુંગળી હોય પણ ઉપરના ભાગમાં કપૂરની સુગંધી વાળાં ચીંથરાં બાંધ્યાં હોય તો ડુંગળીની વાસ જણાતી નથી. તેમ આવા શુષ્કવેદાંતીઓ પણ 'ઉપરકી અચ્છી બની ઔર ભીતરકી તો રામજી જાને' જેવા હોય છે. બ્રહ્માનંદ કહે છે કે આ જગતમાં એવા બ્રહ્મજ્ઞાનીઓથી મારૂં મન બીએ છે. વળી કહે છે કે

## કુંડળીઓ.

**એસેં સાધુ જગતમેં, ફીરતહિ ભેખ બનાય,**
**ઉદર ભરનકે કારને, લોકનકું ભરમાય;**
**લોકનકું ભરમાય, નહિ જાનત હરિ લેશા,**
**પરધન પરત્રિય કાજ કરત રહે જપ હમેંશા;**
**દાખત બ્રહ્માનંદ, ધ્યાન ધરહે બગ જેસેં,**
**ફીરતહે ભેખ બનાય, જગતમેં સાધુ એસેં.**

એવા સાધુઓને સાધુ નામ પણ આપી શકાય નહિ. એ તો પેટ ભરવા સારૂ, લોકોને ભમાવવા સારૂ, પરધન હરણ કરવા સારૂ અને પરનારીઓને ભ્રષ્ટ કરવા સારૂ ભગવાં પહેરી બેઠેલા છે! ને ધ્યાન તથા જપ લોકોને ઠગવા માટે કરે છે. જેમ એક બગલો વૃદ્ધ થવાથી શિકાર પકડવા અશકત થયો ત્યારે નામધારી ભકત બન્યો ને અહિંસાધર્મનાં વખાણ કરવા લાગ્યો. તથા પોતે અહિંસા વ્રત ધારણ કર્યું છે એવું પોતાનું ગુણગાન કરવા લાગ્યો. ભોળાં માછલાંને આ વાત સાચી લાગી. તેમણે એ બગલાને મહાપવિત્ર માન્યો અને:—

## કુંડળીઓ.

મચ્છી મહાતમ જાનકે, ગઇ નીકટ દશ બાર,
પગકર પકરી પંચકું, ચંચ ગ્રહી દોઉ ચાર;
ચંચ ગ્રહી દોઉ ચાર, સિદ્ધ ભયે લોક છલનકું,
બપુરી કરત બકોર, ધ્યાન તજ લગ્યો ગલનકું;
દાખત બ્રહ્માનંદ, ગ્રહી લખી અચ્છી અચ્છી.
ગઇ નિકટ દશ બાર, જાન કર મહાતમ મચ્છી.

બગલાનું માહાત્મ્ય જાણી દશબાર માછલીઓ તેની પાસે ગઇ. ત્યાં તો ઝડપ મારી બગલાએ પાંચ માછલીઓને પગમાં બેચાર માછલીઓને ચાંચમાં પકડી. ધ્યાન છોડી દઇ એ બગલો માછલીઓને ગળવા લાગ્યો. પૂર્વોક્ત શુષ્ક વેદાંતીઓ પણ આવા સમજવા. વેદાંતની વાતો કરી શિષ્યોને ઠગનારા તેઓ મહાધૂર્ત્ત સમજવા. કોઇ કહે છે કેઃ—

ખેતર વણસ્યું કણસલે, સભા વણસી કૂડ;
જ્ઞાનજ વણસ્યું લાલચે, જેમ કેશર વણસ્યું ધૂડ.

જેમ કેશરમાં ધૂળ પડવાથી, સભામાં કપટભાવ જાગ્રત્ થવાથી ને ખેતરમાં અંગારીઓ આવવાથી બિગાડ થાય છે તેમ આત્મજ્ઞાનમાં સાંસારિક વિષયોની લાલચોનો પ્રવેશ થવાથી બિગાડ થાય છે.

૩૭૪—આખા જગતને ચકિત કરી નાંખી તેને દોરવાની જો તમારી ઇચ્છા હોય તો તમે સૌથી પહેલાં તમારા પોતાના આત્માને ઢંઢોળી જાગ્રત્ કરો. તમે તમારા આત્માને ઢંઢોળશો; એટલે આખું જગત્ ઢંઢોળાશે. જગત્માં જેજે મહાત્માઓ—બુદ્ધ, શંકરાચાર્ય આદિ—થયા છે તેમણે સૌ પહેલાં પોતાની જાતનોજ સુધારો કરેલો છે. એકાદ જગ્યાની હવા સૂર્યના તાપથી પાતળી થઇ ઉંચે ચડે છે

ત્યારે તેની ખાલી પડેલી જગ્યા પૂરવાને ચારે બાજુની હવા એની મેળેજ ત્યાં દોડી આવે છે. એજ પ્રમાણે જે મનુષ્યનું અંતઃકરણ, પરમાત્માની ઉષ્ણતાથી તપ્ત બની જ્યારે ઉન્નત થાય છે ત્યારે તેની ઇચ્છા નહોય તો પણ આખું જગત્ તેની તરફ ઘસડાઇ આવે છે. સ્વામી રામતીર્થ કહે છે કે તમે માત્ર લાયક થાઓ. પછી તમે કશી ઇચ્છા નહિ કરો તો પણ તમારી સર્વ કામનાઓ પૂર્ણ થશે. ભીંતમાં ચણવા યોગ્ય પથરો કોઇ દહાડો રસ્તામાં પડયો રહેશે નહિજ. લોકો તેને ઉપાડી જવાના. તેમ તમે પણ યોગ્ય થાઓ. લોકો તમને ઉંચકી લેવાના. તમે અહંભાવના છોડી સ્વરૂપે સ્થિત થાઓ. પછી જોઇ લ્યો મજા. આખું જગત્ તમારાં ચરણો ચાટતું આવે છે કે નહિ?

૩૭૫ બંસુરીને ગોપીઓએ પૂછ્યું:-"અરે બંસુરી! તું વાંસડાનો એક ક્ષુદ્ર કકડો છે, છતાં તેં શી ભૂરકી નાંખી છે કે અમારા પ્રિયતમ શ્રીકૃષ્ણ ભગવાન, કે જેમનાં ચરણકમલોની રજ ભીષ્મ અને અર્જુન જેવા વીરો પોતાને મસ્તકે ચડાવે છે, અને ચંદ્રમુખી અનેક દેવાંગનાઓ જેમનું સ્મિત વદન વિલોકવા અહોનિશ તલસ્યા કરે છે તે મનોહર કૃષ્ણ અત્યંત પ્રેમથી વારંવાર તારૂં ચુંબન કરે છે? અને તને એક ક્ષણ પણ આઘી કરતા નથી?" વાંસળી બોલી:-"હું અંદરથી ખુલ્લી બની છું-મારી અંદરનો કચરો-અહંકાર, સ્વાર્થ-વગેરે મેં દૂર કરેલાં છે. તેથીજ ભગવાન મને ચુંબન આપે છે ને જેના ચરણનું ચુંબન કરવાને લોકો ચાહે છે તે મને અત્યંત પ્રેમે ચુંબે છે. તો મ્હારો સ્વર મધુર કાં ન નીકળે? મ્હારામાં કૃષ્ણનો દમ છે ને મ્હારા અવાજમાં પણ કૃષ્ણનોજ સ્વર છે." પ્રિય વાચકો! તમે પણ

બંસુરી પેઠે અહંતા મમતા રહિત થાઓ. જે મોતી વિંધાશે તેજ રાજા મહારાજાઓના મુકુટ ઉપર ચડી શકશે. તમે બંસુરી જેવા બન્યા કે તમારામાં પ્રભુનો દમ ને પ્રભુનો સ્વર સહેજે આવવાનો. એ ખાત્રીથી માનજો.

૨૭૬ બીજાના દોષ જોવાની ટેવ ન રાખો. જે માણસ બીજાના દોષો જુએ છે તે પોતાનામાં તે દોષનો સંચય કરે છે. કેમકે અંતઃ-કરણનો એવો ધર્મ છે કે તે જેવું વારંવાર ચિંતવન કરે તેવું બની જાય છે. માટે હલકી વસ્તુનું ચિંતવન પણ ન કરવું. સાંભળ્યું છે કે એક નૈષ્ઠિક બ્રહ્મચારીના આશ્રમ સામેજ એક વેશ્યાનું મકાન હતું. વેશ્યાના મકાનમાં રાત દહાડો અનેક હલકા વર્ગના પુરૂષો આવતા. બ્રહ્મચારી આ જોયા કરતો. વેશ્યાની રીતભાતથી તેને વારંવાર તિરસ્કાર આવતો. ને વેશ્યાને તે વારંવાર સદ્બોધ આપતો. વેશ્યાને બ્રહ્મચારીની વાત સાચી લાગતી. પણ ઉદર-નિર્વાહનું બીજું કશું સાધન ન હોવાથી ખિન્નમને પોતાનો વંશપરંપરાનો ધંધો ચલાવી કાલ વ્યતીત કરતી; અને બ્રહ્મ-ચારી મહારાજની પેઠે પવિત્ર પણે રહેવાની પ્રભુ પાસે યાચના કરતી. કેટલેક કાળે પેલો બ્રહ્મચારી અને પેલી વેશ્યા બંને એક સાથે મરી ગયાં. બ્રહ્મચારી મહારાજ જમ પાશમાં બંધાઇને અને વેશ્યા વિમાનમાં બેસીને યમરાજને ત્યાં પહોંચ્યાં! યમરાજનો આવો અન્યાય જોઇ બ્રહ્મચારી મહારાજ આશ્ચર્યચકિત થયા ને બોલ્યાઃ–"પ્રભો! તમારો આ અન્યાય કેવો? મેં મરણ પર્યંત નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળ્યું; છતાં મને તેડવાને જમને મોકલ્યા, ને આ મહા દુષ્ટ વ્યભિચારિણી વેશ્યાને તેડવાને વિમાન મોકલ્યું!" યમરાજા બોલ્યાઃ–"અહીંઆં અન્યાયની ગંધ પણ સમજશો

માં. તમારે શરીરે નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળ્યું છે એની હું ના કહેતો નથી; પણ તમારા મને તો અહોનિશ અધમ ચિંતન કર્યા કરેલું છે. વેશ્યાના ઘરમાં કોણ ગયો અને કોણ બહાર નીકળ્યો? એનોજ તમે રાત દહાડો વિચાર કર્યો છે." અને તેનાથી ઉલટું એ વેશ્યાનું વર્ત્તન છે, એને શરીરે તો કુલપરંપરાથી પ્રાપ્ત થએલ અધમ કૃત્ય કરેલ છે, પણ એને મને તો સદા પવિત્ર રહેવાની અભિલાષા કરેલી છે. માટે "**જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ**" તમારૂં શરીર પવિત્ર હતું. પણ હલકું ચિંતવન કરી કરી તમે મનને હલકું બનાવી દીધું. અને એનું શરીર અપવિત્ર હતું; પણ સારૂં ચિંતવન કરી કરી તેણે મનને પશ્ચાત્તાપ વડે સારૂં બનાવ્યું. હવે તેનું ફળ તમારે અને તેને લેવાનું છે. તમારૂં શરીર પવિત્ર હતું એટલે અત્યારે તમારા એ શબને પવિત્ર બ્રાહ્મણો પુજી, સુગંધી પદાર્થો ચડાવી ગુણગાન કરતા કરતા વાજતે ગાજતે સમાધિસ્થ કરવા લઇ જાય છે. અને એ વેશ્યાનું શરીર અપવિત્ર હતું તો તેના શબને ભંગી લોકો ખાતરના ગંધાતા ગાડામાં નાંખી તિરસ્કાર વર્ષાવતા વર્ષાવતા ગટરમાં નાંખવા લઇ જાય છે "**કરે તેવું પામે**" એ અમારો કાયદો છે." મતલબ કે જેમ શરીરને પવિત્ર રાખવાની આવશ્યકતા છે તેમ મનને પણ પવિત્ર વિચારો વડે સતત્ પવિત્ર રાખવાની આવશ્યકતા છે. બીજાના દોષો જોઇ જોઇ મનને અધોગામી કરવાથી આપણને પોતાનેજ હાનિ છે.

૩૭૭ વાંદરાંનાં શરીરમાં જો ચાંદું કે વ્રણ થાય તો તેઓ એ ચાંદા કે વ્રણને ખોતર ખોતર કરે છે; અને રૂઝ વળવા દેતાં નથી. મનુષ્યે પણ પોતાના સ્વભાવમાં એવી જે કાંઇ ન્યૂનતા જણાય

તેને સંભારી સંભારી વારંવાર ખોતર ખોતર કરવાનું નથી. કેમકે એમ કરવાથી મનમાં દુર્બળતા આવે છે. ને મનની દુર્બળતા હાનિકારક છે. વળી કોઇ બીજાના દોષોનું ચિંતવન કરવાથી પણ મનમાં તેવા સંસ્કારોની છાપ પડે છે, માટે બીજાના દોષો જોવાની કે કોઇના પાસે કથન કરવાની ટેવ ન રાખો. મનને ગુણગ્રાહક કરવું એ ચડતી થવાનું પગથીઉં છે.

૩૭૮ વાંદરાને પકડવાની રીત તમે જાણો છો? ન જાણતા હો તો સાંભળો. જે જંગલમાં ઘણાં વાંદરાં રહેતાં હોય ત્યાં વાંદરાં પકડનારા સાંકડાં મોંનાં વાસણોમાં કાંઇક ફળો ભરી મૂકી આવે છે. વાંદરાં એ ફળો લેવા વાસણના મોંમાં પોતાનો હાથ ઘાલી મોટી મૂઠી ભરે છે; ને પછી હાથ બહાર કાઢવા જાય છે. પણ વાસણનું મોં બહુજ સાંકડું હોવાથી તેનો હાથ બહાર નીકળી શકતો નથી. ફળ લેવાની લાલચથી ભરેલી મૂઠી પણ વાંદરાં છોડી શકતાં નથી. અને જાતેજ પકડાઇ જાય છે! આ જગતમાં મનુષ્યની સ્થિતિ પણ એ વાંદરાંના જેવીજ છે. જગત્‌રૂપી આ રમ્ય વિશાળ વન છે. ને તેમાં ઠેકાણે ઠેકાણે સાંકડું મન, સાંકડા વિચાર અને સાંકડી બુદ્ધિ રૂપી વાસણો ગોઠવી મૂકેલાં છે. તેની સાથે જીવે મમતાની મૂઠીઓ વાળેલી છે, "હું આ જાતનો છું, મારૂં નામ ફલાણૂં છું," અથવા તો "હું મન છું" "હું બુદ્ધિ છું" એવી એવી જીવોએ તાદાત્મ્યભાવે મૂઠીઓ વાળેલી છે, જે જીવોને પરતંત્ર ને ગુલામ બનાવે છે. જો તમે આમાંથી છૂટા થવા ચહાતા હો તો તમારી મૂઠીમાં પકડેલાં ફળો છોડી દો. એટલે તમે છૂટા છો. આખું જગત્ રૂપી વન તમારૂંજ છે. એના માલિક તમેજ છો. માત્ર તમારે અહંતા-

મમતા વાળું અજ્ઞાન છોડવાની આવશ્યકતા છે. પછી કોઇનો ભાર નથી કે તમને પકડી રાખી શકે.

૩૭૯—જ્ઞાની જનો આ વિશ્વને કાચના વિવિધ અરીસાઓ જડેલા મંદિરના જેવું માને છે. ભિન્ન ભિન્ન શરીરો એ જાણે જૂદી જૂદી જાતના અરીસાઓ છે. કોઇ અરીસો પીળો છે, તેમાં પીળું પ્રતિબિંબ દેખાય છે. કોઈ અરીસો રાતો છે તેમાં રાતું પ્રતિબિંબ દેખાય છે, કોઇ અરીસો અંતર્ગોળ છે તેમાં બહુ જ ઝીણું પ્રતિબિંબ દેખાય છે ને કોઇ અરીસો બાહ્યગોળ છે તેમાં બેડોળ હસવા જેવું પ્રતિબિંબ દેખાય છે. આવી રીતે અનેક પ્રકારના આકાર અને રૂપમાં એક અદ્વિતીય સત્ વિલસતું જણાય છે. એ શરીરના ઘાટીલા કે બેડોળ આકાર સાથે, રાતા કે પીળા રંગ સાથે કે કશા સાથે મૂળ વસ્તુને સંબંધ નથી. કાચની ભીંતોવાળા મંદિરમાં જઇ ઉભેલ માણસ જૂદા જૂદા અરીસાઓમાં જૂદે જૂદે રૂપે ને આકારે દેખાય છે; તેમ છતાં દ્રઢ માને છે કે હું પોતે એક જ છું. તેમ આ બધાં શરીરો અને મનોરુપી અરીસામાં એક બ્રહ્મ સ્વરૂપ જ દશ્ય થઈ રહેલું છે. એ વાત અજ્ઞાની જનો સમજતા નથી એટલે આવા કારાગૃહમાં ગયેલા પેલા કૂતરાની પેઠે કરે છે. કહે છે કે ચારે બાજુની ભીંતે તેમજ છતે પુષ્કળ અરીસા લગાડેલા એક કાચગૃહમાં એક કૂતરો ગયો. ને જોયું તો સામેથી તેને અપાર કૂતરાઓ આવતા દેખાયા! સ્વજ્ઞાતિનું આટલું બધું જૂથ જોઇ તે કૂતરો તો ગભરાઇ ગયો. કારણ કે કૂતરાની જાતિનો જ એ ધર્મ છે કે તે સ્વજ્ઞાતિનાને જોઇ બળ્યા વિના રહેજ નહિ! આથી ગભરાઇ કૂતરે પોતાની ડાબી તરફ જોયું તો તે બાજુ પણ સ્વજ્ઞાતિનું અસંખ્ય દળ જોયું!

જમણી બાજુ જોયું તો ત્યાં પણ એમજ ! ગભરાઇને ઉંચું મોં કર્યું તો ત્યાં પણ પોતાની જ નાતના ગૃહસ્થો ! હવે તો એની ગભરામણનો પાર રહ્યો નહિ. તેણે મોટી છલંગો મારી ભસવા માડ્યું તો ચારે બાજુના કૂતરાઓ પણ છલંગો મારતા જોવાયા, અને પડછંદામાં ભસતા સંભળાયા ! વ્યાકુળ થઇ તેણે આમતેમ કૂદવા, દોડવા ને ભસવા માંડ્યું ને ત્યાંજ ભયભીત થઇ છેલ્લે તેનો પ્રાણ ગયો ! અજ્ઞાની જનો પેલા કૂતરાની પેઠે કરે છે. તેઓ કહે છે કે “ પેલો માણસ મારો શત્રુ છે, તે મારો વિનાશ કરશે. ” આ બધા ભયો, આ બધી ઇર્ષ્યાઓ ને આ બધી મારામારીઓ તથા કલહો શાથી છે ? પેલા કૂતરાના જેવી અજ્ઞાનતાને લીધે છે. જો એ કૂતરા ( Dog ) ના જેવા વિચારો બદલવામાં આવે તો તેથી ઉલટું રૂપ ( God ) ઇશ્વરપદ ધારણ કરી શકાય તેમ છે. ભગવતી શ્રુતિ પણ એજ વાત કહે છે કે **तस्य को मोह कः शोकः एकत्वमनुपश्यतः** જે સર્વત્ર પોતાની એકતાજ જુએ છે તેને ભય કોનાથી થાય ? મોહ કોનાથી થાય ! અને શોક પણ શાથી થાય ?

૩૮૦–કેટલાક એમ ધારે છે કે જેમણે યોગનાં યમ નિયમાદિક આઠે અંગોનું સારી રીતે અનુષ્ઠાન કર્યું હોય તેનેજ નિર્વિકલ્પ સમાધિ થાય છે પણ એમ નથી. યમ નિયમાદિક અંગોનું અનુષ્ઠાન થયું ન હોય તોપણ જો ગુરૂ કે શાસ્ત્રને બોધે મનોરાજ્ય જીતાય તો નિર્વિકલ્પ સમાધિ થાય છે. આ તમામ સંસાર મને ઉપજાવેલો છે; એ અનેકવાર કહેવાઇ ગયું છે. સંસાર એમનો એમ હોય છે છતાં ગાઢ ઉંઘમાં મનુષ્યને કેમ જણાતો નથી ? કારણ એટલું જ કે તે સમયે મનનો વ્યાપાર હોતો નથી. એજ પ્રમાણે જાગ્રત

દશામાં પણ મનોરાજ્ય બંધ થાય તો જીવનમુક્તિ થઇ સમજવી. અથવા તો સર્વત્ર બ્રહ્મનું દર્શન થાય તો **यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः** “ મન જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં સમાધિ જ છે. ભક્તકવિ નરસિંહ કહે છે કેઃ—

## પ્રભાતીઉં.

**અખિલ બ્રહ્માંડમાં, એક તું શ્રીહરિ જુજવે રૂપે અનંત ભાસે;**
**દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું, શૂન્યમાં શબ્દ થઇ વેદ વાસે. અ.**
**પવનતું, પાણી તું, ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થઇ ફૂલી રહ્યો આકાશે;**
**વિવિધ રચના કરી અનેક રસ લેવાને, શિવથકી જીવ થયો એજ આશે. અ.**

**વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરો એજ પાસે;**
**ભણે નરસૈયો એ, મનતણી શોધના, પ્રીત કરૂં પ્રેમથી પ્રગટ થાશે. અ.**

૩૮૧—જેમ ઠોઠ નિશાળીઓ શિક્ષકનો વાંક કાઢે છે તેમ પ્રમાદી માણસ પ્રભુનો વાંક કાઢે છે. પરમાત્માની અમોઘ કૃપા તો ચારે બાજુ અમૃતવૃષ્ટિ કરી રહી છે. પણ તેને ઝીલનારૂં હૃદય તૈયાર ન હોય ત્યાં પરમાત્માનો વાંક શો? નળમાંથી પાણીનો પ્રવાહ તો સતત આવ્યા કરે છે, પણ ઘડાએ તે પ્રવાહને પોતાની અંદર ધારણ કરવો જોઇએ. પ્રવાહ નીચે ઘડો ઉંધે મોંએ રાખવામાં આવે તો તેમાં પાણીનું એક ટીપું પણ શી રીતે પડે ? કહે છે કેઃ—

**નથી વાંક વિશ્વંભરતણો, જે કહીએ તે વાંક આપણો;**
**જ્યાં કોઇ ભોજન જમાડવા કરે, ત્યાં રીસાણો તે રીસે ફરે;**
**પૂર્ણાનંદ પીરસનારો રહે, અખા અભાગિયાને કોણ કહે ?**

**પૂર્ણાનંદ તે પૂર્ણદયાળ, સર્વે જીવની લે સંભાળ;**
**દયા સારૂ તે લે અવતાર, અસુર નિકંદન ભકત ઉદ્ધાર.**

પૂર્ણાનંદ જેવો પીરસનારો છે, પણ અભાગી જીવ રીસાઇ જમવાજ ન બેસે ત્યાં વિશ્વંભર શું કરે ? જીવે પોતાની આસુરીવૃત્તિઓનો પરિત્યાગ કરી દૈવી સંપત્તિઓને ધારણ કરવાની છે—અશુભ ભાવનાઓને શુભભાવનાઓ વડે પરાજીત કરવાની છે.

૩૮૨—મરણ એ માણસની જીંદગીમાં માત્ર એક પ્રકારનું રૂપાંતર છે. ને એ રૂપાંતર પણ આપણા કલ્યાણને માટે નિર્મિત થએલ છે. એવું સાંભળ્યું છે કે એક યુનાની સ્ત્રીને દેવળમાં અમુક ક્રિયા કરવાનો ખાસ હક્ક હતો. ને તેથી તે ક્રિયા એ બાઇ વારંવાર કરાવતી. એકવાર એ બાઇ તે ક્રિયા કરાવવા માટે પોતાને મકાનેથી નીકળી; પણ રસ્તામાં જતાં જતાં તેનો સિગરામ પૈડું ભાગવાથી અટકી પડયો. આથી તે ટાઇમસર દેવળમાં પહોંચે તેવું રહ્યુ નહિ; એટલે દિલગીર થઇ. તેના બે સુપુત્રો તેની સાથે હતા. તેમણે માતાની દિલગીરીનું કારણ જાણી લીધું. ને માતાને પોતાની ખાંધે બેસાડી વખતસર દેવળમાં પહોંચાડી. જ્યાં તેણે રિવાજ પ્રમાણે પ્રાર્થના અને ક્રિયા કરાવી, ત્યાં તેને અંતરીક્ષમાંથી દેવનો અવાજ સંભળાયો કે " ઓ ભલી બાઇ ! હું તારાપર પ્રસન્ન છું. તારે જોઇએ તે માગી લે." આથી પેલી બાઇ બોલીઃ—" હે પ્રભો ! સૌથી સારામાં સારૂં સુખ હોય તે તમો મારા પુત્રોને આપો; એજ મારી માગણી છે. " બસ, આટલી માગણી પૂરી થતાંમાં જ તે બાઇએ પોતાના બંને પુત્રોને પોતાની નજર આગળ મરણ પામેલા જોયા. પેલી બાઇ ઘણું કલ્પાંત કરી કહેવા લાગીઃ—" આમાં મારા દીકરાઓનું શું ભલું થયું ? " આકાશીવાણીએ ઉત્તર આપ્યું;—"તેં

તારા પુત્રોને માટે સૌથી સારામાં સારૂં સુખ માગ્યું હતું. એટલે જે સારૂં હતું તે પ્રભુએ તારા પુત્રોને આપ્યું. કેમકે તેઓ જો જીવતા રહેત તો કોઇ આફતનો ભોગ થઇ પડયા હોત.” આ સાંભળી તે સ્ત્રીએ પોતાના મનનું શાંત્વન કર્યું.

૩૮૩–બીજી રીતે જોઇએ તોપણ મરણ એ અફસોસ કરવા લાયક નથી. આત્મા સદા અવિનાશી છે. એનું મરણ તો કદિ થતુંજ નથી. અને પંચમહાભૂતો પણ પંચમહાભૂતોમાં મળે છે. તેનું પણ મરણ થતું નથી. તો શોક કોનો કરવો ? ગીતામાં કહ્યું છે કે—

**देही नित्यमवध्योऽयं, देहे सर्वस्य भारत ।**
**तस्मात्सर्वाणि भूतानि, न त्वं शोचितु मर्हसि ॥२३०॥**

**ભાવાર્થ:**—“હે અર્જુન ! સર્વ પ્રાણીઓના શરીરમાં રહેલો આ જીવાત્મા નાશ ન કરી શકાય એવો છે. તેથી તું સર્વે પ્રાણીઓના સંબંધમાં શોક કરવા યોગ્ય નથી.” આજ વિચારે કહ્યું છે કે:

**( સદા સંસારમાં સુખ દુ:ખ—એ રાગ. )**

**સગાંનો સાથ, જમને હાથ જાતાં બંધુ મ્હારા !**
**વિકળ થઇ કાં વહાવે વીર ! આંખે અશ્રુ-ધારા...**
**સગાંનો સાથ.**

**પંથે પળતાં પંથીનો, સહજ સમાગમ થાય;**
**એવો આ અવતારમાં, મળ્યો સગાં સમુદાય,**
**મળી ક્ષણવાર સર્વે, ભિન્ન ભિન્ન પથે જનારા...**
**સગાંનો સાથ.**

**નભ-મંડળ માંહે મળી, મનહર મેઘની માળ;**
**અલગ અલગ સૌ ઘન થશે, પવન થયે તત્કાળ,**

**મળ્યા છો માગણાથી છુટતાં છુટા થનારા...**
**સગાંનો સાથ.**

**અગણિત જન્મો આપણા, અગણિત માતા તાત;**
**અગણિત દારા, દીકરા, અગણિત સ્નેહી–સાથ.**
**સહુ શું સ્નેહ બાંધે, પાર ક્યારે પામનારા...**
**સગાંનો સાથ.**

**સાર હીન સંસાર આ, ખલક ખેલ ચોપાટ;**
**ક્ષણ ભંગુર જીવન વિષે, રે ! રોવું શામાટ ?**
**જગતના નાથ સાથે, પ્રેમના બાંધો પનારા...**
**સગાંનો સાથ.**

૩૮૪ આ વિચાર આપણે સાધારણ દૃષ્ટિથી કર્યો. જ્ઞાનદૃષ્ટિએ વિચારીએ તો સર્વવ્યાપક સનાતનતામાં મૃત્યુને અવકાશજ નથી. સર્વવ્યાપક એક સનાતનતામાં બીજા કશાને જ્યાં અવકાશ નથી; ત્યાં મૃત્યુને તો શેનો અવકાશજ હોય? સુરેશ્વરાચાર્ય કહે છે કે "અક્ષર ( બ્રહ્મ ) ના સંપૂર્ણ જ્ઞાનથી મૃત્યુનું મૃત્યુ થાય છે." મહાભારતમાં સનત્સુજાત કહે છે કે:—

**मोहो मृत्युः संमतः यः कवीनाम्**
**प्रमादं वै मृत्युमहं ब्रवीमि सदाऽप्रमादममृतत्वं ब्रवीमि ॥**

"જે મોહ છે, તેને ડાહ્યા માણસો 'મૃત્યુ' કહે છે. બ્રહ્માત્મજ્ઞાનમાંથી સ્ખલિત થવા રૂપ પ્રમાદ એનેજ હું મૃત્યુ કહું છું; અને સદા પ્રમાદરહિત રહેવું તેને હું 'અમૃતત્વ' કહું છું. ચારે બાજુ ત્રિકાલાબાધ્ય એક તત્ત્વનો–બ્રહ્મનો–જીવનનો–મહા સાગર ગર્જી રહ્યો છે ત્યાં મૃત્યુનું અસ્તિત્વજ ક્યાં છે ? એથીજ સમર્થ કવિવર નરસિંહરાવ ગાય છે કે:—

( ગોરમા, શિદ આવ્યો અવતાર...એ ચાલ. )

+દીઠું જીવન તત્ત્વ સનાતન, સત્ય પ્રકાશિયું રે લોલ;
અમરપણું પ્રકટ્યું પછી તત્ક્ષણ, મૃત્યુ મરી ગયું રે લોલ.
જીવન પરજીવન બે એકજ, અખંડ પ્રવાહ છે રે લોલ
રૂપ બદલતું જીવન તે પરજીવનમાં વસે રે લોલ.
જીવન જ્યોતિપૂર વિશાળું, જગોજગ રેલિયું રે લોલ.
જોતાં દિવ્ય નયનથી નિશ્ચય, મૃત્યુ મરી ગયું રે લોલ.

૩૮૫ ભલેને ગમે તેટલાં શાસ્ત્રો ભણે, ભલેને ગમે તેટલાં તીર્થો કરે, ભલેને ગમે તેટલાં દેવોનાં પૂજનો કરે અને ભલેને ગમે તેટલાં વ્યાખ્યાનો કરે કે કાવ્યો લખે, પરંતુ જ્યાં લગી એ સર્વત્ર વ્યાપેલ તત્ત્વજ હું છું, એવું જ્ઞાન થયું નથી ત્યાં લગી પરમ-પદની પ્રાપ્તિ થવાની નથી. કહે છે કેઃ—

છપ્પો.

કે ષડદર્શન જ્ઞાન-વાન જિવ્હાની અગ્રે,
કે ઇશ થૈ પૂજાય, ગાય જશ નગ્રે નગ્રે,
કોઈ કવીશ્વર થાય, પાય પૃથ્વીપતિ લાગે,
કોઇ થાય દાનેશ રાય કર્ણાદિક આગે;
તહાં લગી જાણો અખા, ન શમી સઘળી વાસના,
લિંગનો ભંગ થયા વિના, સર્વે મનની ઉપાસના.

વળી લખે છે કેઃ—

કોઇ કરતા ગાન, તાનને સાધન માને,
કોઈ વર્ણ અભિમાન-વાન અસમંજસ ભાને;

+ સાક્ષરવર ન. ભો. કૃત.

**કોઇ સાધે અષ્ટાંગ, સાંગ કાયાકૃત જાણે**
**કો કરી પૂર્વજ દેવ–સેવમાં આદર આણે**
**એ સર્વે કાયા–કલેશ છે, મન મલિનતા એ સહી.**
**અખા તર્કના પાનથી, અંગ તાપ ઉપજે નહિ.**

**ભાવાર્થ:**—"ષડ્દર્શનો મુખે કરી કેટલાક જ્ઞાનીઓ નગરે નગરમાં ઇશ્વર થઇ પૂજાતા જોવાય છે. કોઇ કર્ણ જેવા દાનેશ્વરીઓ જોવાય છે તો કોઇ એવા કુવીશ્વરો જોવાય છે કે જેમને રાજા મહારાજાઓ પણ પગે લાગે છે. પણ જ્યાં લગી તેમનો અહંતા મમતાવાળો લિંગ દેહ છૂટ્યો નથી, અને એમની વાસનાઓ લય પામી નથી ત્યાં લગી એ બધાં સાધનો મનને રાજી કરવાનાં છે કોઇ ગાનતાનને, કોઇ જાતિની ઉચ્ચતાને, કોઇ અષ્ટાંગ યોગને અને કોઇ દેવ સેવાને કે શ્રાદ્ધાદિ ક્રિયાઓને મુક્તિનાં સાધનો માની આદરથી તેનું સેવન કરે છે પરંતુ એ બધાંમાં અહંભાવ રૂપી મન મલિનતા રહેલી હોવાથી તે બધાં કાયાકલેશ જેવાં છે. પરમપદ એમ પ્રાપ્ત થતું નથી. મતલબ કે અભેદ જ્ઞાન વિના એ બધાં સાધનો અરણ્ય રૂદન જેવાં નકામાં છે. ભગવાન શંકરાચાર્ય કહે છે કે:–

**वाग्वैखरी शब्दझरी शास्त्रव्याख्यानकौशलम् ।**
**वैदुष्यं विदुषां तद्वद्भुक्तये न तु मुक्तये ॥**

**वि. चू, ५८**

**ભાવાર્થ**—ભાષણ કરતી વખતની વૈખરી વાણી, શબ્દોના પ્રવાહનું વ્યાખ્યાન કરવાનું કૌશલ્ય ને વિદ્વાનોની વિદ્વત્તા એ બધું આ લોકના ભોગને માટે થાય છે. પણ એ કાંઇ મોક્ષને માટે થતું નથી." જો બ્રહ્મ તત્ત્વ જાણવામાં આવ્યું નહિ; તો ગમે તેટલો શાસ્ત્રાભ્યાસ કર્યો હોય તે નિષ્ફળ છે.

૩૮૬ શાસ્ત્રનો અભ્યાસ કરવો શા વાસ્તે? મૂળ પરમ તત્ત્વને જાણવા વાસ્તે. જો પરમ તત્ત્વ જાણવામાં ઉપયોગી થાય તોજ તે ભણતર કામનું છે. નહિ તો ઉલટું અવિદ્યા વધારનારૂં છે. કહ્યું છે કેઃ—

**મૂળ અભિમાન હતું પાશેર, ભણતર ભણતાં થયું અચ્છેર;**
**ચતુરાઇમાં તોલું થયો, ગુરૂ થયો ત્યાં મણમાં ગયો.**

જો આ પ્રમાણે ભાર વધતો જતો હોય તો ઉલટું હાનિકારક છે. અભિમાન છોડાય તોજ એ વિદ્યા છે, નહિ તો અવિદ્યા છે.

૩૮૭ વેદાંતના ગ્રંથો વાંચવાથી, વેદાંતની અધ્ધરી અધ્ધરી પ્રક્રિયાઓ જાણવાથી કે વેદાંતનું વ્યાખ્યાન કરવાથી માણસ મુક્ત થતો નથી; મુક્ત તો આત્માકારવૃત્તિ થવાથીજ થવાય છે. કાળમીંઢ પાષાણની શિલા વરસોનાં વરસો લગી ગંગાજળમાં ભલે ડૂબી હોય, તો પણ બહાર કાઢતાં એવી ને એવીજ જોવાય છે. તેને લેશ પણ અસર થયેલી હોતી નથી.

૩૮૮ અહંકાર અને બુદ્ધિનો મેળાપ જાર ( ઉપપતિ ) અને પરનારી ( ઉપપત્ની ) ના મેળાપ જેવો છે. બુદ્ધિનો વાસ્તવિક પતિ તો આત્માજ કહી શકાય. પરંતુ એ બંનેએ આડો વ્યવહાર ચલાવી આત્માને ઉંઘાડી મૂકવામાં આવ્યો છે. એ અધર્મમાં સુખની આશા તો શાની ? જો ખરા પતિને એટલે આત્માને બુદ્ધિનો સંયોગ થાય તો જગત્ રહે શાનું ?

**અહંકાર બુદ્ધિ સોં કહે, તું મત દેહુ જગાય;**
**ઉઠે પરમાનંદ તો, હું તું જગત બિલાય.**

" અહંકાર રૂપી નર, બુદ્ધિરૂપી ઉપપત્નીને કહે છે કે તારો

પતિ પરમાનંદ સૂતો છે. તેને તું સૂઇ જ રહેવા દેજે. જગાડીશ માં. જો એ જાગ્યો તો હું કે તું કોઇપણ જીવતાં રહી શકીશું નહિ. તેમ જગત્ પણ રહી શકશે નહિ. એ બધાનો સંહાર કરશે. તાત્પર્ય કે બ્રહ્મસાક્ષાત્કાર થયા પછી જગત્ શી રીતે રહી શકે ?

૩૮૯—જ્યાં લગી રાત પડી નથી, ત્યાં લગી પહોંચવાને સ્થળે પહોંચી જાઓ. હજુ ઘણો દિવસ બાકી છે; એવે વિચારે રસ્તામાં રઝળોમાં. દિવસ છતાં પહોંચ્યા તો પહોંચ્યા સમજજો. લુવાર ચાલ્યો ગયા પછી કોઇ લોઢું ટીપનાર નથી. કહ્યું છે કેઃ—

**ધમણ ધમંદી રહી વઇ, બુઝી વિયા અંગાર;**
**નાંઈ કડાકો કોડમેં, ઉઠી વિયા લુવાર.**

કોઇ માણસે બીજાને પૂછ્યું કે કોઢમાં લુવાર છે ? પેલે જવાબ આપ્યોઃ—ધમણ ધમાતી રહી ગઇ છે, અંગારા પણ ઓલવાઈ ગયા છે, હથોડાના ધડોધડ અવાજ પણ સંભળાતા નથી. એટલે અનુમાન કરાય છે કે લુહાર કોઢ બંધ કરી ચાલ્યો ગયો છે. તે પ્રમાણે તમે પણ જ્યાં લગી તમારી શ્વાસોચ્છ્વાસરૂપી ચાલતી ધમણ બંધ થઇ નથી, આંખોરૂપી અંગારા હોલવાઇ ગયા નથી, હૃદયના ધડકારા રૂપી કડાકા કોઢમાં ચાલુ છે, અને જીવરૂપી લુહાર કોઢમાંથી ચાલ્યો ગયો નથી ત્યાં લગી સાધન કરવું હોય તે કરી લ્યો.

૩૯૦—તમે ભલેને ધોળાં કપડાં પહેર્યાં હોય તેમાં હરકત નથી. ઘણીવાર મમત્વવાળાં ભગવાં લૂગડાં કરતાં અમત્વ વગરનાં ધોળાં કપડાં ચડી જાય છે. સાંભળ્યું છે કે નેમચંદ્ર નામે એક સંઘવી સંઘ લઇ આબુની જાત્રાએ જતો હતો. એ સંઘમાં બસો ત્રણસો સ્ત્રીપુરૂષો હતાં. તેમાં ધનદાસ નામે એક ભગવાંધારી સાધુ પણ હતો. જતાં માર્ગમાં લૂંટારા ભીલો મળ્યા. સાધુ પાસે ધન તો

નહોતું. પણ લાલરંગે રંગેલું એક તૂંબડું હતું. પેલા લૂટારાએ સંઘને લૂંટવા માંડ્યો. અને બાવાજી પાસે તૂંબડું માગ્યું. બાવાજી બોલ્યા કે "ભલેને તું ગમે તેમ કર, હું મારૂં તૂંબડું આપવાનો નથી." એટલામાં તો એક ભીલે બાવાજીના કાંડાપર તરવારનો પ્રહાર કર્યો. એટલે હાથ તૂંબડા સાથે શરીરથી છૂટો પડ્યો. સંઘપતિ નેમચંદ્ર સૌથી પાછળ આવતો હતો; તેણે લૂટારા લૂટવા આવ્યાની વાત જાણી કે તરત સંઘને ઉભો રખાવ્યો. ને આજ્ઞા કરી કે આપણે તીર્થયાત્રા કરી પુણ્યસંગ્રહ કરવા નીકળ્યા છીએ, તો કોઇએ લડાલડી કરવાની જરૂર નથી. લૂટારાની ઇચ્છા હોય તો તમામ ઘરેણાં ગાંઠાં અને રોકડ રકમ તેમને હવાલે કરો. તમને સૌને થયેલું નુકસાન હું આપીશ. પણ કાપા કાપી કરશો નહિ. સંઘમાં જે રખવાળ શસ્ત્રધારીઓ હતા તેમણે પણ સંઘપતિની આજ્ઞા માથે ચડાવી. અને જોત જોતાંમાં તો લૂટારા ભીલોના મોં આગળ ઘરેણાં ગાંઠાંનો, અને રોકડ રકમનો ઢગલો થયો. શેઠની આવી ત્યાગવૃત્તિ તથા દયાવૃત્તિ જોઇ પેલા લૂંટારા ભીલો તો ચકિત જ થઇ ગયા. તેમણે પોતાનો લૂંટવાનો વિચાર માંડી વાળ્યો; પરંતુ ઉલટા તેઓ શેઠને પગે પડયા. અને શેઠાણીને પોતાની ધર્મની બેન માની દશરૂપિયાનું કાપડું આપ્યું! હવે જુઓ નેમચંદ્ર શેઠ ભગવાંધારી નહોતા; એ તો ધોળાં લૂગડાં પહેરનાર સંસારી હતા. પણ પેલા હાથ કપાવનાર ધનદાસ બાવાજી ભગવાં ધારણ કરેલા હતા! કહેવાનું તાત્પર્ય કે ધોળાં લૂગડાં પહેરેલાં છતાં જો મનમાં નિષ્કામ વૃત્તિ થઇ હોય તો તે માણસ, સકામવૃત્તિવાળા ભગવાંધારી કરતાં ચઢે છે. માટે જ કહ્યું છે કેઃ—

અંતર જો નવ બુઝા આગ,
તો ધિક ટોપી ને ધિક્ પાગ.
પણ અંતર જો બુઝી આગ,
તો ધન્ય ટોપી ને ધન્ય પાગ.

अभ्यासेन स्थिर चित्तं अभ्या सेनानिलच्यूतिः ।
अभ्यासेन परानन्दः अभ्यासेनात्मदर्शनम् ॥

૩૯૧–અંતરમાંની કામનાને હણવી; એ કામ એકદમ થાય તેવું નથી. રોજ થોડો થોડો અભ્યાસ થાય તો ધીમે ધીમે તે થઈ શકે તેવું છે. તમારા હૃદયમાં કઈ કામના વિશેષ છે, તે નક્કી કરી તેમાં દોષદૃષ્ટિ કરતા રહો, એટલે તમને સફેદ લૂગડાં પણ સિદ્ધિદાતા થશે! અભ્યાસથી શું નથી બનતું ?

"અભ્યાસથી ચિત્ત સ્થિર થાય છે, અભ્યાસથી પ્રાણને વશ કરાય છે, અભ્યાસથી આનંદ મેળવાય છે અને આત્મદર્શન પણ અભ્યાસથી થાય છે." માટે રોજ રોજ થોડો થોડો કામનાઓને ઘટાડવાનો અભ્યાસ કરવો કે પરમપદ પામી શકાય.

૩૯૨ પક્ષીને જ્યાં લગી ભુતલ ઉપરથી આકાશમાં ઉંચું ચડવું હોય ત્યાં લગી પાંખો હલાવવાનો શ્રમ કરવો પડે છે. ઊંચે ચડયા પછી તો બિલકૂલ શ્રમ કરવો પડતો નથી. તમે આકાશમાં ઉંચે ઉડતી સમળીઓ કે બાજપંખીની સ્થિતિ જોશો તો આ વાત સમજાશે. ઊંચે પહોંચેલી સમળાઓ પાંખો હલાવ્યા વિના સ્થિર પાંખો રાખી તર્યા કરતી તમે જોશો. આવીજ સ્થિતિ ઉચ્ચદશાએ પહોંચેલા જીવન્મુકત પુરૂષોની સમજવી. ઉચ્ચકક્ષાએ પહોંચતાં તેમને શ્રમ કરવો પડયો હશે. પણ પહોંચ્યા પછી તેમને

શ્રમ કરવો પડતો નથી. ઉચ્ચ કક્ષામાં તેઓ વગર શ્રમે વિહરી શકે છે. પણ એવી ઉચ્ચકક્ષાએ પહોંચવામાંજ મુશ્કેલી છે. એવી ઉચ્ચ સ્થિતિમાં વિહરનાર એક મહાત્મા કહે છે કે:—

જીસ જાગપેં હમ્ રહેહૈ,
તુમ વહાં ન આ શકોગે.
ખાલાંકા વહાં ન ઘર હૈ
ઝાડી સીતમ કહર હૈ
મરવુંકા વહાં ગુઝર હૈ...તુમ વાં ન આ શકોગે...
ઓ કામ ના કચ્ચુંકા,
વો ખેલ ના બચ્ચુંકા,
મેદાન હૈ સચ્ચુંકા...તુમ વાં ન આ શકોગે...

"જે જગ્યામાં-સંસારીજનો જે કોટિમાં રમમાણ કરી રહ્યા છે તેના કરતાં ઉચ્ચ કોટિમાં-અમે સ્થિર થયા છીએ; ત્યાં તમે આવી શકશો નહિ. કેમકે સંસારના પદાર્થોનો રાગ છોડી ત્યાં આવવું કઠણ છે. એ કાંઇ કાકાનું ઘર નથી. ત્યાં ગુંચવનારી અત્યંત ઝાડી છે. એટલે હિંમત વાળા મરદોજ ત્યાં ટકી શકે તેવું છે. ત્યાં અપકવ હૃદયવાળાનું કામ નથી. તેમજ ત્યાં પહોંચવું એ બચ્ચાંનો ખેલ પણ નથી. એ સાચાનું મેદાન છે. એટલે હે વિષયલાલચુ જનો! તમે ત્યાં આવી શકશો નહિ."

૩૯૩ ચાસણીનાં જૂદાં જૂદાં રમકડાં બનાવે છે, તે રમકડાંમાં કંદોઇને તથા સમજુ માણસને તો ખાંડની બુદ્ધિજ હોય છે. પણ નાનાં અણસમજુ બાળકોને તેમાં ખાંડબુદ્ધિ હોતી નથી; એ તો એમાં પોપટ, મોર, ઘોડો કે હાથી જુએ છે. એજ પ્રમાણે

અણસમજુ સંસારી જનો, આ સંસારી પદાર્થોમાં બ્રહ્મ જોઇ શકતા નથી. તેઓ તો આ વાણીઓ, આ રાજા, આ હાથી, આ બળદ એમ જુએ છે. પણ જ્ઞાનીજનોની નજરમાં તો એ સઘળું એક સનાતન વ્યાપક તત્ત્વજ છે. બીજું કશું નથી.

૩૯૪ ઉપાસના બે જાતની છે. ૧ પ્રતીકોપાસના ૨ અહંગ્રહોપાસના. પ્રતીકોપાસનામાં પરબ્રહ્મસત્તાની પ્રતિનિધિ રૂપે કોઇ પ્રતિમાની ઉપાસના કરવાનું છે. કોઇ "ૐ" કારને બ્રહ્મના પ્રતિનિધિ રૂપે ઉપાસે છે, તો કોઇ શિવને, રામને, કૃષ્ણને, વિષ્ણુને, હનુમાનને કે કોઇ અન્ય દેવને પ્રતિનિધે રૂપે માનીને ઉપાસે છે. આ તમામ પ્રતીકોપાસનાઓ છે; અને ચિત્તની સ્થિરતા કરવા સારૂ અમુક પ્રકારના અધિકારીઓને તેની અતિ આવશ્યકતા છે. માટે મૂર્તિ-પૂજા નકામી નથી. શ્રીકૃષ્ણની તથા શ્રીરામની પ્રતિમાઓ ગામે-ગામ સ્થાપી તેનાં પૂજન અને દર્શન કરવાનો લોકોમાં પ્રચાર છે તે નકામું નથી. તેમજ તેમની લીલાઓ ગાવાનો રિવાજ પણ નકામો નથી. જે લોકો મૂર્તિપૂજાની નિંદા કરે છે તેઓ પૂરો વિચાર કર્યા વિના તેમ કરે છે. પ્રતીકની પૂજા કરતાં કરતાં જ્યારે ચિત્ત ધ્યેયને રૂપે થઇ જાય ત્યારે એ ઉપાસનાનો પરિપાક થયો સમજવો. અહંગ્રહોપાસનામાં "હું શુદ્ધ બ્રહ્મરૂપ છું" એવું સતત સ્મરણ કરવાનું છે. મતલબ કે બંને પ્રકારની ઉપાસના કરવાથી ચિત્તનો અહંભાવ છૂટી જાય છે.

૩૯૫ અંધકાર દૂર કરવાને તો દીવોજ જોઇએ. દીવા વિના અંધકાર દૂર થાય નહિ. કોઇ માણસ અંધકાર દૂર કરવા જપ જપવા બેસે અથવા સ્તવન કરવા લાગે તો તેનો એ શ્રમ નકામો છે.

કહેવાય છે કે એક દેશના લોકોમાં એવો ધારો હતો કે રાત્રિ પડે ત્યારે સૌ સ્ત્રીઓ સુપડાં લઈ લઇ અંધકાર ઉલેચતી. ને આખી રાત્રિ એ પ્રમાણે પ્રયત્ન કર્યાં કરતી! જ્યારે સવારે સુર્યોદય થતો ત્યારે તે સ્ત્રીઓ સમજતી કે અમે મહેનત કરી કરી અંધકાર ઉલેચી નાંખ્યો તેને લીધે અજવાળું થયું છે! દીવો કેમ થાય? એ વાત અહીંના લોકોના જાણવામાં નહોતી. હવે જે દેશમાં દીવો કરવાનો રિવાજ હતો તે દેશમાંથી એક નવલવધૂ પરણી આ દેશમાં ગઇ. અને જોયું તો સૌ સ્ત્રીઓ રાત્રે સુપડાં ભરી ભરી અંધકાર બહાર ઠલવે છે! આ વહુને તો અહીંની સ્ત્રીઓની રીત જોઇ ભારે નવાઇ લાગી. તેણે સૌ સ્ત્રીઓને અંધકાર ઉલેચવાની ના પાડી. અને પોતે એકલાંજ અંધકાર નસાડી મૂકવાનું માથે લીધું. રૂની વાટ કરી તેને તેલમાં ભીંજવી; અને તેનો દીવો કરી અંધકાર ભરેલા ઓરડામાં આણ્યો કે અંધકાર ભાગી ગયો! આ જોઇ ત્યાંના લોકો અત્યંત આશ્ચર્ય પામ્યા. આવુંજ અજ્ઞાન અને જ્ઞાનનું છે. "હું બ્રાહ્મણ છું" "હું ક્ષત્રિય છું" "હું કલ્યાણજી છું" "હું વાલજી છું" "હું કાળો છું" "હું ધનવાન છું" "હું દુઃખી છું" "મારો પુત્ર ડાહ્યો છે." "મારૂં મકાન પત્થરનું ચણાવેલું છે." આવા આવા માયિક વિચારોએ જીવ અજ્ઞાની બનેલો છે. ને તેને લીધે તે દુઃખિ થાય છે. એ અજ્ઞાનને જપ, તપરૂપી સાધનો દૂર કરવા શક્તિમાન નથી. એ અજ્ઞાનને દૂર કરવા સારૂ તો જ્ઞાનનીજ આવશ્યકતા છે. એ અજ્ઞાન ભલેને કરોડો વર્ષનું હોય; જ્ઞાન આવ્યું કે એણે ઉચાળા ભરવાજ જોઇએ. ભોગવટાનો કે મુદ્દતનો કાયદો ત્યાં લાગુ પડે તેમ નથી. અજ્ઞાનનો

ભલેને કરોડ વર્ષનો ભોગવટો હોય તોપણ જ્ઞાન ઉદય પામતાં તેણે નાસવુંજ જોઇએ. માટેજ કહ્યું છે કે:–

**रज्जुरूपे परिज्ञाते सर्पखंडं न तिष्टति ।**
**अधिष्ठाने तथा ज्ञाते प्रपंचः शून्यतां गतः ॥**

'આ દોરડી છે' એમ જાણ્યું કે ભ્રાંતિથી તેમાં થયેલી સર્પબુદ્ધિ રહેતી નથી એટલુંજ નહિ, તે સ્થળે સર્પનો ટૂકડો પણ રહેતો નથી. એજ પ્રમાણે અધિષ્ઠાન ( બ્રહ્મ ) નું જ્ઞાન થતાં જગત્ અદૃશ્ય થઇ જાય છે. અખો ભક્ત પણ કહે છે કે:—

**હું નહિ ગુણ ઇંદ્રિય દેહવાન, પ્રકૃતિ પુરુષનું નહિ મુજ માન;**
**મુજમાં સહુ, હું સર્વાતીત, હું છું ત્યાં નહિ દ્વૈતાદ્વૈત;**
**અખા એમ સમજી રહે જેહ, જીવન્મુક્ત યોગેશ્વર તેહ.**

તાત્પર્ય કે અજ્ઞાન દૂર કરવાને જ્ઞાન એજ ખરેખરૂં સાધન છે.

૩૯૬ કોઇને શંકા થાય છે કે જ્યારે જ્ઞાન થયું અને "આ બધું ખોટું છે, જગત્ એ તો ભ્રાંતિ માત્ર છે." એવું સમજાણું, તો પછી એવા જ્ઞાનવાળાથી વ્યવહાર કેમ થઇ શકશે? એનો જવાબ એ છે કે વ્યવહાર થઇ શકશે. નાટકમાં નોકર રહેલો એક બ્રાહ્મણનો પુત્ર મુસલમાનનો વેશ પહેરીને "રૂસ્તમખાં" નામનો સિપાઇ થઇને આવ્યો હોય, અને એ સિપાઇને પાઠ ભજવતાં ભજવતાં પાણી પીવાનું આવતું હોય તો તે અંદરથી પોતાનું પાણી આવશે તે પીશે ભલે ને તે મુસલમાનના જેવા પોશાકમાં છે છતાં બહારનો કોઇ મુસલમાન પાણી આપશે તો નહિ પીએ. કેમકે એને ચોક્કસ ખાત્રી છે કે હું વેશ ભજવવા

માટે મુસલમાન થયો છું, પણ વાસ્તવિક રીતે તો હું બ્રાહ્મણ છું. એજ રીતે નાટકમાં રાજા કે રાણી પાઠ ધારણ કરી આવનાર રાજા અને રાણી જેવા આબેહૂબ વ્યવહારો કરશે, પણ તેને મનમાં તો ખાત્રીજ છે કે હું રાજા પણ નથી અને રાણી પણ નથી. તેની એવી ખાત્રી છે, તો પણ નાટક ભજવવામાં જેમ તેને કશો વાંધો આવતો નથી તેમ જગતને મિથ્યા સમજનાર બ્રહ્મજ્ઞાનીને સંસાર વ્યવહાર ચલાવવામાં લેશ પણ વાંધો આવશે નહિ. કહ્યું છે કે જ્ઞાનીએ,

**नटवत्कृत्रिमास्थायां निर्वहेत् सर्वलौकिकम् ॥**

"નટની પેઠે કૃત્રિમ આસ્થા રાખી બધો લૌકિક વ્યવહાર ચલાવવો."

૩૯૭ કોઇને એવી પણ શંકા થાય છે કે જ્ઞાન થયા પછી બહાર દેખાતા જગત્‌નો નાશ કેમ થતો નથી? ભાઇરે! બાહ્ય દેખાતું જગત્ સુખ પણ આપતું નથી અને દુઃખ પણ અપાતું નથી. સુખદુઃખ આપનાર તો જીવોનું મનોમય જગત્ છે. દાખલા તરિકે જુઓ. આપણે ગાઢ નિદ્રામાં હોઇએ છીએ તે સમયે બાહ્યજગત્ તો એવું ને એવુંજ ખડું છે, પણ તે મનને કાંઇ સુખ દુઃખ આપે છે? ના. કેમકે તે સમયે માનસિક જગત્ લય પામી ગયેલું છે. પણ જો એ ગાઢ નિદ્રા મટી જાય; અને સ્વપ્નું આવે તો તેમાં હાથી, ઘોડા વગેરે અનેક વસ્તુઓ મન સ્વતઃ ઉપજાવે છે. ને તે સુખ કે દુઃખ પણ આપે છે! હવે સમજાશે કે સ્વપ્નામાં સુખ દુઃખ કોણે આપ્યાં? બહારના જગતે કે માનસિક જગતે? "માનસિક જગતે" જ આપ્યાં

છે એ સ્પષ્ટ વાત છે. બીજો દાખલો લ્યો. अ નામના એક માણસનો પુત્ર ब નાતાલમાં કમાવા માટે ગયો છે. ને ત્યાં તે સાજો તાજો છે. છતાં क નામના કોઈ દુશ્મને अ ને સમાચાર આપ્યા કે તારો પુત્ર મરી ગયો છે. આથી अ અપાર રડે છે, કકળે છે ને દુઃખ પામે છે! જો કે વાસ્તવિક રીતે તેનો પુત્ર તો જીવતોજ છે. પણ તેનો મનોમય પુત્ર મરી ગયો છે માટે તેને દુઃખ થાય છે. વસ્તુતઃ બાહ્ય જગતનો પુત્ર તેને દુઃખનું કારણ નથી. વળી ધારો કે એ ब નાતાલમાં ખરેખરો ગુજરી ગયો છે, પણ अ ને તે વિષે કશા સમાચાર મળ્યા નથી. તો ब ને જીવતો માની अ આનંદમાંજ રહેશે. બાહ્ય જગતનો પુત્ર મરી ગયેલો છે છતાં મનોમય પુત્ર જીવતો છે. એટલે દુઃખ થતું નથી. તાત્પર્ય એ કે બાહ્ય જગતનું અસ્તિત્વ સુખદુઃખનું કારણ નથી માત્ર મનોમયજ જગતજ સુખદુઃખનું કારણ છે. વળી કહેવાનું કે બાહ્ય જગત્ દેખાતું શમવાનું પણ નથી. માત્ર જે દેખાય છે તે દેખાવારૂપે મિથ્યા છે. સર્વ અદ્વૈત બ્રહ્મરૂપ છે એમ સમજવું એજ યથાર્થ જ્ઞાન છે. પ્રિયભાઇ! તમારૂં અધઃપતન કરે છે તે બાહ્ય જગત્ નહિ, પણ તમારા મને કલ્પેલું આંતર્ જગતજ છે. જો તમે એ મનઃકલ્પિત જગતની બહાર જશો તો આવું વિશ્વ તમારે ચરણે પડશે.

૩૯૮ જો તત્ત્વજ્ઞાન પ્રકટી સર્વત્ર બ્રહ્મભાવ દૃઢ થયો, અથવા ભક્તિને પ્રભાવે સર્વત્ર ઇશ્વર સાક્ષાત્કાર થયો તો પછી બધાં કર્ત્તવ્યોની સમાપ્તિ થાય છે. જ્યાં લગી આવો ભાવ થયો નહોતો ત્યાં લગી એ ભાવને પ્રકટાવવાને તે બધાં સાધનો હતાં. સાક્ષાત્કાર

થયા પછી સાધનોને વળગી રહેવાની જરૂર નથી. મેડી ઉપર ચડવા માટે દાદરો ઉપયોગી છે. પણ ચડયા પછી દાદરાને વળગી રહેવાની જરૂર નથી. જ્યાંલગી અક્ષરો સુધર્યા નથી ત્યાંલગી કોપીબૂકો લખવાની જરૂર છે, પણ મરોડદાર અક્ષર લખતાં આવડયા પછી કોપીબૂકો લખ્યા કરવાની આવશ્યતા નથી. તાત્પર્ય કે એવે સમયે વિધિ નિષેધો શમી જાય છે. એવે સમયે સંધ્યા, સ્નાન, જપ, તર્પણ, સ્તુતિ તીર્થ યાત્રા વગેરેને દૂરથીજ નમસ્કાર થાય છે. એક તત્ત્વજ્ઞાની મહાત્માને કોઇએ પૂછ્યું કે " તમે સંધ્યા કેમ કરતા નથી ?" મહાત્માએ ઉત્તર આપ્યું કે હું શી રીતે સંધ્યા કરૂં ? મને સદા બે પ્રકારનાં સૂતક રહે છે. ને સૂતકમાં સંધ્યા કરવાની મનાઇ છે. પેલા માણસે પૂછ્યું કે " કયાં કયાં સૂતક છે ?" મહાત્મા બોલ્યાઃ-" **मृता मोहमयी माता जातो ज्ञानमयः सुतः** " મારી મોહરૂપી માતા મરી ગઇ તેનું મરણસૂતક છે; ને મારે ત્યાં જ્ઞાનરૂપી પુત્ર અવતર્યો છે તેનું જન્મસૂતક છે. આ બે સૂતકોમાં મારે સ્નાન સંધ્યા શી રીતે કરવાં ?" મહા તત્ત્વજ્ઞાની સુફી કવિ મન્સુર પણ કહે છે કેઃ—

**તુઝે હય શૌક મિલનેકા, સમજ કર રંજ પાતા જા;**
**જલદિ ખુદ નુમાઇકો, ભસમ તનપેં લગાતા જા...તુઝે.**
**પકડ કર ઇશ્કકી ઝારૂ, સફા કર દિલકે હુઝરેકો;**
**દુઇકી ધૂલકું લેકે, મુસલ્લા પે ઉતારા જા...તુઝે.**
**મુસલ્લા ફાર તસબી તોર, કિતાબાં ડાલ પાનીમેં;**
**પકડ દસ્તોં પરસ્તોંકા, ગુલામ ઉનકા કીલાતા જા...તુઝે.**
**ન જા મક્કે ન કર સેઝદા, ન રખ રોઝા ન મર ભૂખા;**

**વજુકા તોર દે કૂઝા, શરાબે શોખ પાતા જા...તુઝે.**
**ન હો મુલ્લાં ન હો બામિન, ઉનકુ છોર કર સબ જા;**
**હુકુમનામા કલંદરકા, તૂ અન–અલ–હક કિલાતા જા...તુઝે.**
**કુહે મન્સુર મસ્તાના, હક મયને દિલમેં પ્હેચાના;**
**વોહિ મસ્તોંકા મયખાના, ઉસીકે બીચ આતા જા...તુઝે.**

**ભાવાર્થઃ**—"જો તને એને મળવાની તીવ્ર ઇચ્છા હોય તો આવી પડતી આપત્તિઓને ધૈર્યથી ખમ. તારા અહંભાવને બાળી ભસ્મીભૂત કર, અને એની ભસ્મ તારા શરીર ઉપર લગાડ. પ્રભુના પ્રેમરૂપી ઝાડુ હાથમાં લઇ તું તારા દિલરૂપી ઓરડાને સ્વચ્છ કર. અને "હું અને એ જૂદા છે" એવી દ્વૈતભાવરૂપી માન્યતા જે ધૂળના જેવી તુચ્છ છે તેને તું તારા મુસલ્લા (નિમાજ પઢવાના આસન) ઉપરથી ફેંકી દે. મુસલ્લાની તથા માળાની પણ શી જરૂર છે? મુસલ્લાને ફાડી નાંખ, તસબી (માળા)ને તોડી નાંખ, ચોપડીઓનાં થોથાંને પાણીમાં નાંખ. ને જે પ્રભુપ્રેમીઓ છે તેનો હાથ પકડી લે. તેમનો તું દાસાનુંદાસ બની જા. મક્કા જઇ તારે સેઝદો કરવાની જરૂર નથી. રોજો રહી ભૂખે મરવાની જરૂર નથી. અને વજુ (નિમાજ પઢવા પહેલાં હાથપગ ધોવારૂપ ક્રિયા) કરવાની પણ જરૂર નથી માટે વજુનો કૂંજો પણ ફોડી નાખ. સર્વત્ર પ્રભુદર્શનરૂપી પ્રેમનો નિશો કરી લે. તું મુલ્લાં પણ થા માં અને બ્રાહ્મણ પણ થા માં. એવું મિથ્યા અભિમાન તું છોડી દે. મુક્તદશાને પામેલા ગુરુની આજ્ઞા છે કે "હુંજ ખુદા છું" (હુંજ બ્રહ્મ છું) એ તું વારંવાર બોલ્યાકર તથા અનુભવ્યા કર. મસ્તાની સુફી કવિ મન્સુર કહે છે કે મેં મારા અંતઃકરણમાં ઓળખ્યો છે. એ અંતઃકરણજ (ઇશ્વરભક્તિના નિશામાં)

લીન થનારાઓનું શરાબખાનું છે. એ શરાબખાનામાં ઇશ્વરીપ્રેમનો નિશો કરવા તું હમેશાં આવતો જા. બીજું તારે કશું કરવાની જરૂર નથી. તાત્પર્ય કે તત્ત્વજ્ઞાન થયા પછી સાધનો એની મેળે છૂટી જાય છે. જ્યાંલગી પ્રાપ્તવ્ય પ્રાપ્ત કર્યું નથી ત્યાંલગીજ સાધનો સાધવાની જરૂર છે.

૩૯૯ લગનીની વાત ન્યારી છે. કોઇ વિષયમાં ખરેખરી લગની લાગે તો મન એમાં એવું તન્મય થઇ જાય છે કે મનની તન્મયતા પાસે ઇંદ્રિયોના વિષયો પણ અદૃશ્ય થઇ જાય છે. કહેવાય છે કે એક વ્યભિચારિણી સ્ત્રી પોતાના પ્રિયતમ જારને મળવાને અત્યંત આતુર બની ત્વરામાં ચાલી જતી હતી, તેનાં પ્રિયતમના દિદારનાં તરસ્યાં લોચનો આસપાસની વસ્તુસ્થિતિ જોવાને પણ અશક્ત બન્યાં હતાં, એટલે જતાં જતાં રસ્તામાં કપડું પાથરી નિમાજ પઢતા એક ફકીરના મુસલ્લા ઉપર તેનો પગ પડ્યો. જો કે આ વાતનું પેલી સ્ત્રીને તો ભાન પણ નહોતું. પણ ફકીરે તે જોયું. નિમાજ પઢતાં પઢતાં વચ્ચે ન બોલાય એવો કાયદો હોવાથી તે સમયે તો તે ફકીર કશું બોલ્યો નહિ. પણ જ્યારે જાર સાથે દર્શન સ્પર્શનાદિ યથેષ્ઠ ક્રિયાઓ કરી પેલી સ્ત્રી પુનઃ પાછી ત્યાંથી નીકળી ત્યારે ફકીરે તેને ઠપકો દેવા માંડ્યો. પેલી સ્ત્રી બોલીઃ- "સાંઇબાવા! ગુસ્સે ન થશો, મને લાગે છે કે તમે ખરા દીલથી ખુદાની નિમાજ પઢતાજ નહોતા. જો તમે ખરા દિલથી બંદગી કરતા હોત તો તમને ભાનજ રહેવું ન જોઇએ. હું તો જો કે મારા જારને મળવા અપવિત્ર વિચારે જતી હતી. પણ મને તેની દિલ્લગીમાં મારા શરીરનું લેશ પણ ભાન નહોતું તો તમે

પાક પરવરદિગારની બંદગી કરતા હતા, છતાં તમને તમારા શરીરનું ભાન રહ્યું એજ જણાવે છે કે તમે ખરા દિલથી ખુદાની બંદગી કરીજ નથી." સાંઈબાવા શું બોલે? કેમકે વાત સત્ય હતી. જો બ્રહ્મની લગની લાગે તો જગતના વિચારો મનને આવેજ શાના? પ્રેમમગ્ન ગોપીઓ કૃષ્ણને પ્રેમે કૃષ્ણરૂપ બની શરીરનું ભાન ભૂલી ગઇ હતી એ કયાં આપણાથી અજાણ્યું છે? કહ્યું છે કે:—

**મળ્યો પ્રેમ વ્રજનાર, મગન થઇ મનમાં ફૂલી,**
**કા'ન કા'ન ફરી ફરી, ભાન દેહીનું ભૂલી;**
**પ્રેમ વિદૂરની નાર, નહાતાં નાગી ધાઇ,**
**એ લક્ષણ પ્રેમનું, જઇ ભેટી જદુરાઇ;**
**તે ગર્ભને કાઢી નાંખતી, છોડાં મુખે ધરાય છે,**
**કહે નરભો પ્રેમનું પારખું, છબિલો છોડાં ખાય છે!**

પ્રભુ પણ શેના ભૂખ્યા છે? પ્રેમના. પ્રિયવાચક! પરમાત્માના પ્રેમમાં તું તલ્લીન બની જા. પછી જોઈ લે મજા! જ્ઞાનમાર્ગથી કરવાનું હોય તોપણ એજ છે ને ભક્તિમાર્ગથી કરવાનું હોય તોપણ એજ છે. તારૂં "અહંપદ" મૂકી દઇ તું તદ્રુપ થા. અનંતશક્તિઓના નિયામક, સર્વવ્યાપક, સર્વરૂપ પરમાત્માને બાપડો જીવ શું આપવાનો હતો? કાંઇજ નહિ. જો આપી શકે તો પોતાનો તેના ઉપરનો શુદ્ધ પ્રેમ, શુદ્ધ ભક્તિ! જો એટલું થાય તોપણ બસ છે. એના વિના જીવનું વધારે હિતકારી કોણ છે?

૪૦૦ જીવોએ એનુંજ શરણું લેવું. સર્વે સંપત્તિઓનો આપનાર પણ એ દયાળુ હરિ છે, તેમજ સર્વે વિપત્તિઓને વિદારનાર પણ એજ

વિશ્વંભર છે. જીવે એનીજ ઇચ્છાની આધીનતા સ્વીકારી લેવી, એમાં પોતાનું કલ્યાણ છે. એની જીવ ઉપર કેટલી દયા છે? જન્મ્યા પહેલાં અને જન્મ્યા પછી પણ જીવ એનીજ દયાનો અપાર ઋણી છે. એ ઋણ ગાતાં એક કવિ કહે છે કેઃ—

**( બીગરી કોન સુધારે નાથ બીન...એ રાગ. )**

**[1]બીપતી કોન નિવારે નાથ બિન બીપતી કોન નિવારેરે...**
**ઉદરસેં અકલાયો પ્રાની, ત્રાહિ ત્રાહિ પુકારેરે;**
**દુખિયો જાનિ દયા ઉર આનિ, બાલમ આયે વ્હારેરે...બી.**
**ગર્ભ છૂડાઇ જન્મ ધરાયો, અંતર અગ્નિ [2]જારેરે;**
**તૃષા બુઝાઇ ક્ષુધા શમાઇ, અમૃતકેરે અહારેરે...બી.**
**ઐસે હરિ ઉપકારી બિસારી, ચલિયો સંસાર લ્હારેરે;**
**હેત [3]જનાઇ સર્વ સખાઇ, નિશ્ચે નરકમેં ડારેરે...બી.**
**જુઠ સગાઇ દૂર [4]બહાઈ, [5]ધની મોહન શિર ધારેરે;**
**દયાનંદકો નાથ સહાઇ, તુરત પાર ઉતારેરે...બી.**

૪૦૦ अ એ રસનો સાગર છે, આનંદનો સાગર છે, સંપત્તિનો સાગર છે, દયાનો સાગર છે, શક્તિનો સાગર છે, અમૃતનો સાગર છે. એમાં કશાની ન્યૂનતા નથી. એમાં કશું ન મળી શકે તેવું નથી. તો પ્રિયવાચક! ભૂત અને ભવિષ્ય બધું ભૂલી તું તેમાં ઝંપલાવ. જૂદે જૂદે રૂપે, જૂદે જૂદે શાસ્ત્રે કહ્યું હોય તો એજ કહેલું છે. ને ગદ્યથી, પદ્યથી અને દૃષ્ટાંતથી વારંવાર મેં પણ કહ્યું હોય તો એજ કહ્યું છે. પ્રિયવાચક! એ આનંદના, અમૃતના અને રસના સાગરે ચાલો ઝંપલાવીએ.

---

૧ વિપત્તિ ૨ બાળ ૩ જણાવી ૪ મૂકી ૫ ધણી.

( મધુરી મધુરી એ રાગ. )

રસસાગરમાં ઝીલવાને ચાલો રસીલા!
ચાલો રસીલા, ડૂબી મ્હાલો રસીલા! રસસાગરમાં. ૧

એ રસસાગર [1]પર માયાથી, અમૃતનો [2]આકર
રસાળો રસીલા! રસ૦ ૨

રમ્યસ્વરૂપી રસસાગર એ, પાપો અને તાપો
[3]પરજાળો રસીલા! રસ૦ ૩

સુરનર મુનિવર અગણિત એમાં, આનંદથી ઝીલતા
નિહાળો રસીલા! રસ૦ ૪

સફળ કરી જીવન જગજીવન! જનમ મરણ ભય
ટાળો રસીલા! રસ૦ ૫



૧ જૂદો. ૨ ખાણ. ૩ બાળો.

# નીતિ-શિક્ષા.

૪૦૧ કોઇ માણસમાં ભલે વિદ્યાના થોકડે થોકડા હોય, પણ જો તેનામાં સદાચરણો ન હોય તો તે વિદ્યા શા કામની? લાખો ખાંડી વિદ્વતા કરતાં પાંચ પૈસાભાર સદાચરણ વધારે પસંદ કરવા લાયક છે. સદાચરણ વિનાનો વિદ્વાન માણસ મણિએ વિભૂષિત થયેલા ઝેરી નાગના જેવો ભયંકર સમજવો.

૪૦૨ ઉત્તમ પ્રકારનું સદાચરણ પ્રયત્ન વિના પ્રાપ્ત થતું નથી. ઉત્તમ પ્રકારનું સદાચરણ પ્રાપ્ત કરનારે પોતાની જાત ઉપર નિરંતર ચોકસી રાખ્યા કરવી જોઇએ, એટલુંજ નહિ પણ વારંવાર મુસ્કેલીઓ અને લાલચોની સામે લડાઇઓ કરી તેને હરાવવાં જોઇએ.

૪૦૩ સદાચરણી માણસોને જોતાંજ લોકો ઉપર અવર્ણીય અસર પથરાય છે. લોકોનાં હૃદયોને વશીભૂત કરવાની અને વાળવાની મહાન શક્તિ સદાચરણી મનુષ્યોમાં રહેલી છે.

૪૦૪ કોઇ માણસમાં વિલક્ષણ બુદ્ધિનો પ્રભાવ જોઇએ તો આપણે સાનંદાશ્ચર્ય પામીએ અને વખતે 'વાહવાહ' પણ કહીએ. પણ આપણા હૃદયનું માન અને પૂજ્યભાવ તો આપણે સદાચરણી મનુષ્યનેજ આપીએ. માટે સદાચરણ મેળવવાને સૌએ યત્ન કરવો જોઇએ.

૪૦૫ દરેક માણસ શ્રીમંત અને વિદ્વાન થવાને બંધાએલો નથી, પણ સાચો ને પ્રામાણિક થવાને તો બંધાએલો છે. કેમકે કોઇ પણ દેશની ઉન્નતિ તે દેશમાં જે પ્રમાણમાં સાચા અને પ્રામાણિક માણસો પાકશે તે પ્રમાણમાં થશે.

૪૦૬ હલકી જાતિમાં જન્મેલા ઘણા મહા પુરુષોનાં નામ જગતમાં મશહૂર છે. તેનું કારણ શું? તેઓ સદાચરણી હતા તે. પરંતુ ઉંચી જાતિમાં જન્મેલા અનેક શ્રીમંતો સદાચરણી ન હોવાથી અપ્રસિદ્ધિમાં મરી ગયા છે. કહ્યું છે કેઃ—

દોહરો.

**નીચ જાતિ પણ સદ્‌ગુણી, પામે કીર્ત્તિ પ્રકાશ;**
**કઇક સદ્‌ગુણી શ્વાનના, હયાત છે ઇતિહાસ.**

( ક. દ. ડા. )

૪૦૭ સત્પુરુષો આપેલું વચન કદિ પણ ફેરવતા નથી. દુર્જનોએ હજાર વાર વચન આપીને ભલે દસ્તાવેજ કરી આપ્યા હોય તો પણ તે પાણીમાં લીસોટા જેવું છે. અને સત્પુરુષોએ એકવાર નિદ્રામાં વચન આપ્યું હોય તો પણ તે પત્થર ઉપર કરેલા લીસોટા જેવું અચળ રહે છે.

૪૦૮ આ તે ચારે બાજુ બરફ જામેલો કોઇ પર્વત છે કે રૂનો ઢગલો છે? એનું ખરેખરૂં જ્ઞાન તો જ્યારે જોરથી પવન સૂસવાટા નાંખે ત્યારેજ થાય છે; તેમ આપણું જ્ઞાન સાચે સાચું પરિપક્વ થયેલું છે કે બોલવા માત્ર છે? એનું ખરેખરૂં ભાન તો જ્યારે મહા વિપત્તિ આવી પડે ત્યારેજ થાય છે.

૪૦૯ જગતમાં કોને કોને કેટલી કેટલી જીભો ( રસનાઓ ) આપેલી છે તે તમે જાણો છો? ન જાણતા હો તો સાંભળોઃ—

મનહર છંદ.

**સજ્જનને મુખે એક નાગને [1]આનને બે છે,**

---

૧ મુખે

[1]વિધિમુખે ચાર અને, [2]પાવકને સાત છે;
પાર્વતીપતિને પાંચ વદનમાં પાંચ જિવ્હા,
[3]અત્રિપુત્રને છે ત્રણ, પુરાણે પ્રખ્યાત છે;
[4]ષડાનન ધારે ષડ્, [5]દશાનન ધારે દશ,
બે હજાર શેષ મુખે, એવી શાસ્ત્રે વાત છે;
કહે જગજીવન કે, સજ્જનોને નિંદવાને,
દુર્જનના વદનમાં, જિવ્હા અસંખ્યાત[6] છે.

૪૧૦ તમે જે કામ કરી શકો તેમ હો, તેજ કામનો આરંભ કરજો. બીજાની દેખાદેખીથી, બીજાની શરમાશરમીથી કે ખોટી મહત્તાના લોભથી દોરાઈને જે કામ તમે કરી શકો તેવું ન હોય તે આરંભશો નહિ. કહ્યું છે કેઃ—

દોહરો.

અપની પોંચ બિચારકે, કરતબ કરિયે દોર;
તેસેં પાય પસારિયે, જેસી લંબી સોર.

"પોતાની શક્તિનો વિચાર કરી, દોડી, કર્તવ્ય કરવું. જેટલી લાંબી પથારી હોય તે પ્રમાણે પગ લંબાવવા.

૪૧૧ જો તમે આશ્રય લેવા ધારતા હો તો મોટા પુરુષનો આશ્રય લેશો. નાના માણસના આશ્રયથી તમારો શુક્રવાર થશે નહિ. વેલી ઉંચે ચડવાને માટે અશકત છે, તોપણ તે ઝાડનો આશ્રય લે છે તોજ ઉંચે ચડી શકે છે. હવે એ ઝાડ જો ખૂબ ઉંચું હોય તો વેલી પણ ઘણી ઉંચી ચડી શકે છે, પણ એ ઝાડ જો બહુ

૧ બ્રહ્મામુખે. ૨ અગ્નિ. ૩ દત્તાત્રેય. ૪ કાર્તિકસ્વામી ૫ રાવણ. ૬ અસંખ્ય.

ઉંચું ન હોય તો વેલી પણ બહુ ઉંચે ચડી શકતી નથી.

રહી સમીપે બડનકે, હોત બડે હિત મેલોં;
સબહિ જાનત બઢત હે, બૃચ્છ બરાબર બેલી.

૪૧૨ દુનિયામાં ગરજ જેવી બીજી કોઈ વસ્તુ ગળી નથી. ગરજ ગધેડાને પણ કાકો કહેવરાવે છે. ગરજને લીધે તેનું મોં બોલાવવું ગમતું ન હોય તેની પણ નોકરી કરવી પડે છે. કહ્યું છે કેઃ—

છપ્પો.

ગરજ ચઢાવે વાંસ, ગરજ તો ભાર વહાવે,
ગરજ લોપાવે લાજ, ગરજ મરજાદ મટાવે;
ગરજ જોડાવે હાથ, ગરજ કુવચનો સાંખે,
ગરજ કરાવે પાપ, ગરજ તો નર્કે નાંખે;
ચોરી જારી જૂઠું જુલમ ગરજ મહીં અવગુણ ઘણા,
કવિ શામળભટ સાચું ભણે ગરજ મીઠીમાં નહિ મણા.

ગરજની મીઠાશ કેટલી છે? તે વર્ણવતાં કહ્યું છે કેઃ—

છપ્પો.

ગળ્યું સહુથી દૂધ, દૂધથી ગોળજ ગળીયો,
ગળી ગોળથી ખાંડ, ખાંડથી મધમાં મળીયો;
મધથી ગળી શકેરા, શર્કરાથી શેરડીઓ,
શેરડીથી [1]સહકાર, તે થકી ગળી [2]કદ્દળીઓ;
એકેકથી મીઠાશ છે, જેને જેશું પ્રીત મળી,
શામળભટ સાચું કહે, ગરજ સકળથી છે ગળી.

ગરજે રાજા રંક થઇ રહે છે, ગરજે લક્ષ્મીવંત દીન બની

૧ આંબો, મતલબકે કેરી. ૨ કેળોનાં ફળ કેરાં.

જાય છે ને ગરજે આખો સંસાર નભી રહ્યો છે. ને ગરજ સરે તો કોઈ કોઇને જાણું ઓળખતું નથી એવો વ્યવહાર જોવાય છે. કહ્યું છે કેઃ—

મનહર છંદ.

ગરજથી ઝેર જેવાં વચન સહન થાય,
ગરજથી ભૂખ દુઃખ ભૂલાઇ જવાય છે;
ગરજથી દેશાપરદેશ સહુ દોડ્યા જાય,
ગરજથી જાણી જોઇ જીવન તજાય છે;
ગરજથી સંપ સરલાઇ લોક સાથે રહે,
ગરજથી ટાઢ તાપ સહન કરાય છે;
કેશવ કહું શું ગોળ કરતાં ગરજ ગળી,
ગરજ સરે તો પછી કોણ કોનું થાય છે!

૪૧૩ આ દુનિયામાં જોશો તો મોટો સંબંધ લેણાદેણીનો છે. આ જીવનમાં આપણને જે સ્ત્રી, પુત્ર, ધન, સંપત્તિ, સગાંવહાલાં વગેરે આવી મળ્યાં છે તે લેણાદેણી પ્રમાણે આવી મળેલાં છે. અને લેણાદેણી પૂરી થયે સૌ વિખૂટાં પડવાનાં છે. લેણાદેણી પૂરી થયા પછી તમે લાખો પ્રયત્નો કરશો પણ તે એકક્ષણ પણ રહેનાર નથી. લેણાદેણીનું ઋણાનુબંધ છે. કોઇ પેલા ભવના શત્રુ આ ભવે સગાંરૂપે પણ અવતરેલાં હોય છે ને તે સગાંરૂપે શત્રુનું કામ કરે છે. માટેજ કહ્યું છે કેઃ—

મનહર છંદ.

લેણાદેણી ઉધમ અપારમાંહી ઉભી રહે,
લેણાદેણી મમતાનાં બીજ વવરાવે છે;

લેણાદેણીવડે પુત્ર કે કલત્ર કામ કરે,
લેણાદેણીવડે ધન જન ધામ આવે છે;
લેણાદેણીવડે સારી કાયા સન્માન સહુ,
લેણાદેણીવડે લોકો કુલથી વધાવે છે;
કેશવ કહે શું લખું લેણાદેણીની લીલાની વાત?
લેણાદેણી પ્રતિદિન સુખદુઃખ લાવે છે.

૪૧૪ પરનારીની પ્રીતિ એ આ લોકમાં અપકીર્તિકર છે, અને નરકમાં નાંખનારી છે. એક પંડિતે એ વિષે લખેલું કવિત બહુ મનન કરવા યોગ્ય છે.

મનહર છંદ.

કોઉ એક પંડિત હો, વિદ્યાગુણ મંડિત હો,
ડસ્યો કામકાલી ગયો ગુનિકાનિબાસમેં;
કીનો ઉન નિર્બિષ ઉન સર્વસ્વ ઉતાર લીનો,
લીનો મનમાન નિશા બિતી જો ઉલ્લાસમેં;
ભયો જબ ભોર, મુખમોર મુસકાય બોલી,
અબ્ ધૌં પ્રાનપ્યારે અબ મિલોગે કહો કાઉ સમે ?
જો પૈં બેદસ્મૃતિ ઔ પુરાન સબ સાચે હોવે,
તેરી ભેટ હોવે તબે કુંભીપાક—બાસમેં.

ભાવાર્થઃ—કોઇ એક પંડિત હતો, તે વિદ્યાથી વિભૂષિત હતો. કામસર્પનો દંશ થતાં તે ગુણકાને ત્યાં ગયો. ગુણકાએ તેનું ઝેર ઉતારવા સાથે સર્વસ્વ ઉતારી લીધું. રાત્રિ વ્યતીત થઇને સવારમાં આ ભાઇ ચાલવા લાગ્યા ત્યારે પેલી વારાંગના મંદ હાસ્ય કરી બોલીઃ—"રે પ્રાણ પ્યારા! હવે ક્યારે મળશો?" પંડિતઃ—"જો શાસ્ત્રો સાચાં હશે તો કુંભીપાક નર્કમાં આપણે ચોક્કસ મળવાનાં!"

૪૧૫ પરનારીમાં આસકત થનાર લોકોમાં નિંદાય છે. પોતાના તનથી તથા ધનથી ખુવાર થાય છે. તે પોતાની સ્ત્રીનો તથા સગાં-વહાલાંનો પ્રેમ પણ ખૂએ છે. અને નરકનો નિવાસી થાય છે. પરનારીમાં આસકત થતાં મહા બલવાન રાવણે સોનાની લંકાં ગૂમાવી છે. પરનારીમાં આસકત થતાં કિચકે પોતાનો તથા પોતાના સો ભાઇઓના પ્રાણ ખોયા છે. પરનારીમાં આસક્ત થતાં ચંદ્ર ક્ષય રોગીઓ થયો છે ને પરનારીમાં આસકત થતાં ઇંદ્રને શરીરે સેંકડો છિદ્રો થયાં છે. કવિ કહે છે કે:—

છપ્પો.

**પરનારીની પ્રીત, ચંદ્ર બનિયો ક્ષય રોગી,**
**પરનારીની પ્રીત, થયો વાલી જમભોગી;**
**પરનારીની પ્રીત, કૌરવે કુળ કપાવ્યું,**
**પરનારીની પ્રીત, ઇંદ્રવપુ છિદ્ર અપાવ્યું;**
**પરનારીની પ્રીતડી, રાવણે દશ શિશ ટાળીઆં,**
**શામળ કહે શાણા સમજજો કીચક કુળ પ્રજાળીઆં.**

વળી એજ કવિ પરનારીની પ્રીતિમાં કેટલાં નુકસાન તથા પાપો છે તે કહે છે કે:—

છપ્પો.

**પરનારીથી પ્રીત, ભીડ ભૂપતિના ઘરની,**
**પરનારીથી પ્રીત, વેદના એના વરની;**
**પરનારીથી પ્રીત, તનમાં તાપ તપાવે,**
**પરનારીથી પ્રીત, નરો કાં શીશ કપાવે;**
**જાય ઇજત ને આબરૂ, જાય જોગ, જપ, તપ, સબે,**
**શામળ કહે સુખ સંપતિ જશે, અકલવંત સમજો અબે.**

સોરઠા.

પરનારીશું પ્રીત, વીશ હજાર અવગુણ વસે;
રૂડી નહિ એ રીત, કાયામાં મહા દુઃખ થશે.
વીશ કોટિ છે વાંક, પૃથ્વીમાં જે પાપના;
જોતાં નહિ એ જોડ, એ સમ ભૂંડો શાપ ના.

રામાયણની કથા આપણને એક મહા તત્ત્વ સમજાવે છે. ને એ તત્ત્વ એ છે કે જે પુરૂષ પરનારીમાં આસક્ત છે તેને તો સગો ભાઈ પણ છોડી દે છે. જેમ રાવણને વિભીષણે પડયો મૂકયો તેમ. પણ જે પરનારીમાં આસક્ત થનાર નથી એવા પુરૂષને આ જગતનાં મનુષ્યો તો શું પણ આ જગતનાં પશુ પંખી પણ ચાહે છે ને સહાય કરે છે. જેમ રામચંદ્રને વાનરોએ તથા જટાયુ પંખીએ મદદ કરી હતી તેમ. મતલબ કે જો તમો જગતમાં યશવંતા થઇ સુખે જીવતર ગાળવા ચહાતા હો, ને બંને લોક સુધારવા ચહાતા હો તો કદિ પણ પરનારીભણી કુદષ્ટિ કરશો નહિ.

૪૧૬ કોઇ સાથે સ્નેહસંબંધ જોડતાં પહેલાં બહુજ વિચાર કરજો. કેમકે અધમ પ્રકારનાં માણસો પોતાનો સ્વાર્થ સરે ત્યાં લગીજ પ્રીતિ રાખે છે. કહ્યું છે કે:—

ઓછે નરકી પ્રીતડી, દીની રીતિ બતાય;
જૈસે છિલર તલાબ-જલ, ઘટત ઘટત ઘટ જાય.

હલકા માણસોની પ્રીતિ ઉંડાણ વિનાના તળાવ જેવી છે, તે ઘટતી ઘટતી છેવટે તદ્દન સૂકાઇ જાય છે. મહાકવિ ભર્તૃહરિ કહે છે કે:-

आरंभगुर्वी क्षयिणी क्रमेण, लघ्वी पुरा वृद्धिमतीच पश्चात् ।
दिनस्य पूर्वार्द्धपरार्द्धमेव छायेव मैत्री खलसज्जनानाम् ॥

ખલ અને સજ્જનોની પ્રીતિ અનુક્રમે દહાડાના પહેલા અને પાછલા ભાગના પડછાયા જેવી છે. દિવસના પહેલા ભાગનો પડછાયો જેમ પહેલાં ઘણોજ લાંબો ને પછી ધીરે ધીરે ટૂંકો થતો જાય છે, તેવી ખલજનોની પ્રીતિ છે. અને દિવસના પાછલા ભાગનો પડછાયો પહેલો ટૂંકો અને પછી ધીરે ધીરે વધતો જાય છે તેવી સજ્જનોની પ્રીતિ છે.

૪૧૭ જ્યારે માણસને અધિકાર આવે છે ત્યારે તેનામાં કેટલી ઉન્મત્તતા આવે છે અને જ્યારે એ અધિકાર જાય છે, ત્યારે કેટલી દીનતા આવે છે એ વિષે એક કવિ કહે છે કેઃ—

મનહર છંદ.

**મેખો નોં મજાકેદાર રાજાકે ખજાને રહે,**
**આવત અધિકાર જબ આઠોં લગ જાતી હે;**
**હસ્ત, ચર્ન, કર્ણ, આંખ, અંગકો અપંગ કરે,**
**રહેવે ન સાન મદજોરકો જનાતી હે;**
**ઉધરત અધિકાર જબ, ઔર રહી નોંમિ મેખ,**
**જાય ઘુસી × × × મેં આઠો નીકલાતી હે;**
**દેખે ચલે હસે બોલે, સબકો સલામ કરે,**
**જાય અંધકાર જાન સાફ઼ કરવાતી હે.**

**ભાવાર્થઃ**—રાજાના ખજાનામાં નવ મેખો રહે છે. જ્યારે અધિકાર આવે છે ત્યારે તેમાંની આઠ મેખો લાગે છે. એ મેખો બે હાથમાં, બે મેખો બે પગમાં, બે મેખો બે કાનમાં ને બે મેખો બે આંખોમાં લાગે છે. જેથી પોતાને હાથે કોઇનું સારૂં થતું નથી. ગાડી ઘોડા વિના પગે તો ચાલી શકાતું નથી. કાનોવડે કોઇની અરજી સંભળાતી નથી. ને આંખોવડે સારૂં નઠારૂં જોઇ શકાતું નથી. તાત્પર્ય

કે તમામ અંગો અપંગ થઇ જાય છે. પણ જ્યારે અધિકાર જાય છે ત્યારે બાકી રહેલી પેલી પ્રચંડ નવમી મેખ પાછળ લાગે છે, જેને પ્રભાવે પેલી આઠે મેખો નીકળી જતાં હાથ, પગ, કાન અને આંખો ખૂલ્લાં થાય છે. આ વખતે તે સારૂં નઠારૂં જોઇ શકે છે, અભિમાન છોડી વાતચિત કરે છે, હસે છે ને સૌને સલામો કરે છે. તેના હૃદયનો અંધકાર જાય છે પણ તે શા કામનું? પોતાનો વખત હતો ત્યારે કાંઇ સત્કૃત્ય ન થયું એટલો પશ્ચાત્તાપ કરવોજ બાકી રહે છે.

૨૧૮ દૈવેચ્છાથી તમને કોઈ જાતનો અધિકાર મળ્યો, તે સમયે તમે મદાંધ થઇ કોઇનું ભલું ન કર્યું તો એ અધિકાર શબ્દમાંથી 'અ' જતો રહે છે, ને ધિક્કારજ રહે છે.

### ઇંદ્રવિય છંદ.

**જો અધિકારી બની બહુ અંધ મદાન્મત્ત થૈ જનમાંહીં ફરે છે,**
**નીચ ગણે જન નાતતણા નગણા બનીને જન દુઃખી કરે છે;**
**દાન દયાતણી વાત કરે નહિ, ઘાટ કૂડા ઘટમાંહીં ઘડે છે,**
**લલ્લુ કહે અધિકારથકી ઉડી જાય 'અ'કાર ધિક્કાર રહે છે.**

યાદ રાખો કે અમલ એ ચાર દહાડાનો પરોણો છે. તે આજે છે ને કાલે નથી. માટે અમલ મળે ત્યારે ઉંચી નજરે જોઇ જશો માં. ને જીભ ઝેરી કરી જગતને વેરી બનાવશો માં.

૪૧૯ જો તમે અધિકારે ચડયા હો તો ખુશામતખોરોથી સાવચેત રહેજો. ખુશામતીઆ લોકો ગમતાં વચનો બોલી અધિકારીને ભમાવી નાંખે છે. ને મૂર્ખ બનાવી કામ કાઢી જાય છે. ચેસ્ટરફિલ્ડ કહે છે કે ખુશામત એ જો કે ખોટો સિક્કો છે તોપણ કેટલાક નોકરોને મન તો તે એક ખિસ્સાખરચી છે. એ નાણાંનું ચલણ

એટલું તો થાય છે કે એની પાસે સાચું નાણું તો ભાગ્યેજ જોવામાં આવે છે.

૪૨૦ જો તમે અધિકારી થયા હો તો લાંચ ખાવાની રીત રાખશો માં. તમને જે પગાર મળે છે તે કામ કરવા બદલેજ મળે છે. તે બદલ તમારે કોઇ પાસેથી કાંઇ લેવાનું નથી. લાંચ ખાનાર કાં તો માલિકનું અહિત કરે છે ને કાં તો પ્રજાજનનું અહિત કરે છે. એક કવિ કહે છે કે:—

દોહરો.

**લાંચે લોકો લૂટવા, હક તજી ખાવું હરામ;**
**લાયક જન લાયક નહિ, કોળી ભીલનું કામ.**

( ક. દ. ડા. )

વળી અધર્મથી મેળવેલું ધન ઝાઝો સમય રહેતું પણ નથી. અધર્મે મેળવેલું ધન દશ વર્ષ ભાગ્યેજ ટકે છે. અને પછી ઉલટું મૂળગાને લેતું જાય છે. " દૂધના દૂધમાં અને પાણીના પાણીમાં " જેવું થઇ રહે છે. સાંભળ્યું છે કે કોઇ હરામખોરે વગડામાં ચાલ્યાં જતાં જતાં એક પાણીદાર ઘોડી ચરતી દીઠી. તેણે આસપાસ જોયું તો બીજું કોઇ મનુષ્ય જોવામાં આવ્યું નહિ, એટલે ઘોડીને ઉઠાવી જવા વિચાર થયો. ધીરેથી તે ઘોડીની પાસે ગયો. અને ખભા ઉપરની પિછોડી ઘોડીને ગળે વીંટી પોતે સ્વાર થઇ ચાલવા લાગ્યો. એમ બેચાર ગાઉ જતાં કોઇ ગામ આવ્યું. એ ગામને પાદર આ ભાઇને પહોંચી જાય એવો કોઇ હરામખોર ઉભો હશે. તેણે વગર સામાન અને વગર ચોકડાવાળી આ ઘોડી અને સ્વારને જોતાંજ કલ્પના કરી લીધી કે " આ કોઇ ઘોડીનો ઉઠાઉગર છે. પણ આપણે તેની પાસેથી ઉઠાવવી."

જેવો પેલો સ્વાર પાસે આવ્યો કે આ ઉઠાઉગર બોલ્યોઃ–" કાં ભાઇ! ઘોડી વેચવી છે ?" પેલા સ્વારે ધાર્યું કે "આ લાગ સારો છે. મારી પાસે ચોરાઉ ઘોડી છે તે જો પકડાશે તો મુદ્દામાલ સાથે મારે પોલીસને હવાલે થવું પડશે. માટે જો એના રૂપિયા ઉપજે તો લેવા એ સલામતી ભરેલું છે." આ વિચારે તેણે વેચવાની હાં પાડી. હાં માં કરતાં દોઢસો રૂપિયે ઘોડી આપવાનો ઠરાવ થયો હવે પેલા ઉઠાઉગરે કહ્યુંઃ—" ભલે દોઢસો રૂપિયા આપું, પણ ઘોડીની ચાલ જરા તપાસી લઉં" પેલો હરામખોર તેમાં સંમત થયો અને ઘોડીપરથી નીચે ઉતર્યો. ઉઠાઉગર ઘોડી ઉપર ચડયો. તેણે ઘોડી ઉપર ચડી સ્વાર થવામાં પ્રતિકૂળ લાગવાને પોતાના પગનાં "પગરખાં" કાઢી નીચે નાંખ્યાં. ને એ પગરખાં સાચવવાની પેલા હરામખોરને ભલામણ કરી. ઘોડીની ચાલ તપાસવા એણે ઘોડીને દોટ મૂકાવી. અને ગયો તે ગયો! આ ભાઈ તો એની વાટ જોતા ઉભાજ રહ્યા. ને પેલો ઉઠાઉગર ઘોડી દોડાવતો પલાયન કરી ગયો. એટલામાં ત્યાં કોઇ ત્રીજો માણસ નીકળ્યો તેણે પેલા મોં ફાડી ઉભેલા હરામખોરને પૂછ્યુંઃ—" કાં ભાઇ! તમે તમારી ઘોડી એમને વેચાતી આપી ?"

હરામખોરઃ—" હા "

ત્રીજો માણસઃ—" કેટલે રૂપિયે આપી ?"

હરામખોરઃ—" લીધી એમ દીધી, અને નફામાં બે જૂતીઆં."

મતલબ કે અધર્મથી મળેલું ધન આવ્યું તેમ ચાલ્યું જાય છે; અને નફામાં બે "જૂતીઆં" જ આપતું જાય છે. સ્વધર્મનું આચરણ કરતાં જે કાંઇ અલ્પ ધન મળે તેથી જે સંતોષી છે તે સુખી છે. પરંતુ અધર્મ આચરીને જેણે ઘણું ધન પ્રાપ્ત કર્યું છે તે વિશ્વમાં વંદવાયોગ્ય નહિ પણ નિંદવા યોગ્ય છે.

૪૨૧ જગતની રીત એવી છે કે મોટા માણસ ગમે તેવો વાંક કરે તેને કાંઇ કહેવાતું નથી, જો નાનો માણસ વાંક કરે તો તેને જ ઠબકો અપાય છે. કહ્યું છે કેઃ—

**દોહરો.**

**મોટાને કહેવાય નહિ, નાનાને કહેવાય;**
**સાસુમાં સો વાંક પણ, વહુનો વાંક કઢાય.**

૪૨૨ કોઈ માણસ ગમે તેટલા ગુણોથી ભરેલો હોય, તોપણ જે માણસ એને ચહાતો નથી તેને તો તે દોષવાળોજ લાગે છે. એમાં જોનારની દૃષ્ટિનો ફેર છે. ચંદ્રમા તો એનોએજ છે, એની શિતળતા અને ચાંદની તો એનીએજ છે. તેમજ એની અમૃત વરસાવવાની રીત પણ એનીએજ હોય છે; તોપણ વિરહી મનુષ્યોને ચંદ્રનાં કિરણો ઝેરભર્યાં લાગે છે. તેમજ તેની તેઓ નિંદા પણ કરતાં જોવાય છે. કહ્યું છે કેઃ—

**સો તાકો ઓગુન કહે, જો નહિં ચાહે નાંહિ;**
**તપત કલંકી બિષ ભર્યો, બિરહીનિ શશિહિં કહાહિ.**

૪૨૩ સંસાર સ્વાર્થથી ભરેલો છે. એક બીજાં વચ્ચે જો સ્વાર્થ ન હોય તો તેઓ દીઠાં પણ ઓળખે નહિ, એવો જગતનો નિયમ છે. કહ્યું છે કેઃ—

**સ્વારથ વિના ન ઓળખે, સ્વારથીઓ સંસાર;**
**નિત્ય દિસે નક્ષત્ર પણ, કોઇક ઓળખનાર.**

નક્ષત્રો રોજ રાત્રે દેખાય છે, પણ તેને કોઇકજ ઓળખે છે. એનું કારણ શું? કારણ એજ કે એને ઓળખવામાં જગતના લોકોને કશો સ્વાર્થ સરવાનો સંભવ લાગતો નથી, તો શામાટે ઓળખે?

૪૨૪ તમે ભલેને ગમે તેટલો ભલો ભલો કહીને વખાણો, પરંતુ જે દુષ્ટ માણસ છે તે કદિ પણ ભલો થવાનો સંભવ નથી. લવણને સૌ જગત્ "મીઠું" કહીને બોલાવે છે, તોપણ શું તે કદિ પણ "મીઠું" થવાનું ખરૂં કે? નહિજ.

૪૨૫ ઉંચસ્થાને બેસવાથી કાંઇ ગુણો આવી જતા નથી, અને ગુણો વિના મોટાઈ આવતી નથી. કહ્યું છે કેઃ—

દોહરો.

**ઉંચે બેઠે ના લહે, ગુનુબીન બડપન કોઇ;**
**બેઠે દેવલ શિખરપર, બાયસ ગરૂડ ન હોઈ.**

કાગડો દહેરાના શિખર ઉપર બેસે તેથી શું ગરુડ થવાનો હતો?

૪૨૬ ભલેને કોઈ બેકદર મનુષ્ય, ગુણી જનની પાસે વસતો હોય, તોપણ તે ગુણી જનના ગુણો જાણી શકશે નહિજ. કમળની સુવાસ સમીપમાં રહેનાર દેડકો શું જાણી શકે?

૪૨૭ ખલ મનુષ્યો ગુણી મનુષ્યોના ગુણ ગ્રહણ કરતા નથી, પણ દોષજ ગ્રહણ કરે છે. ગાયના આંચળે વળગેલી જળો તેમાંના દૂધનું પાન કરતી નથી, પણ લોહીનુંજ પાન કરે છે. માટેજ કહ્યું છે કેઃ—

**દોષહિકો ઉમગે ગહેં, ગુનન ગહે ખલ લોક;**
**પિયે રૂધિર, પય ના પીએ, લગી પયોધર *જોક.**

૪૨૮ મનુષ્ય બળવાન નથી, પણ સમય બળવાન છે. જુઓ ગાંડિવધારી અર્જુન તો એનો એજ હતો, પરંતુ એનો સમય બદલાયો ત્યારે દ્વારકાં પાસે કાબાઓ એને લૂટી ચાલ્યા ગયા હતા! સમયનીજ બલિહારી છે. કહ્યું છે કેઃ—

* જળો.

**સમય એજ બલવાન છે, નહિ પુરુષ બલવાન;**
**કાબે અર્જુન લૂટીયો, એજ ધનુષ્ એ બાણ !**

૪૨૯ મનુષ્યોનો એવો સ્વભાવ છે કે એને જેની પાસેથી સ્વાર્થ સાધવો હોય છે તે ગમે તેટલાં કુવચનો કહે તોપણ સાંખી રહે છે. અરે દૂઝણી ગાય જો પાટુ મારતી હોય તો તે પાટુ ખાઇને પણ મનુષ્યો એને "બાપુ બાપુ" કહી પંપાળે છે ! માટે કહ્યું છે કેઃ—

**બિન સ્વારથ કૈસે સહે, કોઉ કહત કુબેન;**
**લાત દિયે બુચકારીએ, હોય દૂઝની ધેન.**

૪૩૦ સજ્જનો ગમે તેવા ક્રોધી થયા હોય, તોપણ તેઓ અલ્પ નમ્ર વચનો બોલતાં શાંત થાય છે. જેમ દૂધનો ઉભરો ગમે તેટલો ચડયો હોય પણ જરાક શીતળ જળ નાંખતાં તે ઉભરો શમી જાય છે તેમ. માટે કહ્યું છે કેઃ—

**મધુર બચનતેં જાત મીટી, ઉત્તમ જન અભિમાન;**
**તનક શીતલ જલતેં મીટે, જૈસે દૂધ ઉફાન.**

૪૩૧ નીચેની છ વસ્તુઓ જલ્દી જતી રહેનારી છે, માટે એના ઉપર વધારે આધાર કે આશા રાખવાં નહિ.

૧ વાદળની છાયા, ૨ સ્વાર્થીની મિત્રતા, ૩ રૂપ અને યૌવન, ૪ સંપત્તિ, ૫ અસત્ય પ્રશંસા અને ૬ વેશ્યાનો પ્રેમ.

૪૩૨ નીચેના ચાર આદમીઓનો, તેને સંલગ્ન રહેલી ચાર બાબતોથી છૂટકારો થતો નથી. જેમકેઃ—

૧ અન્યાયથી વર્તનારનો ભયથી છૂટકારો થતો નથી.
૨ લુચ્ચા માણસનો બદનામીથી છૂટકારો થતો નથી.

૩ ખરાબ માર્ગે ચાલનારનો નુકસાનીથી છૂટકારો થતો નથી.

૪ બહુ ખાનારનો રોગથી છૂટકારો થતો નથી.

અ—નીચેના ૭ જણાઓ ૭ ચીજોથી વિમુખ રહે છે.

૧ કંજુસ માણસ સુકૃત્યથી વિમુખ રહે છે.

૨ ક્રોધી માણસ લોકપ્રિયતાથી ,, ,,

૩ ઘમંડી માણસ કીર્ત્તિથી ,, ,,

૪ અન્યાયી અમલદાર અધિકારની દૃઢતાથી વિમુખ રહે છે.

૫ શીયળહીન માણસ ધર્મથી ,, ,,

૬ લાલચુ માણસ પુણ્યથી ,, ,,

૪૩૩ નાના માણસનો આશ્રય લેવાથી મોટો માણસ નભી શકતો નથી. કચરામાં ખૂતેલો હાથી કાંઈ શિયાળવાનું પૂછડું પકડવાથી કાદવમાંથી બહાર નીકળી શકશે? નહિજ. માટેજ કહ્યું છે કેઃ—

( દોહરો. )

**છોટા જનને આશરે, નભે ન મોટો કોય;**
**હાથી નાની હોડીએ, તરત ડુબાવે [1]તોય.**

માટે આશરો લેવો તો મોટાનો લેવો.

૪૩૪ જ્યાંલગી માણસ મૌન ધારીને રહ્યો છે, ત્યાંલગીજ તેણે પોતાની પરીક્ષા કરાવી નથી. બોલ્યો એટલે તરતજ તેની પરીક્ષા થવાની. માટેજ કહ્યું છે કેઃ—

**ભલે બુરે સબ એકસે, જો લૌ બોલત નાંહિં;**
**જાન પરતહે કાક પિક, ઋતુ બસંતકે માંહિં.**

વસંતઋતુ આવી કે કાગડો છે કે કોયલ છે? એ વાત તરતજ

---

૧ પ્રાણીમાં.

બોલી ઉપરથી પરખાવાની. માટે બોલવામાં બહુ સાવધાની રાખવી.

૪૩૫ મોટા માણસો સારૂં કરે કે માઠું કરે પણ જગત્ તેની મશ્કરી કરતું નથી. અગ્નિ બધું ભક્ષણ કરે છે તોપણ તે અનાદર પામતો નથી. માટેજ કહ્યું છે કેઃ—

**મોટા ચાહે તે કરે, ન કરે જગ-ઉપહાસ,**
**વર્ષા જગ પાલન કરે, કદિ કરે જગ-નાશ.**

૪૩૬ આ ચાર વાનાં મૂર્ખતાની નિશાનીઓ છે.

૧ પોતાનાથી મોટા સાથે બાથ ભીડવી.
૨ જેણે કોઈ કામ કર્યું નથી એનો ભરોંસો કરવો.
૩ નાદાનોની સાથે અતિ પરિચય કરવો.
૪ સ્ત્રીઓના છળ પ્રપંચથી ગાફલ રહેવું.

૪૩૭ મનને ભાવે તે મીઠું સમજવું, જગતનો એવોજ વ્યવહાર છે. ભીલડીઓ મોતી મૂકી દઇ ચણોઠીઓની માળા પહેરે છે હવે અહીં સારૂં નઠારૂં જોવાનું ક્યાં રહ્યું ? માટેજ કહ્યું છે કેઃ—

**જો જીહિં ભાવે સો ભલો, ગુનકો કછુ ન બિચાર;**
**તજી મુક્તાફલ ભીલની, પહેરે ગુંજા-હાર.**

૪૩૮ નીચેનાં કૃત્યોથી નીચેનાં ફળો અવશ્ય મળે છે. તો તમને ગમે તે કરો.

૧ સામાનો સત્કાર કરવાથી પોતાને સત્કાર મળે છે તો તમને ગમે તે કરો.

૨ સામાની કીર્ત્તિ ગાવાથી પોતાની કીર્ત્તિ થાય છે તો તમને ગમે તે કરો.

૩ સામાનું અપમાન કરવાથી પોતાનું અપમાન થાય છે તો તમને ગમે તે કરો.

૪ પોતાને અવિદ્વાન ગણ્યાથી વિદ્વાન્ ગણાવાય છે તો તમને ગમે તે કરો.

૫ પોતાની કીર્ત્તિ ગાવાથી ઉલટી અપકીર્તિ થાય છે તો તમને ગમે તે કરો.

૬ સામાની બૂરાઇ કરવાથી પોતાની બૂરાઈ થાય છે તો તમને ગમે તે કરો.

૪૩૯ હજારો ઉપચારો કરો તોપણ જે દુષ્ટ છે તે દુષ્ટજ રહેવાના છે. હજારો પાણીએ ધોશો તોપણ કાજળ કાળું મટી કાંઇ શ્વેત થશે? નહિજ. માટે કહ્યું છે કેઃ—

**દુષ્ટ ન છોડે દુષ્ટતા, કરો લાખ ઉપદેશ;**
**છો ધુઓ સો સેલિલથી, શ્વત ન થાએ મેશ.**

૪૪૦ શરીર, સ્વરૂપ, જુવાની, લક્ષ્મી એ બધાં ચંચળ છે. એ ચંચળ પદાર્થોની હયાતીમાં ભલાઇ મેળવી લેવી એજ જીવનનું સાર્થક્ય છે. કહ્યું છે કેઃ—

**દોહરો.**

**ચળ સ્વરૂપ, યૌવન સુચળ, ચળ વૈભવ, ચળ દેહ;**
**ચલાચલીકે સમયમેં, ભલાભલી કર લેહ.**

૪૪૧ આ જગતમાં સારામાં સારી બે વસ્તુઓ છે એમ નીચેના દોહરામાં નારાયણ કવિ લખે છે.

**દોહરો.**

**નારાયણ યા જગતમેં, યહ દો વસ્તુ સાર;**
**સબસોં મીઠો બોલવો, કરબો પર ઉપકાર.**

૪૪૨ જો તમે તમારૂં કલ્યાણ ચહાતા હો તો આ બે વાતોને કદિ પણ ભૂલશો માં એમ નારાયણ કવિ લખે છે.

## દોહરો.

**દો બાતોંકો ભૂલ મત, જો ચાહત કલ્યાન;**
**નારાયણ એક મોતકો, દૂજો શ્રી ભગવાન.**

૪૪૩ જુવાની કેટલી કિંમતી હતી? એની કદર બુઢાપામાં થાય છે. તંદુરસ્તી કેટલી કિંમતી હતી? એની કદર માંદગીમાં થાય છે અને અમીરી કેટલી કિંમતી હતી? એની કદર ગરીબાઇમાં થાય છે.

૪૪૪ બુદ્ધિમાન કોને કહેવો? જે ભલાઇથી, ઇશ્વરથી અને મોતથી ગાફલ ન રહે તેને.

૪૪૫ વિદ્યા ભણ્યો પણ તે પ્રમાણે જેણે આચરણ ન કર્યું તેનું મન કેવું છે? ખેડી ખેડી તૈયાર કરેલું પણ બી ન વાવેલું હોય એવા ખેતર જેવું છે. કેમકે એ બંનેમાં ફળની કશી આશા નથી.

૪૪૬ મનમાં હમેશાં દયા, દીનતા, અને ઇશ્વરભક્તિ ધારણ કરવાં એવું નીચેના દોહરામાં દાદુભક્ત કહે છે.

**દયા, ગરીબી, બંદગી, એ રાખો દિલમાંય;**
**દાદુ કાંટા જીભકા, કિસે લગાવો નાંય.**

જીભનો કડવી વાણીરૂપી કાંટો તમે કોઇને મારશો માં.

૪૪૭ વહેમની દવા તો ધન્વંતરી પાસે પણ નથી.

૪૪૮ જે ઇશ્વિરથી બીએ છે તેને બીજા કોઇથી બીવાની જરૂર નથી.

૪૪૯ ખરો શૂરવીર કોણ? જેણે પોતાનું મન જીત્યું હોય તે.

૪૫૦ યક્ષે યુધિષ્ઠિરને પૂછેલા મહા ઉપયોગી પ્રશ્નોમાંના કેટલાક અહીંઆં ટૂંકામાં આપવા યોગ્ય લાગ્યા છે. કેમકે વાચકોને તે અતિ ઉપયોગી છે.

પ્ર૦:—બુદ્ધિમાન શાથી થવાય ?

ઉ૦:—વૃદ્ધોને સેવવાથી.

પ્ર૦:—શ્વાસોચ્છ્વાસ લે તથાપિ જીવતો નથી એવો કોણ ?

ઉ૦:—ચાકર અને પરોણો.

પ્ર૦:—પૃથ્વીથી અત્યંત મોટું કોણ ?

ઉ૦:—માતા.

પ્ર૦:—આકાશથી ઉંચું કોણ ?

ઉ૦:—પિતા.

પ્ર૦:—વાયુ કરતાં વધારે વેગવાન કોણ ?

ઉ૦:—મન.

પ્ર૦:—પ્રવાસમાં સન્મિત્ર કોણ ?

ઉ૦:—સદ્વિદ્યા.

પ્ર૦:—ઘરમાં મિત્ર કોણ ?

ઉ૦:—સદ્ગુણી સ્ત્રી.

પ્ર૦:—રોગીનો મિત્ર કોણ ?

ઉ૦:—વૈદ્ય.

પ્ર૦:—સર્વે મનુષ્યોનો અતિથિ કોણ ?

ઉ૦:—અગ્નિ.

પ્ર૦:—દૈવકૃત મિત્ર કોણ ?

ઉ૦:—સ્ત્રી.

પ્ર૦:—આ જગતનું જીવન શું ?

ઉ૦:—મેઘ.

પ્ર૦:—મોટામાં મોટો લાભ શો ?

ઉ૦:—આરોગ્યતા.

પ્ર૦:—ઉત્તમોત્તમ સુખ શેમાં છે ?

ઉ૦:—સંતોષમાં.

પ્ર૦:—

ઉ૦:—અક્રોધીપણું.

પ્ર૦:—શું નિયમમાં રાખવાથી પસ્તાવો ન થાય ?

ઉ૦:—મન.

પ્ર૦:—કોની મિત્રાચારી જીર્ણ ન થાય ?

ઉ૦:—સત્પુરુષોની.

પ્ર૦:—લોકો શાથી વિંટાઈ રહ્યા છે ?

ઉ૦:—અજ્ઞાનથી.

પ્ર૦:—શું છોડવાથી સુખી થવાય ?

ઉ૦:—લોભ.

પ્ર૦:—શું છોડવાથી સૌને વહાલાં થવાય ?

ઉ૦:—અભિમાન.

પ્ર૦:—શું છોડવાથી ધનવાન થવાય ?

ઉ૦:—કામના.

પ્ર૦:—સાધુ કોને કહેવો ?

ઉ૦:—સૌનું કલ્યાણ ઇચ્છનારને.

પ્ર૦:—અસાધુ કોને કહેવો ?

ઉ૦:—દયારહિતને.

પ્ર૦:—અસાધ્ય રોગ કયો ?

ઉ૦:—લોભ.

પ્ર૦:—મહા કષ્ટે પણ ન જીતાય એવો મનુષ્યોનો શત્રુ કોણ ?

ઉ૦:—ક્રોધ.

પ્ર૦:—દયા એટલે શું ?

ઉ૦:—સૌ ઉપર સમાન દૃષ્ટિ રાખવી .

પ્ર૦:—જ્ઞાન એટલે શું ?

ઉ૦:—તત્ત્વને જાણવું તે.

પ્ર૦:—લજ્જા કોને કહેવી ?

ઉ૦:—અકર્ત્તવ્ય ન કરવું તે.

પ્ર૦:—સમતા એટલે શું ?

ઉ૦:—ચિત્તની શાંતિ રાખવી તે.

પ્ર૦:—દમ એટલે શું ?

ઉ૦:—મનને વશ રાખવું તે.

પ્ર૦:—વિષભક્ષણ કરવું એટલે શું ?

ઉ૦:—યાચના કરવી તે.

પ્ર૦:—માણુસ મરેલું કેમ કહેવાય ?

ઉ૦:—નિરુદ્યોગથી.

પ્ર૦:—મનુષ્યે સ્વર્ગમાં કેમ નથી જવાતું ?

ઉ૦:—કુસંગતિથી.

પ્ર૦:—ધૈર્ય એટલે શું ?

ઉ૦:—ઇંદ્રિયોને વશ રાખવી તે.

પ્ર૦:—ઉત્તમ સ્નાન કયું ?

ઉ૦:—મનનો મેલ દૂર થાય તે.

પ્ર૦:—દંભ કોને કહેવાય ?

ઉ૦:—લોકોને દેખાડવા સદાચરણ કે ધર્માચરણ થાય તે.

પ્ર૦:—પૈશુન્ય કોને કહેવાય ?

ઉ૦:—બીજાના દોષો ગાયા કરવા તે.

પ્ર૦:—પ્રિય વચન બોલનારને શું મળે ?

ઉ૦:—લોકોની પ્રીતિ.

પ્ર૦:—વિચારીને કર્મો કરનારને શું મળે ?

ઉ૦:—જય.

પ્ર૦:—દુનિયામાં સૌથી બળવાન કોણ ?

ઉ૦:—જે પોતાના મનને જીતે તે.

પ્ર૦:—દુનિયામાં ડાહ્યો કોણ ?

ઉ૦:—જે પોતાનો ગુરુ થાય તે.

પ્ર૦:—દુનિયામાં માન કોણ પામે ?

ઉ૦:—જે બીજાને માન આપે તે.

પ્ર૦:—દુનિયામાં મોટામાં મોટો ધનવાન કોણ ?

ઉ૦:—સંતોષી.

પ્ર૦:—દુનિયામાં મોટામાં મોટો ગરીબ કોણ ?

ઉ૦:—જેણે તૃષ્ણા છોડી નથી તે.

પ્ર૦:—જીવ લેનારો મોટો રોગ કયો ?

ઉ૦:—ચિંતા.

પ્ર૦:—આંધળો કોણ ?

ઉ૦:—કામાતુર. કવિ શામળ પણ કહે છે કેઃ—

### છપ્પો.

**કામી અંધથી અંધ, કામી નવ દેખે આંખે,**
**કામી ન ધરે ધર્મ, સંકટો દેહે સાંખે;**
**કામી ન જુએ જાત, માત ભગિની નવ ધારે,**
**કામી ન ગણે નાત કામી સગપણ નવ સારે;**

**કામીથી વૃત્ત પળે નહિ, કામી કોઈ દિન જીવ ખુએ,**
**કામી નવ દેખે કોઇને, જગત બધું તેને જુએ.**

દુનિયામાં બીજા અનેક પ્રકારના આંધળા છે, પણ સૌ કરતાં ક્યો આંધળો ચડે છે તે વિષે કહે છે કેઃ—

છપ્પો.

**અંધો આંખે અંધ, અંધ દ્યુતે રમનારો,**
**અંધો ગરજુ જેહ, અંધ ભુંડું ભણનારો;**
**અંધો ચોર લબાડ, અંધ જે અન્નનો ભુખ્યો,**
**અંધો મુરખ માન, અંધ જે દારૂણ દુઃખિયો.**
**અંધા એવા અનેક છે, જગમાં નર ને નારીઓ;**
**શામળ કહે મોટા આંધળો, જે રમે જુગતીથી જારીઓ.**

પ્ર૦:—પૈસો મેળવવાનો સૌથી સહેલો ઉપાય કયો ?

ઉ૦:—ઉદ્યોગ અને કરકસર.

પ્ર૦:—બધા ધર્મોનું મૂળ શું ?

ઉ૦:—સત્ય. એક પલ્લામાં જપ, તપ, તીર્થ, સ્નાન, ધ્યાન, દયા, દાન વગેરે તમામ સાધનો મૂકો, અને બીજા પલ્લામાં એકલા સત્યનેજ મૂકો, તો સત્યવાળું છાબડું ભારે થશે. માટેજ કહ્યું છે કેઃ "**सत्यान्नास्ति परो धर्मः**" "સત્યથી મોટો બીજો કોઇ ધર્મ નથી."

પ્ર૦:—જગતમાં કાણો કોણ ?

ઉ૦:—જેના પેટમાં વાત ટકી શકે નહિ તે.

પ્ર૦:—ઉત્તમ લક્ષ્મી કઈ ?

ઉ૦:—જે સત્ય ધર્મથી મેળવી હોય તે. બીજાને પીડા કર્યા

વિના, ધર્મ માર્ગ છોડયા વિના, અને નીચની યાચના કર્યા વિના જે કાંઈ અલ્પ ધન મળ્યું હોય તે પણ ઘણું છે. એમ એક નીતિવાક્ય પણ કહે છે.

પ્ર૦:—જગતમાં મોટામાં મોટું જંગલી જાનવર કયું?

ઉ૦:—જીભ.

પ્ર૦:—અક્કલનો દુશ્મન કોણ?

ઉ૦:—સમજ્યા છતાં જે ખોટે માર્ગે ચાલે તે.

પ્ર૦:—અનેક ઉપાયો કરવા છતાં ન મટે તે કોણ?

ઉ૦:—સ્વભાવ.

પ્ર૦:—ગરીબો પાસે હોય છે શું? ગરીબો ખરચે છે શું? ઉડાઉઓ બચાવે છે શું?

ઉ૦:—કાંઈ નહિ.

પ્ર૦:—દુનિયામાં મોટામાં મોટો અરીસો કયો?

ઉ૦:—પોતાનું શુદ્ધ દિલ.

પ્ર૦:—સાચો ભાઈ કોણ?

ઉ૦:—જે ભીડ વખતે મદદ કરે તે.

પ્ર૦:—સાચો હિતેચ્છુ કોણ?

ઉ૦:—જે અવગુણો છોડાવે તે.

પ્ર૦:—વાણી છતાં મુંગો કોણ?

ઉ૦:—જે સમયાનુકૂળ બોલી શકે નહિ તે.

પ્ર૦:—છતે કાને બહેરો કોણ?

ઉ૦:—હિતનાં કહેલાં વચનો જે ન સાંભળે તે.

પ્ર૦:—છતે પુત્રે વાંઝીઓ કોણ?

ઉ૦:—જે પુત્રને મૂર્ખ રાખે તે.

પ્ર૦:—મૂર્ખનો સરદાર કોણ?

ઉ૦:—જે બેસવાની ડાળ કાપે તે.

પ્ર૦:—કૂળવાન કુટુંબ કયું કહેવાય?

ઉ૦:—જે કુટુંબમાં નીતિ અને વિવેક હોય તે.

પ્ર૦:—પવિત્ર સ્થાન કયું કહેવાય?

ઉ૦:—જ્યાં જતાં મન પવિત્ર અને શાંત થાય તે.

પ્ર૦:—લુણહરામી કોણ કહેવાય?

ઉ૦:—કરેલા ઉપકારો ભૂલી જાય તે.

પ્ર૦:—સ્ત્રીનો મુખ્ય ધર્મ કયો?

ઉ૦:—પતિની સેવા.

પ્ર૦:—રૂપાળી સ્ત્રી કઇ કહેવાય?

ઉ૦:—જે પતિવ્રતાનો ધર્મ પાળતી હોય તે.

પ્ર૦:—દુનિયામાં જીવ્યો કોણ?

ઉ૦:—જેણે પારકાં દુઃખો કાપ્યાં તે.

પ્ર૦:—અગ્નિ વિના હમેશાં બાળનાર કોણ?

ઉ૦:—નઠારી સ્ત્રી, નઠારાં છોકરાં અને નઠારાં પાડોશી.

પ્ર૦:—મોટામાં મોટું પાપ કયું?

ઉ૦:—વિશ્વાસઘાતનું. ભોજ પ્રબંધકાર પણ લખે છે કેઃ—

**विश्वास प्रतिबन्धानाम् ये च विश्वासघातकाः ।**
**ते नरा नरके यान्ति यावच्चन्द्र दिवाकरा ॥**

**ભાવાર્થ**—વિશ્વાસે રહેલા માણસોનો જેઓ વિશ્વાસઘાત કરે છે તેઓ સૂર્ય ચંદ્ર તપે ત્યાં લગી નરકવાસી થાય છે.

પ્ર૦:—કારી જખમ કયો?

ઉ૦:—કટુ વચનનો. કવિ વર દલપતરામભાઇ પણ કહે છે કેઃ—

**"છરા તણા છેદ ઉપાય સુઝે, કુવાક્યનો કાપ કદિ ન રૂઝે."**

છરાનો ઘા રૂઝાય છે, પણ કટુ વચને ભેદાયેલા હૃદયનો જખમ રૂઝાતો નથી.

પ્ર૦:—મોતથી વધારે દુઃખદાયક શું?

ઉ૦:—અપમાન.

પ્ર૦:—મનુષ્યોને પોતાના જીવ કરતાં પણ વધારે વહાલું શું છે?

ઉ૦:—આબરૂ.

પ્ર૦:—પૈસાદાર કોણ કહેવાય?

ઉ૦:—જે રોજ એક પાઈ પણ બચાવતો હોય તે.

પ્ર૦:—દેવાદાર કોણ?

ઉ૦:—જે આવકથી વધારે ખર્ચ કરે તે.

પ્ર૦:—મનુષ્યનો શણગાર કયો કહેવાય?

ઉ૦:—ડહાપણ.

પ્ર૦:—દુનિયામાં ઉત્તમમાં ઉત્તમ પુસ્તક કયું?

ઉ૦:—જે વાંચવાથી સદાચરણી થવાય તે.

પ્ર૦:—મનુષ્યનો હુકમ કોની ઉપર ચાલતો નથી?

ઉ૦:—મોત ઉપર.

પ્ર૦:—ફેંકનારને પોતાનેજ વાગે એવું શસ્ત્ર કયું?

ઉ૦:—ઈર્ષ્યા.

પ્ર૦:—દુનિયામાં મોટામાં મોટા સખાવત કરનાર કોણ?

ઉ૦:—ગરીબ છતાં પણ જે ટૂકડામાંથી ટૂકડો આપે તે.

પ્ર૦:—સુખથી કયો વેપારી સુઇ શકે છે?

ઉ૦—જે ઉધાર વેપાર કરતો નથી તે.

પ્ર૦:—શત્રુને જીતવાનું ઉત્તમ શસ્ત્ર કયું?

ઉ૦:—નમ્રતા.

પ્ર૦:—મોટામાં મોટો જૂઠો કોણ ?

ઉ૦:—ખુશામતીઓ.

પ્ર૦:—પાપથી છૂટા થવાનો રસ્તો કયો ?

ઉ૦:—ઇશ્વરી જ્ઞાન મેળવવું તે.

પ્ર૦:—મોટામાં મોટો સમુદ્ર કયો ?

ઉ૦:—સંસાર

પ્ર૦:—દુનિયામાં દુઃખદાયક ઘર કયું ?

ઉ૦:—જ્યાં સ્ત્રીનું પ્રબળ હોય તે.

પ્ર૦:—દરરોજ જૂઠું બોલનાર કોણ ?

ઉ૦:—વેપારી.

પ્ર૦:—સસ્તામાં સસ્તી વસ્તુ કઇ ?

ઉ૦:—જે મફત મળે તે.

પ્ર૦:—હમેશાં ફતેહમંદ થનાર કોણ ?

ઉ૦:—નીતિને સત્યથી ચાલનારો.

પ્ર૦:—મોટામાં મોટી સાંકળ શેની સમજવી ?

:—પ્રેમની.

પ્ર૦:—ગળ્યામાં ગળી વસ્તુ કઇ ?

ઉ૦:—ગરજ. કવિ દલપતરામભાઈ પણ લખે છે કે:—

**ગરજ ગળી સંસારમાં, ગરજે સર્વ તણાય;**
**રજે મોટા મહિપતિ, પરઘર ધક્કા ખાય.**

પ્ર૦:—સૌથી સ્વાદિષ્ટ ભોજન કયું ?

ઉ૦:—જે ખરી ભૂખમાં ખવાય તે. કહ્યું છે કે “ તરસ ન જાણે ધોબી-ઘાટ, ભૂખ ન જાણે એઠો ભાત. ”

પ્ર૦:—મોટામાં મોટી અનાજ ભરવાની કોઠી કઈ?

ઉ૦:—પેટ. કેમકે અનાજ ભરતાં ભરતાં ગમે તેવી કોઠીઓ ને વખારો હશે તે ભરાઇ જશે, પણ પેટરૂપી વખાર તો સવારમાંજ ખાલી ને ખાલી થવાની. માટેજ બ્રહ્માનંદ કવિ કહે છે કે:—

ઇંદ્રવિજય છંદ.

**ડારતહે સબહિ નિશિવાસર, કાહુસેં તી નહિ જાત ભરી હે,**
**ભાર ભઠી અરૂ ચૂલિકી સાદૃશ, જ્યોંઇ પરે સોઇ જાત બરી હે;**
**નીર પરે તીતનો સમી જાવત, સિંધુ કિધું ગિરિરાજ દરી હે,**
**બ્રહ્મમુનિ કહે પેટહિ પાપિની, કેસીહિ ઈશ્વર ખાડ કરી હે.**

**ભાવાર્થ:**—જેમાં બધા માણસો રાત અને દહાડો અનાજ નાંખ્યા કરે છે છતાં જે ભરાતી નથી, જે ભઠ્ઠી અને ચૂલાના જેવી છે મતલબ કે તેમાં જે નાંખવામાં આવે તે બળી ભસ્મ થઇ જાય છે, જાણે કોઈ પર્વતની ગુફા કે સમુદ્ર હોયની તેમ ગમે તેટલું પાણી જેમાં નાંખવામાં આવે છે છતાં તે સમાઇ જાય છે આવી પેટરૂપી પાપિણી ખાઇ પરમેશ્વરે શાની બનાવી હશે?

પ્ર૦:—હૃદય કોને ન હોય?

ઉ૦:—પાષાણને.

પ્ર૦:—દેશ મરેલો શાથી કહેવાય

:—સારો રાજા ન હોવાથી.

પ્ર૦:—આળસ એટલે શું?

ઉ૦:—હરેક વાતનું બેપરવાપણું રાખવું તે.

પ્ર૦:—આશ્ચર્ય પામવા જેવી વાત કઈ?

ઉ૦:—મનુષ્યો રાતદહાડો આસપાસનાં પ્રાણીઓને મરતાં

જુએ છે છતાં પોતે મનમાં એવો વિચાર પણ કરતો નથી કે મારે પણ મરવાનું છે એ વાત મહા આશ્ચર્ય પામવા જેવી છે.

પ્ર૦:—મદ ઉત્પન્ન કરનારાં કોણ?

ઉ૦:—યૌવન, ધનસંપત્તિ, રાજ્યાધિકાર, વિદ્યા, કુળ અને રૂપ.

પ્ર૦:—ફળપ્રાપ્તિ શા પ્રમાણે થાય?

ઉ૦:—ભાગ્ય પ્રમાણે. કહ્યું છે કે:—

**पिता रत्नाकरो यस्य लक्ष्मी यस्य सहोदरी ।**
**शंखो रोदिति भिक्षार्थी फलं भाग्यानुसारतः ॥**

**ભાવાર્થઃ**—રત્નાકર સાગર જેનો પિતા છે, અને સાક્ષાત લક્ષ્મી જેની બેન છે તેમ છતાં બિચારો શંખ ભિક્ષા પ્રાપ્ત કરવા ઉચ્ચ અવાજે રૂવે છે! ખરે ભાગ્ય પ્રમાણે ફળ મળે છે!

પ્ર૦:—ખરી વિદ્યા કઇ?

ઉ૦:—જે મોઢે આવડે તે.

પ્ર૦:—ઉદ્યોગીને વહાલું શું?

ઉ૦:—કામ.

પ્ર૦:—નવરાને વહાલું શું?

ઉ૦:—નિંદા.

પ્ર૦:—લાંબામાં લાંબી રાત્રિ કઇ?

ઉ૦:—જે રાત્રે વગર ઇચ્છાએ ઉજાગરો કરવો પડે તે.

પ્ર૦:—લાંબામાં લાંબો દહાડો કયો

ઉ૦:—જે દહાડે ઉપવાસ કર્યો હોય તે

પ્ર૦:—સારામાં સારૂં કામ કયું?

ઉ૦:—પરોપકાર કરવો તે.

પ્ર૦:—જગતમાં ભૂલવા જેવું શું છે?

ઉ૦:—આપણે બીજા ઉપર કરેલો ઉપકાર, અને બીજાએ આપણને કરેલો અપકાર એ બે ભૂલવાં.

દોહરો.

**નારાયણ દો બાતકોં, દિજે સદા બિસાર;**
**કરી બુરાઇ ઓરને, આપ કિયો ઉપકાર.**

૪૫૧ સંસારીજનોને સુખ અને દુઃખ બંને વારા ફરતી ભોગવવાનાં છે. માટે સુખમાં આનંદમસ્ત બનવું નહિ, અને દુઃખમાં ગભરાવું નહિ. બંનેમાં નિર્વિકારી રહેવાનું ને જેમ લુહારની સાંડસીને ઘડીમાં મોઢામાં ધગધગતા લોઢાને પકડવાનું કામ કરવું પડે છે ને ઘડીમાં પાણીમાં મોં બોળવું પડે છે. તેમ સંસારીજનોની હાલત સમજવી.

૪૫૨ નીચે પ્રમાણે વર્ત્તનારા માણસોને મૂર્ખ સમજવા.

૧ જે હલકાં કામ કરી આબરૂ મેળવવા ધારે.
૨ જે માણસ શત્રુની સાથે મિત્રતા કરે, ને મિત્રોને દ્વેષ કરે.
૩ પોતે કરવા લાયક કામો જે ચાકરો પાસે કરાવે.
૪ ત્વરાથી કરવાનાં કામોમાં જે વાર લગાડે.
૫ વગર પૂછે જે બોલબોલ
૬ વગર કારણે જે બીજાને ઘેર જઇ બેસે.
૭ મહેનત કર્યા વગર જે અલભ્ય વસ્તુ મેળવવા ઇચ્છે.
૮ શિક્ષા કરવા યોગ્ય ન હોય તેને શિક્ષા કરે.
૯ યાચના કરવા લાયક ન હોય તેની યાચના કરે.
૧૦ પોતે નિર્બળ છતાં જે બળવાનની સાથે વૈર કરે.
૧૧ થોડો લાભ મળતાં જે છકી જાય.

૧૨ પોતાનો સમય આવ્યા છતાં બીજા ઉપર હાથ ન રાખે.
૧૩ ફૂલાવ્યો ફૂલાઇ કરજ કરીને ધન વાવરે.
૧૪ જે પરનારીની પ્રીતિમાં લપટાય.
કવિવર દલપતરામ કહે છે કે:—

છપ્પો.

**વણ પૂછયાથી વેણ, ઘણાં બોલે તે ઘેલો,**
**ખોદી ખાડો ખૂબ, પડે પંડે પણ પે'લો;**
**ન કર્યાનું કરી નિત્ય, ચિત્ત ચેતી નવ ચાલે,**
**પરનું પોતાતણું ઘણું ઘેલો ઘર ઘાલે;**
**વળી વહેલો વળગે વાદમાં, છેલ્લો છેક છૂટો પડે,**
**દિન દિન દિલમાં દલપત કહે, ઘાટ ઘણા ઘેલા ઘડે.**

મતલબ કે ગાંડાંનાં કાંઈ ગામ હોતાં નથી; કામ ઉપરથી તેઓ ઓળખાય છે.

૪૫૩ મનુષ્યની દાઢી ધોળી થવા સાથે અક્કલ ધોળી થવી જોઇએ.

૪૫૪ જ્યાં લગી માણસ પાસે કાંઇ ઉછીનું આપવાનું, ખવરાવવાનું, અને આપી દેવાનું હોય છે ત્યાં લગી આ દુનિયાં તેને મીઠામાં મીઠી અનુભવાય છે. પણ જ્યારે એ ઉછીનું પાછું લેવાની સ્થિ- તેને મૂકાવું પડે છે ત્યારે તેને આ દુનિયા બૂરામાં બૂરી અનુભવાય છે.

૪૫૫ યાદ રાખજો કે તમારો ચડતીનો સમય બદલાતાં, આસપાસનાં મનુષ્યો પણ બદલાવાનાંજ. “આનેવાલીકી બોલબાલા, ઔાર જાનેવાલાકા મુકાલા” એ આ જગતનો મુખ્ય સિદ્ધાંત છે.

૪૫૬ સિંહ અને રીંછના જેવાં ક્રૂર અને જડ પશુઓ અને કાગડા

જેવાં પંખીઓ પણ સ્વજાતિનાં પ્રાણીઓની હિંસા કરવાથી વિમુખ રહે છે, પરંતુ મનુષ્યો આ કુદરતના દયાળુ નિયમનો ભંગ કરીને એક બીજાનો વધ કરતાં અટકતાં નથી એ અજબ વાત છે.

૪૫૭ પ્રપંચી માણસોની કપટભરી વર્તણુકો, પવિત્ર માણસોની વિશાળ અને પવિત્ર ભાવનાઓને સંકુચિત કરી નાંખે છે.

૪૫૮ જગતમાં અમુક વર્ષો રહ્યા પછી માણસના વિચારો અનુભવની એરણ ઉપર ઘડાય છે. "જગતનો અનુભવ" એ બે શબ્દોનો અર્થ શો? અમારા વિચાર પ્રમાણે તો "જગતનો અનુભવ" જગતના સ્વાર્થની મારામારી" એટલોજ એનો અર્થ છે. પ્રિય વાચક! તારે જગતનો અનુભવ કરવો એટલે જગતના સ્વાર્થની મારામારી જાણવી, એ જરૂરનું છે; કેમકે જાણવાથી સાવધ રહેવાય છે. એને જીંદગીમાં ઉતારવી નહિ; પરંતુ ચેતતાં રહીને અત્યંત વિશ્વાસુ ન થવું એટલુંજ સમજવાનું છે. આપણે કપટ કરવું નહિ; પણ કપટીનું કપટ સમજવાની શક્તિ તો મેળવવીજ જોઇએ. નહિતો છેતરાઈ જઇએ. અંતર્ હમેશાં નિર્વિકારી રાખવું, પણ ચાલુ વ્યવહારોમાં જરૂર જોઈતી સાવચેતી રાખવાને કદિપણ ભૂલવું નહિ.

૪૫૯ તમે પાપને ધિક્કારજો, પણ પાપીને ધિક્કારશો નહિ. પાપીના પ્રતિ ધિક્કાર નહિ પણ દિલસોજી રાખજો. તમારી ખરેખરી દિલસોજી સામા માણસના અંતઃકરણને ઉન્નત કરી તેના વિકારોને શમાવશે. એવી દિલસોજીમાં પ્રભુના સ્નેહનો અંશ છે.

૪૬૦ બીજાઓએ આપણે માટે શું શું નથી કર્યું તેનું રટણ કરવાને

બદલે તેમણે આપણે માટે જે જે કર્યું હોય તેનુંજ સ્મરણ કરી ઉપકારબુદ્ધિ તાજી રાખવી.

૪૬૧ આપણે બીજાને માટે જે કાંઈ સારૂં કર્યું હોય તેનો વિચાર રાખવાને બદલે બીજાએ આપણે માટે જે કાંઇ સારૂં કર્યું હોય તેનો વિચાર પ્રાધાન્ય રાખવો. આપણે માટે બીજાએ જે કાંઇ કર્યું છે તેમાં તેનો લાભ સમાયો છે એવા કુતર્કો કરી ઉપકાર-વૃત્તિને ઝાંખી પડવા દેવી નહિ. પરંતુ ઉપકાર ભાવનાએ એ વૃત્તિને ખીલવવી. આ જીંદગીને સુખી કરવાનો એ ઉત્તમ રસ્તો છે.

૪૬૨ આ જગતની સ્થિતિ હાથીના દાંતો જેવી છે. હાથીને જેમ ચાવવાના દાંત જૂદા હોય છે ને દેખાડવાના દાંત જૂદા રહે છે તેમ જગતને પણ કરવાનું જૂદું છે ને દેખાડવાનું જૂદું છે માટેજ કહ્યું છે કેઃ—

દોહરો.

**કહેવું કંઇ કરવું કંઇ, એવી જગતની રીત;**
**દ્વિવિધ દંત છે હસ્તિને, જુઓ ધારીને પ્રીત.**

૪૬૩ વિદ્યા જાણવાથી કાંઇ સુજતા પ્રાપ્ત થતી નથી. એને માટે તો સારો સહવાસ, સા કુટુંબ, સારા સંસ્કારો અને પ્રયત્નની આવશ્યકતા છે. આચરણ વિનાનું જ્ઞાન, નાયક વિનાનું સૈન્ય અને પતિ વિનાની સ્ત્રી, એ સર્વે નષ્ટ થરાનાં સમજવાં,

૪૬૪ આજ્ઞા ન પાળનારી સ્ત્રી, મૂર્ખ મિત્ર, સામા જવાબ આપ્યા કરનાર નોકર અને સર્પવાળા ઘરમાં રહેઠાણ એટલાં વાનાં મૃત્યુ રૂપજ છે એમાં સંશય નથી.

૪૬૫ બ્રહ્મજ્ઞાન એ બ્રાહ્મણનું બળ છે, પરાક્રમ એ રાજાનું બળ છે,

૪૬૬ અમૃતનો ભંડાર, ઔષધિઓનો અધિપતિ, સુધારૂપ શરીરવાળો અને કાંતિમાન એવો ચંદ્રમા પણ સૂર્યને ઘેર ગયો તો નિસ્તેજ બની ગયો છે; તે બીજાને ઘેર જઈ રહેલો મનુષ્ય નિસ્તેજ બને એમાં આશ્ચર્ય શું ?

૪૬૭ મયૂરો જ્યારે વનની ગર્જના થાય છે ત્યારે રાજી થાય છે. કોકિલાઓ જ્યારે વસંતઋતુની છટા ખીલે છે ત્યારે રાજી થાય છે, સાધુ પુરૂષો જ્યારે બીજાની સુખસંપત્તિ જુએ છે ત્યારે રાજી થાય છે અને ખળપુરુષો બીજાને માથે વિપત્તિ પડે છે ત્યારે રાજી થાય છે.

૪૬૮ મનુષ્યે આ બાબતોનો વારંવાર વિચાર કરવો. મારો સમય કેવો છે ? મારે મિત્રો કોણ કોણ છે ? મારૂં રહેઠાણ છે તે દેશ કેવો છે ? મારો ખર્ચ અને આવક કેવાં છે હું કોનો પુત્ર છું અને મારામાં શક્તિ કેટલી છે ?

**कः कालः कानि मित्राणि को देशः कौ व्ययागमौ ।**
**कस्याहं का च शक्ति रिति चिन्त्यं मुहुर्मुहुः**

૪૬૯ બેકદરી માણસ ગુણ કે અવગુણની પરીક્ષા કરી શકતો નથી. માટે બેકદરી માણસ પાસે તમારી કિંમત ન થાય તો તેમાં તમે સંકોચાશો નહિ. કહ્યું છે કેઃ—

**દોહરો.**

**સૌ જનને સરખા ગણે, જન જે મુરખ જાત;**
**એકજ અસ્ત્રે સર્વને, મુંડે મેષા રાત.**

૪૭૦ ડાહ્યો માણસ તેજ કહેવાય કે જે પાણી પહેલી પાળ બાંધે. ઘર સળગે તે સમયે કૂવો ખોદાવનાર માણસ ડાહ્યો ગણાતો નથી.

જુઓ ઇશ્વર પણ શું કરે છે? બાળક જન્મવાનું હોય તેના પહેલાંજ તેની જનેતાના સ્તનમાં દૂધ ભરી રાખે છે. તેજ પ્રમાણે મનુષ્યે પણ દરેક પ્રકારની આવવાની મુસ્કેલીનો પહેલેથીજ ઉપાય કરી રાખવો જોઇએ. કહ્યું છે કેઃ—

દોહરો.

**ઉપાય આગળથી સજી, રાખે તેને રંગ;**
**શિવ રાખે છે અગ્નિ તો, ધરે જટામાં ગંગ.**

શિવ પોતાના કપાળમાં અગ્નિ રાખે છે તો જટામાં ગંગાને પણ તેના શમન માટે ધારણ કરી રહેલા છે. મતલબકે આપત્તિ સાથે ઇલાજ પણ તૈયાર રાખવો એ ડાહ્યા માણસનું કામ છે.

૪૭૧ નાનાં માણસો પાસે મોટું કામ પાર પાડવાની આશા રાખવી એ ન બનવા જોગ છે. “ જેનાં કામ તે જેથી થાય ” એ ભૂલવા જેવું નથી. “ નેરણીથી તો નખજ ઉતરે ” એનાથી રણભૂમિમાં તરવારના જેવું કામ થાય જ નહિ. માટેજ કહ્યું છે કેઃ—

દોહરો.

**કૈસેં છોટે નરન હોં, સરત બડનકે કામ;**
**મઢયો દમામા જાત કયોં ? સૌ ચુહેકે ચામ.**

સો ઉંદરડાના ચામડાંને ભેગાં કરીએ તોપણ તેથી શું ઉંટ કે હાથી ઉપર રાખવામાં આવે છે તે દમામું ( નગારૂં ) મઢી શકાશે કે ? નહિજ.

૪૭૨ લોભીને ધનથી અહંકારીને નમનથી, પંડિતને યથાર્થ વાણીથી અને મૂર્ખને તેની મરજી સાચવીને વશ કરવો એ વ્યવહાર-નીતિ છે.

૪૭૩ ભિક્ષુક તમારે આંગણે માગવા આવે છે, તે માગવા આવે છે એમ ન સમજો. એ તમને એવો બોધ કરવા સારૂ આવે છે કેઃ "ગયે જન્મે અમે કાંઇ દાન કર્યું નથી તો આ જન્મે ભિખારીની દશા ભોગવીએ છીએ તો આવતા જન્મમાં તમારી એવી દશા ન થાય તે માટે તમે દાન કરતા રહેજો. જળાશયમાંના જળનો ઉપયોગ કરવામાં આવે તો જ તેમાંનું જળ સ્વચ્છ રહે છે ને લીલ વગેરેથી બગડતું નથી. તેમ મેળવેલા ધનમાંથી અમુક ભાગ યોગ્ય કામોમાં વપરાય છે તોજ તેનું રક્ષણ થાય છે. કહેવાય છે કે ભોજ રાજા એક વાર પંડિતોની સભામાં બેઠા હતા તેમના અંગ ઉપર એક માખી બેઠી ને સ્વાભાવિક રીતે તેણે આગલા પગવડે પોતાનું માથું લૂછવા માંડયું. આથી રાજાએ કવિઓને પૂછયુંઃ " કવિવરો! આ મક્ષિકા શામાટે પોતાનું માથું કૂટતી હશે?" એટલે એક કવિએ કહ્યું કે " હે રાજન્! એ આપને કહે છે કેઃ—"

देयं भो! ह्यधने धनं सुकृतिभि र्नो संचितं सर्वदा।
श्रीकर्णस्य बलेश्च विक्रमपतेरद्यापि कीर्तिः स्थिता॥
अस्माकं मधु दानभोगरहितं नष्टं चिरात्संचितं।
निर्वेदादिति पाणिपादं युगलं घर्षन्त्यहो मक्षिकाः॥

અરે ભાઇઓ! ભાગ્યવંતોએ પાત્ર જોઈ નિર્ધનોને ધન આપવું, સંચય કરેલું ધન સર્વદા રહેતું નથી. પરંતુ દાનપરાયણ રહેવાથીજ કર્ણ, બલિ અને વિક્રમ રાજાની કીર્તિ હજુ લગી રહેલી છે. ઘણા સમયથી એકઠું કરેલું અમારૂં મધ, દાન અને ભોગમાં ઉપયોગ ન કરવાથી નાશ પામ્યું છે. ને એ અપસોસથી મક્ષિકા પોતાના હાથ પગ ઘસે છે ને માથું કૂટે છે.

૪૭૪ વસ્ત્રો ભલે બહુમૂલાં ન હોય તોપણ તે સ્વચ્છતાથી સારાં લાગે છે. નિર્ધનતા ભલે ગમે તેટલી હોય તોપણ તે ધૈર્યથી સારી લાગે છે, કુરૂપતા ભલે ગમે તેટલી હોય તોપણ સદ્દગુણો ધારવાથી સારી લાગે છે અને અન્ન ભલે હલકા પ્રકારનું હોય તોપણ ગરમ કરવાથી તે સારૂં લાગે છે.

૪૭૫ જે મનુષ્ય ગુણ અને ધર્મથી રહિત છે તેનું જીવવું લુહારની ધમણના જેવું સમજવું. લુહારની ધમણ પણ પવન લે છે ને બહાર કાઢે છે. તેમ ગુણધર્મ રહિત મનુષ્ય પણ મિથ્યા શ્વાસોચ્છ્વાસ ભરે છે, પણ તેની કશી સાર્થકતા નથી. માટે મનુષ્યોએ જ્યાં જ્યાં ગુણો જોવામાં આવે ત્યાંથી ગ્રહણ કરવા ભૂલવું નહિ. મનુષ્યે પોતે બત્રીશ લક્ષણ વાળાં થવા માટે નીચે બતાવેલાં સ્થાનોમાંથી બત્રીશ ગુણો મેળવવા. એક ગુણ સિંહમાંથી, એક ગુણ બગલામાંથી, પાંચ ગુણ કાગડામાંથી, ત્રણ ગુણ ગધેડામાંથી, છ ગુણ કુતરામાંથી, ચાર ગુણ કૂકડામાંથી, સાત ગુણ મોરમાંથી અને પાંચ ગુણ રાજામાંથી—એ રીતે બત્રીશ ગુણો મેળવવા. તે માટે કહ્યું છે કેઃ—

સિંહનો એક ગુણઃ—

**प्रभूतं कार्यमल्पं वा यन्नरः कर्तुमिच्छति ।**
**सर्वारंभेण तत्कार्यं सिंहादेकं प्रचक्षते ॥**

કામ ભલે નાનું હોય કે મોટું હોય, પણ જાતે કરવા જેવું જે કામ હોય તે જાતેજ સર્વ પ્રકારની સાવધાનીથી કરવું એ સિંહનો એક મહાન ગુણ મનુષ્યે પોતાનામાં ધારણ કરવો.

બગલાનો એક ગુણઃ—

**इंद्रियाणि च संयम्य बकवत्पंडितो नरः ।**
**देशकालबलं ज्ञात्वा सर्व कार्याणि साधयेत् ॥**

ભાવાર્થઃ—

ગીતિ.

ઇંદ્રિયગણ વશ કરીને, બગલા સમ સ્વસ્થતા ગ્રહી રહિયે;
દેશકાળ બળ જાણી, કાર્ય સાધવાં; બક-ગુણ એ કહિયે.

કાગડાના પાંચ ગુણોઃ—

गूढं च मैथुनं धार्ष्टर्यं काले काले च संग्रहम् ।
अप्रमादमविश्वासं पंच शिक्षेच्च वायसात् ॥

ભાવાર્થઃ—

હરિગીત છંદ.

(૧) સંભોગ સ્ત્રીશું ગુપ્ત કરવો, (૨) ધૈર્ય ધરવું સર્વદા,
(૩) વિશ્વાસ મન નવ કોઇનો રતિમાત્ર પણ કરવો કદા;
(૪) વખતો વખત ઘર બાંધવું; (૫) સાવધ રહી કરવી ગતિ,
એ પાંચ ગુણ છે કાગના, સમજી ધરો ઉર સન્મતિ!

ગધેડાના ત્રણ ગુણોઃ—

सुश्रांतोऽपि वहेद्भारं, शीतोष्णे न च पश्यति ।
संतुष्टश्चरते नित्यं त्रीणि शिक्षेच्च गर्दभात् ॥

ભાવાર્થઃ—

હરિગીત છંદ.

(૧) થાકયો છતો પણ ભાર ખેંચે, અડી રહે નહિ હઠ કરી,
(૨) વળી ટાઢ તડકો નવ ગણે, નિજ કાર્યમાં મસ્તી ધરી;
(૩) સંતોષમાં રહેતો સદા, કદિ દીનતા ન ઉરે ધરે,
એ ત્રણ ગુણ ખરના રૂડા સજજન હૃદય ધારણ કરે.

કૂતરાના છ ગુણો:—

**बह्वाशी स्वल्पसंतुष्टः सुनिद्रो लघुचेतनः ।**
**स्वामिभक्तश्च शूरश्च षडेते श्वानतो गुणाः ॥**

**ભાવાર્થ:**—વધારે મળે તો વધારે ખાવું, નહિતો થોડાથી પણ સંતોષ પામવો, ઉંઘે ખરો પણ જરા અવાજે જાગી જાય એ રીતે, ખવરાવે તેનું લેખે આણે એવો સ્વામિભક્ત, ધણીના કલ્યાણ માટે મોટા હાથી કે સિંહની સામે પણ લડવા દોડે એવો શૂરવીર—આવા છ ગુણો કૂતરામાં છે.

કૂકડાના ચાર ગુણો:—

**प्रत्युत्थानं च युद्धं च संविभागं च बन्धुषु ।**
**स्वयमाक्रम्य भोगं च शिक्षेच्चत्वारि कुक्कुटात् ॥**

**ભાવાર્થ:**—વહેલાં ઉઠવું, જીવનકલહમાં તત્પર રહેવું, જે મળે તે બન્ધુઓની અંદર વહેંચી આપવું, અને પરાક્રમથી ભોગ ભોગવવા એ ચાર ગુણો કૂકડામાં રહેલા છે.

મોરના સાત ગુણો:—

**उच्चैर्निवासो मधुरा च वाणी कलासमर्थो त्रिनिवर्त्तिताञ्च ।**
**वातारिभक्षश्चसुरूपवेषो ग्राह्या गुणाः सप्त मयूरिकायाः ॥**

**ભાવાર્થ:**—ઉંચ સ્થાનમાં સ્થિતિ કરવી, મધુરી વાણી બોલવી, કળાસંપન્નપણું, શક્તિમાનપણું, વિનય, શત્રુનું ભક્ષણ કરવું અને શરીરની સુંદરતા એ સાત ગુણો મોરમાં રહેલા છે.

રાજાના પાંચ ગુણો:—

**पात्रे त्यागी गुणे रागी भोगी सर्वजनैः सह ।**
**शास्त्रे बोद्धा रणे योद्धा राज्ञः पंचगुणाः स्मृताः ॥**

ભાવાર્થ:—

રોળાવૃત્ત.

થવું શાસ્ત્રમાં નિપુણ, દાન સત્પાત્રે દેવું,
સકળજનોશું ભોગ ભોગવીને સુખ લેવું;
ગુણે ધારવી પ્રીત, યુદ્ધ રણભૂમિએ કરવું,
ભૂપ તણા એ પાંચ ગુણ શીખી દુઃખ પરહરવું.

૪૭૬ કેટલીક ત્રિપુટીઓ જાણવા લાયક છે, તે નીચે ઉતારવામાં આવે છે.

अ—સંગ્રહ કરવાલાયક આ ત્રણ વાનાં છે. ૧ સંતોષ, ૨ સન્મિત્રો અને ૩ સાલસાઇ.

आ—ત્યાગ કરવા લાયક આ ત્રણ વાનાં છે. ૧ મિથ્યાભાષણ, ૨ આળસ અને ૩ અવગુણો.

इ—અનર્થ ઉપજાવનારાં ત્રણ છે. ૧ કામ, ૨ ક્રોધ અને ૩ લોભ.

ई—ધિક્કારવાયોગ્ય ત્રણ છે. ૧ ક્રૂરતા, ૨ કૃતઘ્નતા અને ૩ મગરૂરી.

उ—દ્રવ્યને નાશ કરનારાં ત્રણ છે. ૧ આળસ, ૨ કુબુદ્ધિ ૩ કુચ્છંદ.

ऊ—સુખ વધારનારાં ત્રણ છે. ૧ સદ્ગુણી સ્ત્રી, ૨ સન્મિત્રો અને ૩ સદ્વિદ્યા.

ए—જો કબજામાં રાખીએ તોજ સુખી થવાય એવાં ત્રણ છે. ૧ સ્વભાવ, ૨ જીભ અને ૩ ચાલચલગત.

ऐ—આ ત્રણથી અંતઃપટ રાખવો નહિ. ૧ સદ્ગુણી સ્ત્રી, ૨ સન્મિત્ર અને ૩ પ્રમાણિક નોકર.

ओ—મિત્રાઈનાં મૂળીઆં આ ત્રણ છે. ૧ મળતો સ્વભાવ, ૨ સંપ અને ૩ સત્કાર.

औ—મિત્રાઇ છોડાવનાર આ ત્રણ છે. ૧ કડવી વાણી, ૨ વિશ્વાસઘાત અને ૩ લેણદેણ.

अं—ધનની ગતિ ત્રણ છે. ૧ દાન, ૨ ભોગ અને ૩ નાશ.

अः—જે સ્થળે જાય તે સ્થળને પોતાનો દેશ કરી બેસનાર ત્રણ છે. ૧ વિદ્વાન, ૨ પરાક્રમી અને ૩ અક્કલવંત.

क—પારકા આશ્રયપર જીવનારાં ત્રણ છે. ૧ સ્ત્રી, ૨ બાળક અને ૩ બીકણ.

का—પોતાના આશ્રયપર જીવનારાં ત્રણ છે. ૧ સિંહ, ૨ શૂરવીર અને ૩ સત્પુરુષ.

कि—કામ ત્રણ રીતે થાય છે. ૧ મનથી, ૨ વચનથી અને ૩ કાયાથી.

की—વિવેકના ત્રણ સ્થંભો છે. ૧ સત્યતા, ૨ નમ્રતા અને ૩ વાણીની મધુરતા.

कु—જગતમાં મોટાઈ અપાવનારાં ત્રણ છે. ૧ ઇશ્વરભક્તિ, ૨ ઉદારતા અને ૩ ઉદ્યોગ.

कू—માંદગી લાવનારાં ત્રણ છે. ૧ અનિયમિત ખોરાક, ૨ આળસ, ૩ અસ્વચ્છતા.

के—આરોગ્યતા આપનારાં ત્રણ છે. ૧ પચતો ખોરાક, ૨ કસરત, ૩ સ્વચ્છતા.

कै—પૂજવા લાયક ત્રણ છે. ૧ માબાપ, ૨ ગુરુજનો અને ૩ પ્રભુ.

को—નિંદવા લાયક ત્રણ છે. ૧ કલંક કામિની, ૨ કપૂત, ૩ કુટિલ નોકર.

कौ—સુખે સૂનારાં ત્રણ છે. ૧ સંતોષી, ૨ સારાં કામ કરનાર અને ૩ સાચાઇવાળો.

कं—ઉજાગરા કરનારાં ત્રણ છે. ૧ ચોર, ૨ વ્યભિચારી, ૩ ઘણા શત્રુઓવાળો.

कः—વ્યાપારમાં જરૂરની ત્રણ બાબતો છે. ૧ હામ, ૨ દામ, ૩ કામ.

ख—પાયમાલ કરનાર ત્રણ છે. ૧ કરજ, ૨ કપટ અને ૩ કુવચનો.

खा—ઉન્નતિ કરનાર ત્રણ છે. ૧ સત્સંગ, ૨ ધર્માચરણ અને ૩ ધૈર્ય.

खि—નકામાં ત્રણ છે. ૧ ઇન્સાફ ન કરનારો રાજા, ૨ અક્કલ વિનાનો ઇન્સાફ અને ૩ વિદ્યા વિનાની અક્કલ.

खी—લડાઇનાં મૂળ ત્રણ છે. ૧ જર, ૨ જમીન અને ૩ જોરૂ.

खु—બેશરમ ત્રણ છે. ૧ ગરજવાન, ૨ દરવાન અને ૩ કેફવાન.

खू—નાશવંત ત્રણ છે. ૧ જીંદગી, ૨ ધન અને ૩ અધિકાર.

खे—સદ્‌ગુણી સ્ત્રીનાં ત્રણ લક્ષણ છે. ૧ ઘરની સંભાળ, ૨ સ્વામીની સેવા, ૩ બચ્ચાંની કાળજી.

खै—બદફેલ બાઇડીનાં ત્રણ લક્ષણ છે. ૧ ખર્ચમાં વધારો, ૨ બચ્ચાંની બેદરકારી અને ૩ આબરૂની અનિચ્છા.

खो—વિના અગ્નિએ બાળનારાં આ ત્રણ છે. ૧ ક્રોધ, ૨ કુટુંબકલેશ, ૩ કપુત.

खौ ત્રણ વાનાં મનુષ્યોમાં પૂરતાં હોતાં નથી. ૧ અક્કલ, ૨ આકીન, ૩ ઇશ્વરની ઓળખ.

खं—સારા વૈદ્યનાં ત્રણ લક્ષણો છે. ૧ પૂછવું પ્રીતથી, ૨ જોવું રીતથી, ૩ ઔષધ આપવું ચિત્તથી.

खः—જરાક બાકી રાખ્યાં હોય તોપણ વૃદ્ધિ પામી નાશ કરનારાં ત્રણ છે. ૧ કરજ, ૨ રોગ, ૩ અગ્નિ.

ग—તત્કાળ નાશ થનારાં ત્રણ છે. ૧ નદીકાંઠાનું વૃક્ષ, ૨ મંત્રી વિનાનો રાજા, ૩ પરઘેર રાખેલી સ્ત્રી.

गा—ધનની સાથે ત્રણ વાનાં જાય છે. ૧ માન, ૨ બુદ્ધિ, ૩ કાન્તિ.

गि—કરેલો ઉપકાર ભૂલનાર ત્રણ છે. ૧ પરણેલો કુપુત્ર માબાપને

ભૂલે છે, ૨ ભણીરહેલો શિષ્ય ગુરૂને ભૂલે છે, ૩ આરોગ્ય-થયેલો દરદી વૈદ્યને ભૂલે છે.

गी—દુનિયામાં યાત્રાનાં સ્થળ ત્રણ છે. ૧ માતા, ૨ પિતા, ૩ ગુરૂ.

गु—ઘરની ગુપ્તવાત પ્રસિદ્ધ થવાનાં દ્વાર ત્રણ છે. ૧ અજ્ઞાન સ્ત્રી, ૨ અનાડી નોકર, ૩ અજ્ઞાન બાળક.

गू—દુનિયાની આ ત્રણ ચીજો કોઈથી દૂર કરી શકાય તેમ નથી. ૧ ધંધાવાળાની અદેખાઇ, ૨ સ્વાર્થી સગાંવહાલાંની દુશ્મનાઈ અને ૩ રાજાઓની અક્કલની ખામી.

गे—મૂર્ખતા દર્શાવનારાં આ ત્રણ કાર્યો છે. ૧ બેસવાની ડાળ કાપવી, ૨ કરજ કરીને વરો કે મોજશોખ કરવો અને ૩ વગર-વિચારી ક્રિયાઓ કરવી.

गै—ત્રણ વસ્તુઓ મેળવ્યા વિના જીંદગી વ્યર્થ જાય છે. ૧ બાળ-પણમાં વિદ્યા, ૨ જુવાનીમાં ધન, ૩ વૃદ્ધાવસ્થામાં ધર્મ.

गो—આ ત્રણ જણાથી આ ત્રણ વાનાં મેળવવાની આશા રાખવીજ નહિ. ૧ નબળાઓથી ફત્તેહ, ૨ આળસુઓથી મદદ, ૩ કૃપ-ણોથી ધન.

गौ—પ્રમાણિકપણે ચાલતાં ત્રણ વાનાં પ્રાપ્ત થાય. ૧ નિર્ભયતા, ૨ નિશ્ચિંતતા, ૩ સલામતી.

गं—દુનિયાનાં રાજ્યો મોટે ભાગે ત્રણ વાનાંથી ચાલે છે. ૧ અક્ક-લથી, ૨ અમલથી અને ૩ ડોળદમામથી. વિચારવાળા લોકો અક્કલથી વશ થાય, અણસુધરેલા અમલથી વશ થાય અને નાદાનો ડોળદમામથી વશ થાય.

गः—પરદેશમાં જવાથી ત્રણ વસ્તુ પ્રાપ્ત થાય. ૧ વિદ્યા, ૨ કળા, ૩ ધન.

घ—જ્ઞાન મેળવવાનાં સાધન ત્રણ છે. ૧ વાંચન, ૨ વાતચિત, ૩ નિરીક્ષા.

**ઘા**—રાજાઓએ ત્રણ વાનાં હમેશાં તપાસવાં. ૧ નોકરોનાં કામ, ૨ રૈયતની ઇચ્છા, ૩ આસપાસનાં રાજ્યોના સંબંધી.

**ઘિ**—રાજાએ પોતાની પ્રજાનું ત્રણ જણથી રક્ષણ કરવું. ૧ ચોરોથી, ૨ લૂટારાઓથી, ૩ અમલદારોથી.

**ઘી**—પ્રધાને ત્રણ વાનાં હમેશાં તપાસવાં. ૧ રાજાપ્રજા વચ્ચેનો સંપ, ૨ ઉપજખર્ચનો હિસાબ, ૩ ખેડુત વગેરેની આબાદી.

**ઘુ**—ત્રણ વાનાં કર્યાં સિવાય આ ત્રણ વાનાં થતાં નથી. ૧ ગરીબોનાં દુઃખો મટાડયા સિવાય નામ પ્રસિદ્ધ થતું નથી. ૨ સ્વભાવ શાંત રાખ્યા વિના કામ સિદ્ધ થતું નથી. ૩ દાન કર્યાં સિવાય માન મળતું નથી.

**ઘૂ**—હલકાની સોબતમાં ત્રણ વાનાં જાય છે. ૧ આબરૂ, ૨ જર, ૩ જીવતર.

**ઘે**—આ જગતમાં જુસ્સો ચડાવનારાં ત્રણ છે. ૧ વચનબાણ, ૨ વાજું અને ૩ વીરતા.

**ઘૈ**—આ ત્રણની પરીક્ષા તો આ ત્રણથીજ થાય છે. ૧ અગ્નિથી સોનાની, ૨ સોનાથી સ્ત્રીની અને ૩ સ્ત્રીથી પુરુષની.

**ઘો**—ધર્મનાં લક્ષણો ત્રણ છે. ૧ દયા, ૨ દાન, ૩ દીનતા.

**ઘૌ**—રાજાએ ત્રણની સલાહ કદિ ન લેવી. ૧ ખુશામતીઓ, ૨ મૂર્ખ, ૩ આળસુ.

**ઘં**—ચિંતા કરવાથી ત્રણ વાનાં નાશ પામે. ૧ જ્ઞાન, ૨ બળ, ૩ કાન્તિ.

**ઘઃ**—તજવાલાયક ત્રણ છે. ૧ પરધન, ૨ પરનારી, ૩ પરનિંદા.

**ચ**—પાસે રહેનારને વશ થનારાં ત્રણ છે. ૧ પશુ, ૨ સ્ત્રી, ૩ રાજા.

**ચા**—દુનિયામાં સૌએ વશ રાખવા જેવાં ત્રણ છે. ૧ પોતાનું મન, ૨ પોતાની સ્ત્રી, ૩ પોતાના મનની વ્યાકુળતા.

च्चि—જગતમાં ભરોંસો ન રાખવાલાયક ત્રણ છે. ૧ જૂઠો, ૨ ભૂખ્યો, ૩ રાજા. જૂઠો જાળમાં નાખે, ભૂખ્યો પ્રાણ લે અને રાજા સર્વસ્વ લે.

च्ची—ઉતાવળે પ્રસિદ્ધ થનારાં ત્રણ વાનાં છે. ૧ જારીનું કર્મ, ૨ સ્ત્રીને કહેલી ગુપ્ત વાત, ૩ સખાવત.

च्चु—આ ત્રણ વાનાં અમૃત જેવાં મીઠાં લાગે છે. ૧ રાજાઓનું માન, ૨ સગાંવહાલાંનો મેળાપ, ૩ શિયાળાનો તાપ.

च्चू—અપમાન ન સહન કરનારાં ત્રણ છે. ૧ સિંહ, ૨ સત્પુરુષ, ૩ હાથી. એમનું જો એક સ્થળે અપમાન થયું તો ત્યાં પુનઃ જતાં નથી.

च्चे—અપમાનિત થયા છતાં પણ તે સ્થળ ન છોડનારાં ત્રણ છે. ૧ શ્વાન, ૨ કાગડો, ૩ નિર્લજ્જ.

च्चै—દુનિયાદારીને દુઃખે કંટાળેલાને આનંદ આપનારાં ત્રણ છે. ૧ સારી સ્ત્રી, ૨ સાધુ પુરુષ, ૩ નાનું બાળક.

च्चो—ત્રણ જણને સૂતાં જગાડવાં નહિ. ૧ રાજા, ૨ મધમાખી, ૩ પારકું કૂતરૂં.

च्चौ—અલ્પકાળ લગી સુખ આપનારાં ત્રણ છે. ૧ મેઘની છાયા, ૨ કપટીની મિત્રાચારી અને ૩ સ્ત્રીની જુવાની.

च्चं—આ ત્રણ જણાને આ ત્રણ ચીજો હાનિકારક છે. ૧ મંદાગ્નિ-વાળાને ભારે ખોરાક, ૨ લંપટ માણસને લક્ષ્મી, ૩ અક્કલ વગર-નાને અમલ.

च्चः—આ ત્રણ જણાંની પ્રીતિ વીજળીના ચમકારા જેવી અસ્થાયી છે. ૧ કુલટા સ્ત્રીની, ૨ સ્વાર્થીઆં સગાંની, ૩ કપટી મિત્રની.

ज्ज—ફરવાથી ફળપ્રાપ્તિ કરાવનારાં ત્રણ છે. ૧ ઘંટી, ૨ ઘાણી, ૩ ઉઘરાણી.

**ज्ञा**—સંપીલાં મનુષ્યોની આ ત્રણ કાર્યોમાં આવશ્યકતા છે. ૧ દેશોદયમાં, ૨ જ્ઞાનોદયમાં, ૩ વ્યાપારોદયમાં.

**ज्ञि**—આ ત્રણ વાનાં ત્રણ વિના શોભતાં નથી. ૧ બ્રાહ્મણ વિદ્યા વિના, ૨ રાજા અમલ વિના, ૩ વણિક ધન વિના.

**ज्ञी**—આ ત્રણ રોકડીઆં ગણાય છે. ૧ વૈદ્ય, ૨ વેશ્યા, ૩ વકીલ.

**ज्ञु**—આ ત્રણ ફોકટીઆં ગણાય છે. ૧ જોશી, ૨ ડોશી, ૩ વટેમાર્ગુ.

**ज्ञू**—આ ત્રણ ખારીલાં ગણાય છે. ૧ પંડ્યો, ૨ પાડો, ૩ કૂતરો.

**ज्ञे**—આ ત્રણ જણાં આ ત્રણનો ત્યાગ કરે છે. ૧ વેશ્યા દ્રવ્ય વિનાના પુરુષનો ત્યાગ કરે છે, ૨ પંખીડાં ફળ વિનાના વૃક્ષનો ત્યાગ કરે છે, ૩ મૃગલાં બળેલા વનનો ત્યાગ કરે છે.

**ज्ञै**—આ ત્રણથી પાછા હઠી જવું. ૧ વહેતું પાણી, ૨ સળગતી આગ, ૩ યોગીનો ક્રોધ.

**ज्ञो**—આશ્રય આપી ઘરમાં રાખવાલાયક ત્રણ છે. ૧ છોરૂ વિનાની બેન, ૨ નિમકહલાલ નોકર, ૩ પ્રમાણિક મિત્ર.

**ज्ञौ**—પૈસા કરતાં પણ આ ત્રણ વધારે વહાલાં છે. ૧ અક્કલ, ૨ ઇજ્જત, ૩ ઓલાદ.

**ज्ञं**—આ ત્રણથી દૂર રહેવું સારૂં છે. ૧ દુશ્મન, ૨ દુષ્ટ, ૩ દોઝખ (નરક.)

**ज्ञः**—આ ત્રણ સંપીલાં ગણાય છે. ૧ નાગર, ૨ કાગડો, ૩ કૂકડો.

**झ**—રાજ્ય ચલાવવામાં ત્રણ બાબતોની જરૂર છે. ૧ રાજ્યની, ૨ કાયદાની, ૩ કાયદા અમલમાં મૂકનારની.

**झा**—ગરદન મારવાયોગ્ય ત્રણ છે. ૧ ઉંચાજોગો બળદીઓ, ૨ નીચું જોનારી નાર, ૩ એકલપેટો વાણીઓ.

**झि**—રાજ્યો ત્રણ પ્રકારનાં છે. ૧ રાજાસત્તાક, ૨ પ્રજાસત્તાક, ૩ રાજા-પ્રજાસત્તાક.

झी—હલકાઇ બતાવનારાં ત્રણ છે. ૧ વખત વગરનું હસવું, ૨ સ્ત્રી સાથે લડવું, ૩ નીચની સેવા કરવી.

झु—કર્મ ત્રણ પ્રકારનાં છે. ૧ પ્રારબ્ધ, ૨ સંચિત, ૩ ક્રિયમાણ.

झू—બીજાનું બૂરૂં કરી પોતાનું ભલું ચહાનારાં ત્રણ છે. ૧ કંજુસ, ૨ કપટી, ૩ કુલક્ષણો.

झे—આ ત્રણ પૂર્વજન્મનાં પાપોનાં ફળ છે. ૧ બૂરી સ્ત્રી, ૨ બૂરાં છોકરાં, ૩ નીચ સગાં.

झै—ઇશ્વર મેળવવાના રસ્તા ત્રણ છે. ૧ બૂરા કામોથી વેગળાઇ, ૨ ઇશ્વરભક્તિ, ૩ સત્ય.

झा—આળસથી ત્રણ વાનાં જાય છે. ૧ વિદ્યા, ૨ હુન્નર, ૩ અક્કલ.

झौ—આ ત્રણ કામ કરનારને અણસમજુ જાણવા. ૧ ઓરત સાથે લડનાર, ૨ આરંભેલાં કામ અધૂરાં મૂકનાર, ૩ વાવણી કરી કાપણી ન કરનાર.

झं—માણસની હોંશિયારી ત્રણ બાબતોમાં જોવાય છે. ૧ ઘરમાં નિપુણતા, ૨ દુઃખમાં ધૈર્યતા, ૩ વ્યવહાર ચલાવવામાં કુશળતા.

झः—દૈત્ય, ખુની અને પાપી કોણ ? દયા નથી તે દૈત્ય, શરમ નથી તે ખૂની અને લાગણી નથી તે પાપી સમજવો.

૪૭૭ આસપાસના સંજોગો અને પોતાની શક્તિ એ બધાનો વિચાર કર્યા વિના કાર્યનો આરંભ ન કરવો એ બુદ્ધિમાનનું પ્રથમ લક્ષણ છે. પણ જો કાર્યનો આરંભ કર્યો તો તે પડયું ન મૂકવું, અને નિર્ભયપણે સંપૂર્ણ કરવું એ બુદ્ધિમાનનું બીજું લક્ષણ છે. કહ્યું છે કેઃ—

કવિત.

કાંતો બોલ બોલિયે ના, બોલિયે તો ડોલિએ ના;
બોલ એસા બોલિયે જો, બોલિયે સો કરિયે.
કાંતો યુધ્ધે ધસિયે ના, ધસિયે તો ખસિયે ના;
સુરકી હે એહિ રાહ, મારિયે કાં મરિયે.
કાંતો પ્રીત જોરિયે ના, જોરિયે તો તોરિયે ના;
જોરોં ઐસી જોરિયે જો, ઝૂરી ઝૂરી જરિયે.
કે'ત કવિ ગંગભાટ, મરદૂંકા યેહિ ઘાટ;
ખારનીમેં શિશ ડાર, મૂશરે ન ડરિયે.

**ભાવાર્થ:**—"કાંતો બોલવું નહિ અને બોલ્યા તો પછી ફરવું નહિ. માટે એવું બોલવું કે જે બોલીએ તે કરી શકાય. કાં તો યુધ્ધમાં ધસવું નહિ, ને જો ધસ્યા તો પાછું પગલું ભરવું નહિ. શૂરાનો એજ રસ્તો છે કે કાંતો મારવું કે મરવું. કાંતો કોઇ સાથે પ્રીત કરવી નહિ, અને જો કરી તો તોડવી નહિ. પ્રીતિની ગાંઠ એવી બાધવી કાંતો એ કે કાંતો આપણે ઝુરી ઝુરીને મરવું પડે. આથી કવિ ગંગ કહે છે કે—જો ખાંડણીમાં માથું મૂકયું તો સાંબેલાથી બ્હીવું નહિ એજ મરદનો ધર્મ છે."

૪૭૮ બનતાં લગી તમે દુર્જનોના સંસર્ગથી વેગળા જ રહેજો. નહિતો તમે મહા દુઃખી થશો. જેઓ દુર્જનને સુજન કરવા ધારે છે તે રેતીમાંથી તેલ કાઢવા ચહાનાર ઘાંચી જેવા અથવા પાણીને વલોવી તેમાંથી માખણ મેળવવા ચહાનાર ગોવારણી જેવા ગાંડા સમજજો. અંગારો જેમ ઉનો હોય તો દઝાડે છે અને ઠંડો હોય તો હાથ કાળો કરે છે; તેમ દુર્જનનો સખ્ય સંબંધ સમજવો. દુષ્ટનો સંબંધ કાંતો આપણને દુઃખ દાતા થાય છે ને કાંતે આપણી આબરૂને

કલંકિત કરનાર નીવડે છે. કૂતરાની પૂછડીને વર્ષોનાં વર્ષો લગી તેલ મર્દન કરી ચોળ્યા કરો તોપણ તે કદિ સીધી થતી નથી તેમ વર્ષોનાં વર્ષો લગી ચરણ ચાંપી સેવા કરો તોપણ દુર્જનનો સ્વભાવ સુધરવાનો નથી. એક હિંદી કવિ કહે છે કેઃ—

**દોહરો.**

**દુષ્ટ ન છોડે દુષ્ટતા, બડી ઠૌર હુ પાય;**
**જૈસે તજત ન શ્યામતા, બિષ શિવકંઠ સુહાય.**

મહાદેવજીએ ઝેરને પોતાના કંઠમાં રાખ્યું તોપણ તેની કાળાશ મટી નથી. એ પ્રમાણે ગમે તેવું ઉંચ પદ મળે તોપણ દુષ્ટ માણસ દુષ્ટતા છોડતો નથી. બીજા બધા માટે કાંઈ કાંઇ ઉપાયો બ્રહ્માને મળ્યા છે. પણ દુર્જનનો સ્વભાવ બદલાવવાનો ઉપાય બ્રહ્માને પણ મળ્યો નથી. કહ્યું છે કેઃ—

**पोतो दुस्तरवारिराशितरणे दीपोन्धकारागमे ।**
**निर्वाते व्यजनं मदान्धकरिणां दर्पोपशान्त्यै सृणिः ॥**
**इत्थं तद्भुवि नास्ति यस्य विधिना नोपायचिन्ता कृता ।**
**मन्ये दुर्जनचित्तवृत्तिहरणे धाताऽपि भग्नोद्यमः ॥**

**ભાવાર્થઃ**—અપાર સાગરને તરવાને હોડી, અંધારાને મટાડવાને દીવો, પવન ન આવતો હોય ત્યાં પવન લાવવાને પંખો અને મદાંધ હાથીનું અભિમાન ઉતારવા અંકુશ એમ જૂદા જૂદા પદાર્થો માટે જૂદા જૂદા ઉપાયો બ્રહ્માએ રચ્યા છે તોપણ દુર્જનની ચિત્તવૃત્તિને ફેરવવાનો ઉપાય ન જડવાથી બ્રહ્મા પણ થાકી ગએલ છે. કહ્યું છે કેઃ—

**છપ્પો.**

**કેશર ક્યારા માંહિ, બરાસ કસ્તૂરિ બહેકે,**
**પાછળ કનકની પાળ, લક્ષધા મોતી લહેકે;**

**ગંગા ગોમતી નીર, ઝવેર જડિત્રજ ઝારી,**
**સોળ ધરી શણગાર, સીંચે નરપતિની નારી;**
**એવી રીતે કહિ ઉગીઓ, લસણ છોડ ગંગાતટે,**
**બદબોઇ ઉઠે પણ બહુ ગણી, શામળ સ્વભાવ નવ મટે.**

વળી કહે છે કે:—

**ભૂખનું ઓસડ અન્ન, બાળનું ઓસડ ક્ષીર,**
**જળ તરવાને તુંબ, અગ્નિ ઓલવવા નીર;**
**તાવ ઓસડ ઉપવાસ, ગૂમડે ડામજ દેવા,**
**વિવેકીને વશીકરણ સમસ્ત પ્રકારે સેવા;**
**ઓસડ છે એકે એકનાં, કોડે કોડે કહું કથી,**
**ભૂંડા જન તણા સ્વભાવનું, શામળ કહે ઓસડ નથી.**

**ભાવાર્થ:**—"લસણના છોડને વાવી તેમાં કેશર કસ્તૂરિનું ખાતર ભર્યું હોય, સોનાની પાળ કરી હોય, સોળ શણગારો સજી રાજાની રાણી તેને પવિત્ર પાણી પાતી હોય તોપણ શું લસણ પોતાની દુર્ગંધી છોડશે કે ? નહિજ. દુર્જનને સુજન બનાવવાનું જગતમાં ઓસડજ નથી. ભૂખનું ઓસડ અનાજ છે. રોતા બાળકને છાનું રાખવાનો ઉપાય દૂધ પાવું છે. પાણીમાં તરવાનો ઉપાય તૂંબડું છે. અગ્નિ ઓલવવાનો ઉપાંય પાણી છે. એ રીતે દરેકનું કાંઇને કાંઇ ઓસડ છે પણ શામળ કવિ કહે છે કે નીચ માણસના સ્વભાવને સુધારવાનું આ જગતમાં કશું ઓસડ જણાતું નથી. કહ્યું છે કે:—

**સોરઠા.**

**હાકુસ ખૂબ હમેશ, ભલે જમાડો ભાવથી;**
**મનગમતી દો મોજ, ગર્દભ ગુણ જાણે નહિ.**

**અગણિત કરો ઉપાય, જાતિના ગુણ જાણે નહિ;**
**પય સિંહણનું પાય, સિંહ ન થાય શિયાળીઓ.**
**( કેશવ કાવ્ય. )**

ભાવથી ભલેને રોજ લાફુસ જમાડો ને મનગમતી મોજ આપો; પણ ગધેડો ગુણ જાણવાનો નથી. શિયાળીઆને ભલેને સિંહણનું દૂધ પાઓ એ શું સિંહ થવાનો? નહિજ.

૪૭૯ નઠારા કે શુદ્ર ગામડામાં નિવાસ કરવો નહિ. કેમકે એવાં ગામડાંમાં નવું જ્ઞાન મળવાનો કે સત્સંગ મળવાનો સંભવ નથી. અને જે મેળવેલું જ્ઞાન છે તેનું વિસ્મરણ થતાં ખોવાનું એ તો ચોક્કસ વાત છે. આમ હોવા છતાં જેમ ઢોરના જીવડા ઢોરમાંજ રહે છે ને જીવે છે; તેમ કેટલાક ગામડાંમાંજ જીવે છે. તે વિષે નીચેનો એક મનોહર સંવાદ જાણવા જેવો છે.

**શાર્દૂલવિક્રીડિત છંદ.**

**विप्रास्मिन्नगरे महान् कथय कस्तालद्रुमाणां गणः ।**
**को दाता रजको ददाति वसनं प्रातर्गृहीत्वा निशि ॥**
**को दक्षः परवित्तदारहरणे सर्वोऽपि दक्षो जनः ।**
**कस्माज्जीवसि हे सखे! विषकृमिन्यायेन जीवाम्यहम् ॥**

**ભાવાર્થ**;—એક ક્ષુદ્ર ગામડામાં નશીબજોગે જઈ ચડેલા સજ્જનને એક બ્રાહ્મણનો મેળાપ થયો અને તેમની વચ્ચે નીચે પ્રમાણે વાતચિત થઇ:—

સજ્જન:—"હે વિપ્રવર! આ ગામડામાં મ્હોટો પુરુષ કોણ છે?"
વિપ્ર:—"તાડનાં ઝાડોનો સમૂહ સૌથી મોટો છે."
સજ્જન:—"અહીંઆં દાતાર કોણ છે?"
વિપ્ર:—"ધોબી, જે સવારમાં લઇ જાય છે, ને રાત્રે વગર માગે પાછાં આપી જાય છે."

સજ્જનઃ—" અહીંઆં ચતુર કોણ છે ? "

વિપ્રઃ—" પરધન અને પરદારાનું હરણ કરવામાં તો અહીંઆં બધાજ ચતુર છે. "

સજ્જનઃ—" તો હે મિત્ર! આવે સ્થળે તું શી રીતે જીવે છે ? "

વિપ્રઃ—" જેમ ઝેરના કીડો ઝેરમાં જીવે એ રીતે હું જીવું છું. "

૪૮૦ ઉદ્યોગના કરનારને દારિદ્રય ભેટી શકતું નથી. જપ કરનારને પાપ ભેટી શકતું નથી. અને મૌન ગ્રહણ કરનારને કલેશ થતો નથી.

૪૮૧ જન્મ આપનાર, સંસ્કાર કરાવનાર, વિદ્યા આપનાર, અન્ન આપનાર અને ભયથી બચાવનાર એ પાંચ પિતા ગણાય છે. તથા રાજપત્ની, ગુરૂપત્ની, મિત્રપત્ની; સાસુ અને પોતાની જનેતા એ પાંચ માતાઓ ગણાય છે.

૪૮૨ જે નીચ પુરુષો એક બીજાનાં ગુહ્ય છિદ્રો ખોલી દુઃખ થાય તેવું બોલે છે તેઓ રાફડામાં રહેનારા સર્પોની પેઠે નાશ પામે છે. તો કોઇનાં ગુહ્ય છિદ્રો ખોલવાં લાભકારક નથી. કહ્યું છે કેઃ–

**परस्परस्य मर्माणि ये भाषंते नराधमः ।**
**त एव विलयं यांति वल्मी कोदर सर्पवत् ॥**

૪૮૩ હરેક વાતમાં સમતા રાખવી લાભકારક છે; અને અતિ સર્વત્ર ત્યાગવા લાયક છે. વરસાદ અતિશય થાય તોપણ દુકાળ પડે છે ને બીલકુલ ન થાય તોપણ દુકાળ પાડે છે. અનાજ પણ અતિશય ખવાય તો મરી જવાય છે, ને બીલકુલ ન ખવાય તોપણ મરી જવાય છે. મતલબ કે સાધારણપણું એજ સૌમાં લાભકારક છે.

૪૮૪ સારે સ્થળે રહેવાથી સુખ થાય છે અને નઠારે સ્થળે રહેવાથી દુઃખ થાય છે. માળીની દુકાને બેસવાથી સુગંધી આવી મન આનંદ પામે છે, અને લુહારની દુકાને બેસવાથી કાંતો અગ્નિની

ચીણગારીઓ ઉડી દઝાય છે, કાં તો ગરમી લાગે છે અને કાં તો લૂગડાં કાળાં થાય છે.

૪૮૫ જે સમજુ માણસ છે એને તો ઉપદેશના બે શબ્દો પણ પૂરતા છે. જેમ તેજી ઘોડાને ડચકારો પણ બસ છે; પણ જે નઠોર માણસ છે તેને તો લાખો શબ્દોનો ઉપદેશ પત્થર ઉપર પાણી જેવો છે. એને તો શિક્ષાજ બસ છે. કહ્યું છે કેઃ—

**દોહરો.**

**શઠને તો શિક્ષા વિના, કદિ ન આવે સાન;**
**કહીએ ખરને કરગરી, તો ન તજે તોફાન.**

૪૮૬ મોટાની સાથે રહેવાથી છોટો પણ ઉચ્ચ સ્થાને જઈ પહોંચે છે. સુગંધી પુષ્પોની સાથે રહેવાથી પાંદડાં પણ ગુચ્છામાં જોડાઇ રાજાના હાથમાં જઇ પહોંચે છે. માટે કહ્યું છે કેઃ—

**દોહરો.**

**શિવજી કેરો પોઠીઓ, શિવસંગે પૂજાય;**
**પશુજેવો જન હોય પણ, મોટા વગે મનાય.**

૪૮૭ સીધી ચાલે ચાલવાથી મનુષ્ય મોટું પદ પામી શકે છે. જેમ સીધી ચાલે તો શેતરંજનું પ્યાદું વજીર બને છે.

૪૮૮ ઉંચે ચડવું મુસ્કેલ છે, પણ નીચે પડવું અતિશય સહેલું છે. પત્થરને પર્વત ઉપર લઇ જવો એ મહા મુસ્કેલીનું કામ છે, પણ ત્યાંથી નીચે ગબડાવી દેવો એ તો અતિશય સહેલું કામ છે.

૪૮૯ નીચ અને નાલાયકને છેડવાથી પણ છેડનારને હાનિજ થાય છે. કાદવમાં પથરો ફેંકવાથી પણ સામા છાંટાજ ઉડે છે; ને કપડાંને મલિન કરે છે. માટે નીચોને છેડવા એ પણ હાનિકારકજ છે.

૪૯૦ હલકા માણસો આપણને ભલે બાથમાં લઇને ભેટે, તોપણ તેનો કદિ આપણે વિશ્વાસ કરવો નહિ. અવશ્ય સમજવું એ બાથમાં લઇને ભેટવાનું કામ પણ આપણો વિનાશજ કરશે. સૂડીની રીત જુઓ. એ સોપારીને બાથમાં લે છે, પણ એ બાથ, સોપારીનો વિનાશ કરવા માટેજ છે.

૪૯૧ દોષવાળા માણસની સંગતિ કદિ પણ કરવી નહિ, કેમકે દોષમાં એવો ફેલાવાનો ધર્મ છે કે તે નિર્દોષને પણ તે જઇને વળગે છે. જુઓ મુંગા માણસની સાથે વાત કરનાર જીભ વાળા માણસને પણ મુંગાજ બનવું પડે છે. અને બોલવાનું સામર્થ્ય હોવા છતાં જીભને બંધ કરી ઇસારા કરવા પડે છે! મતલબ કે દોષવાળાની સંગતિ નિર્દોષીમાં પણ દોષ લાવે છે.

૪૯૨ જે માણસો દરેક કામમાં મુસ્કેલીની શંકાઓ કર્યા કરે છે તેનાથી કશું કામ બનતું નથી. મુસ્કેલીની શંકાઓ કરી કરી બીકણ થવું વ્યાજબી નથી. "હિંમતે મરદા તો મદદે ખુદા" એ વિચારે કાર્યમાં મંડવું જોઇએ. કહ્યું છે કેઃ–

દોહરો.

**સંકટની શંકા કરે, તેથી ન કાંઇ કરાય;**
**શીખે તરવા શી રીતે, જો જળમાં નહિ જાય?**

૪૯૩ જેમ અગ્નિ ધૂમાડા વિનાનો હોતો નથી; અગ્નિ કરવા તૈયાર થાઓ કે ધૂમાડો તો થવાનોજ. તેમ તમે હરકોઇ કામ આરંભો તેમાં હરકતો અને મુસ્કેલીઓ તો આવવાનીજ. એ મુસ્કેલીઓને જીતવામાંજ મજા છે. તથા શોભા છે. કહ્યું છે કેઃ—

**હરકત કશી ન હોત તો, શોભત નહિ સંસાર;**
**હરકત કશી ન હોત તો, બાંધત શિદ ઘરબાર.**

જો ટાઢ તાપ અને વરસાદની હરકત ન હોત તો ઘર અને મેડીઓ કોણ બાંધત? અને મેડીઓ અને બંગલાઓ બાંધેલા ન હોત તો શહેરોની શોભા ક્યાંથી હોત? મતલબ કે મુસ્કેલીઓની હયાતી છે તેથીજ શોભા છે ને તેથીજ મજા છે.

૪૯૪ તમે યાદ રાખો કે આનંદના દિવસો થોડા હોય છે અને દુઃખના દિવસો ઝાઝા હોય છે. દિવાળીના દહાડા પાંચજ હોય છે, પણ શ્રાદ્ધના દહાડા સોળ હોય છે.

૪૯૫ સજ્જન અને દુર્જન તેમાં રહેલા સદ્દગુણો અને દુર્ગુણો ઉપરથી નક્કી થાય છે; તેનામાં રહેલી પંડિતાઇ ઉપરથી નહિ. જો પંડિતાઇ ઉપરથી સજ્જનતા આવતી હોત તો રાવણ રાક્ષસ ન ગણાત; કેમકે એ ચારે વેદ ભણેલો હતો. અને તેણે કેટલાંક કાવ્યો અને પુસ્તકો પણ લખ્યાં હતાં; પણ તે રાક્ષસ શાથી ગણાયો? તેના દુર્ગુણો ઉપરથીજ.

૪૯૬ જ્ન ઇશ્વરે તમને સારો સમય આપ્યો હોય તો તેને એળે ગુમાવશો નહિ. એ સારી તકનો લાભ લઇ બીજાનું થાય તેટલું ભલું કરી લ્યો. કહ્યું છે કેઃ—

**દોહરો.**

**નર આવત નહિ નરસમીપ, આવત હે દિન પાસ;**
**સો દિન ક્યુંહી બિસારીએ, કહત બિહારીદાસ.**

**ભાવાર્થઃ**—"એક માણસ બીજા માણસની પાસે યાચના કરવા આવે છે, તેમાં સમજવાનું એ છે કે તે બીજા માણસની પાસે નહિ, પણ તેના સારા દહાડાની પાસે યાચના કરવાને આવે છે. ને એ સારો દહાડો કાંઇ સદાકાળ ટકી રહેવાનો નથી. માટે એ સમયને ભૂલી વૃથા જવા દેવો નહિ. એમ બિહારીદાસ કહે છે."

૪૯૭ જે માણુસ ગુરુજનો પાસે પોતાના દોષો છૂપાવે છે, વૈદ્યની પાસે પોતાના રોગો છૂપાવે છે અને રાજાની પાસે પોતાના ગુણો છૂપાવે છે; તે મહા મૂર્ખ છે.

૪૯૮ માતાપિતાની પાસે આટલાં વાનાં કદિ કરવાં નહિ. ૧ ઉદ્ધતાઇ, ૨ મશ્કરી, ૩ તિરસ્કાર, ૪ વાચાળતા.

૪૯૯ નીચેનાં બોધ વચનો સદા સ્મરણમાં રાખવા લાયક છે.

**अः**—જીંદગી ટૂંકી છે ને જંજાળ લાંબી છે માટે સાવચેત રહેજો.

**कः**—જે સ્થળે તમે ઉભા છો ત્યાં તમારી શી ફરજ છે તે ભૂલશો નહિ.

**खः**—રેતીનું કણું માત્ર આંખને દુઃખ આપે છે, પણ ઇર્ષ્યા આંખ તથા અંતઃકરણ બંનેને દુઃખ આપે છે; માટે ઇર્ષ્યાથી અળગા રહેજો.

**गः**—બહારના શત્રુ સાથે લડવું છોડી જે અંદરના શત્રુ (કામ ક્રોધાદિ) સાથે લડે છે તે સુખ શાંતિ પામે છે.

**घः**—કોઇને નુકસાન કરવામાં તારી હલકાઇ છે, પણ કોઇથી થએલું નુકસાન ખમવામાં તારી મહોટાઈ છે.

**ङः**—મેલું લૂગડું માર ખાય, સારૂં લૂગડું સ્નેહે સચવાય. માટે મલિનતા મૂકી હૃદયની સ્વચ્છતા કરવી.

**चः**—લડાઇ ને ઇર્ષ્યામાં લાહુની આશા રાખવી નહિ.

**छः**—મરણ ક્યારે આવશે એ નક્કી નથી. તો ગૃહસ્થને ઘટે છે કે પહેલેથીજ મૃત્યુપત્ર ( વીલ ) લખી રાખી સંભાળી રાખવું; ને તે મરણ સમયે દઇ દેવું કે પાછળના કજીઆનો અંત આવે.

**जः**—જેટલું તારૂં ગજું છે તેટલું ઇશ્વરે તને આપ્યું છે. વધારે કાં માગ? તે ભોગવવાની તારામાં તાકાત છે? તે તું તારી ઇંદ્રિયો, મન અને પેટ ભણી જોઈ નક્કી કર.

झ:—નરસી વસ્તુખાતર સારી વસ્તુનો ભોગ કદિ પણ ન આપો.

ञ:—ક્ષણમાત્રની ભૂલ આખો જન્મારો એળે કરે છે, નાની ચૂક મોટા બગાડ કરે છે ને નાનું કાણું મોટું વહાણ ડૂબાવે છે એ ભૂલશો માં.

ट:—જો વૈદ્યને તમારે ઘેર બોલાવવા ન હોય તો જીભને લાલચુડી ન બનાવશો.

ठ:—જો માગનારનો તકાદો સાંભળવો ન હોય તો પૈસા ઉડાવશો માં.

ड:—જો મૂળીઉં રહે તો ઘાસ ઉગશે, તેમ અવગુણ રહેશે તો આપત્તિ આવશે.

ढ:—ઉપકારનો બદલો ઇચ્છિવો એ ઉત્તમ પુરુષનું કામ નથી.

ण:—ધીર પુરુષ કોણ ? જે કઠોર વચનો સહન કરે તે.

त:—જે ફૂલે નહિ તે ફળે શું ?

थ:—આ દુનિયા ઉંમરમાં ડોશી બનેલી છે; પણ તેનો સ્વભાવ દુરાચરણી યુવતી જેવો છે. નવીન પુરુષોની તે બગલમાં પેસે છે; ને જૂનાને જતા કરે છે. એ દુનિયા કોઇની થઇ નથી ને થવાની પણ નથી.

द:—સંસારનું સંપૂર્ણ કામ કોઇએ આજ લગી કરી સોડ તાણેલી નથી.

ध:—દરેક માણસ ગુણદોષનું મિશ્રણ છે; સંપૂર્ણ માત્ર ભગવાન છે. એ ભૂલવું નહિ.

न:—ગોળથી મરે તેને ઝેર ન આપવું.

प:—જેવું કામ વિવેકથી થાય છે તેવું પૈસાથી કે હકિમીથી થતું નથી.

फ:—મિત્રનું કામ તેની મિત્રાઇથી રાખવું. એની ખસલતો ( દુર્ગુણો ) થી કામ રાખવાનું નથી.

ब:—કરજ અને ઉકરડાને વધતાં વાર લાગતી નથી.

**भ**:—જે પોતાનું કામ કરી શકતો નથી તે તમારૂં કામ શું કરશે?

**म**:—લાખ જાય તો ભલે, પણ શાખ જવા દેશો નહિ.

**य**:—મોટા થઇને જે સત્કાર કરે તેજ સત્કાર.

**र**:—જુવાનીમાં બુદ્ધિને વૃદ્ધ કરવી એનું નામ જ ડહાપણ છે.

**ल**:—ઉદારતાનો આધાર મન ઉપર છે, ધન ઉપર નહિ.

**व**:—મફત મળતું હોય તોપણ વિચાર કરીને લેજો.

**श**:—નીચી ઓરડીને સૌ કોઇ ઝૂકે; માટે નીચા ન થશો.

**ष**:—પાણીમાં રહી મગરની સાથે બાઝવું નહિ.

**स**:—કોઈ પણ એક વિદ્યા તો પૂરેપૂરી શીખવી.

**ह**:—કેવળ પદાર્થની ખુબસુરતી ઉપર ન જોવું પણ તેની મજબૂતી ઉપર જોવું.

**ळ**:—પોતાની પ્રશંસા કરવામાં તો દોષ છે, પણ સાંભળવામાં એ દોષ છે. છતાં એવો પ્રસંગ આવે તો ત્યાંથી ઉઠી જવું અગર તો વૃત્તિ બીજે સ્થળે સ્થાપવી.

**क्ष**:—નાનો માણસ મોટા હોદ્દાપર જાય તો તેને નાનો ન સમજવો, પણ મોટો સમજવો; ને તેનો સત્કાર કરવો. નહિતો હાનિ થશે.

**ज्ञ**:—દૂધ પીવરાવ્યા છતાં પણ સાપને છેડવો નહિ; નહિ તો કરડશે. તેજ પ્રમાણે ઉછેરેલો માણસ પણ દુષ્ટ નીકળે તો આપણે ચૂપ રહેવું; તેને છેડવો નહિ. નહિ તો હાનિ થશે.

**का**:—રાજહઠ, બાળહઠ ને સ્ત્રીહઠ એ ત્રણે હઠો પ્રસિદ્ધ છે. માટે એવે પ્રસંગે સમયને અનુકૂળ થઇ વર્ત્તવામાંજ ડહાપણ છે.

**खा**:—હારવાથી નમવું વધારે સારૂં છે.

**गा**:—યાદ રાખો કે સૌથી બડી ચૂપ છે.

**घा**:—એક નન્નો છત્રીસ રોગ હરે છે.

चाः—સમય વિના બોલો માં અને સમય મળે ત્યારે ચૂકો માં.

छाः—કોડી વગરનો ગૃહસ્થ કોડીનો અને કોડીવાળો ફકીર કોડીનો.

जाः—જ્યાં અભિમાન ત્યાં વિરોધ અને ઈર્ષ્યા છે.

જ્યાં અધર્મ ત્યાં અપવિત્રતા, અસત્ય અને છળકપટ છે.

જ્યાં દંભ ત્યાં આશા, ઢોંગ અને અજ્ઞાન છે.

જ્યાં લોભ ત્યાં ચિંતા અને પાપ છે.

જ્યાં ક્રોધ ત્યાં અવિચાર, વિસ્મરણ અને હિંસા છે.

જ્યાં કામના ત્યાં નિર્લજતા, લોલુપતા અને દીનતા છે.

જ્યાં મોહ ત્યાં મમતા, અહંકાર અને દુઃખ છે.

જ્યાં ધર્મ ત્યાં પવિત્રતા, કીર્ત્તિ અને સુખ છે.

જ્યાં વૈરાગ્ય ત્યાં દુરાચારનો અભાવ અને શાંતિ છે.

જ્યાં શિયળ ત્યાં યશ અને લજ્જા છે.

જ્યાં નિઃસ્પૃહા, ત્યાં સત્ય, નિષ્કપટપણું અને ન્યાય છે.

જ્યાં સંતોષ ત્યાં તૃપ્તિ અને આનંદ છે.

જ્યાં વિચાર ત્યાં નિયમ અને નિશ્ચય છે.

જ્યાં ધીરજ ત્યાં ક્ષમા અને આર્જવ છે.

झाः—ડાહ્યો દુશ્મન સારો પણ મૂર્ખ મિત્ર ખરાબ; માટે કહ્યું છે કેઃ—

पंडितोऽपि वरं शत्रु नं मूर्खो हितकारकः

टाः—લોકલજ્જાનો ભય અને રાજ્યનો ભય તજનાર માણસ દુરાચરણી થાય છે.

ठाः—જે કામ થયું તે થયું સમજવું અને ન થયું તે ન થયું સમજવું.

डाः—ડાહ્યા માણસે આગલો પગ સ્થિર કર્યા વિના પાછલો પગ ઉપાડવો નહિ. કેમકે જે નક્કીને મૂકી અનિશ્ચિત પાછળ દોડે છે તેનું નિશ્ચિત જાય છે ને અનિશ્ચિત તો ગએલુંજ છે.

ढा:—સાંભળેલી વાત સાચી ન માનવી; કેમકે એ વાત પૂરાવાને આધીન છે.

णा:—મનુષ્યે કાતર જેવા ન થવું પણ સોય જેવા થવું, કાતર ભેગાંને વખૂટાં કરે છે અને સોય વિખૂટાંને ભેગાં કરે છે. મતલબ કે મનુષ્યે કોઇની અંદર કુસંપ ન કરાવવો પણ સંપ કરાવવો.

ता:—દરરોજ રાત્રિએ પોતાની થએલી ભૂલોની ડાયરીમાં નોંધ કરવી. ને તે છોડવાની પ્રતિજ્ઞા કરવી. આવો અભ્યાસ કરવાથી દુર્ગુણો ને દુષ્કર્મો દૂર થશે.

था:—ગરજુ અને અજાણ્યાની વાતોમાં લોભાવું નહિ.

दा:—સંબંધ તોડવો સહેલો છે પણ સાંધવો કઠણ છે.

धा:—નિપુણતા એટલે શું ? દેશકાળાનુસાર વર્ત્તવું ને સમય ન ચૂકવો તે.

ना:—મૂર્ખાઇની પાછળ લજ્જા ચાલે છે ને ગુસ્સાની પાછળ પસ્તાવો ચાલે છે.

पा:—પંચદ્વારા કજીઓ પતે તો કોર્ટમાં કદિ પણ ન જશો; અને નાનાથી કામ થતું હોય તો કદિ મોટા પાસે ન જશો.

फा:—કોઇનાં દૂષણો કહો તો એકાંતમાં તેના મોઢા ઉપરજ કહો.

बा:—પ્રતિજ્ઞા કરતાં પહેલાં પુષ્કળ વિચાર કરજો; ને જો પ્રતિજ્ઞા કરી તો અવશ્ય પાળજો.

भा:—નાણાં ધારો તો દાગીના કે મિલ્કત ઉપર ધીરજો.

मा:—ન્યાયપરાયણ રાજા એ આ લોકનો પ્રત્યક્ષ ઇશ્વર છે.

या:—સ્ત્રીની ઉપર પ્રથમથીજ કાબુ રાખજો; નહિતો તમે તેના કાન્ત મટી કપિ ( રમાડવાનું વાંદરૂં ) બની જશો. વળી ગૃહકાર્ય સિવાય બીજા કામમાં તેની સલાહ લેવી પણ આવશ્યક નથી.

रा:—સ્ત્રીને મારવી નહિ, પણ તેના ઉપર તમારે ગંભીરતાનો કાબુ છોડવો નહિ.

ला:—લખાયું તે વંચાયું; માટે એક શબ્દ પણ લખવામાં ઘણો વિચાર કરજો.

वा:—જે પોતાની મૂર્ખતા સમજે તેજ બુદ્ધિમાન છે; અને જે પોતાને અવિદ્વાન સમજે છે તેજ સાચો વિદ્વાન્ થનારો છે.

शा:—મ્હોટો તેજ છે કે જે પોતાને ન્હાનો સમજે છે.

षा:—જેટલું હોય તેટલાથી નિભાવી લ્યો પણ કરજ કરવાથી વેગળા રહો.

सा:—કમાણીમાંથી ¼ કુટુંબનિર્વાહમાં વાપરો; ¼ સદ્વિદ્યા કે હુન્નરકળાની વૃદ્ધિ માટે વાપરો; ¼ ભવિષ્ય માટે સાચવો ને ¼ પરોપકારમાં ખરચો.

हा:—બૂરાની સાથે ભલાઈ કરવી એ ભલાની સાથે બૂરાઈ કરવા બરાબર છે.

ळा:—ક્ષણે ક્ષણે વિદ્યા મેળવવી અને કણેકણે ધનસંગ્રહ કરવો કહ્યું છે કેઃ-

क्षणक्षः कणक्षश्चैव विद्यामर्थं च साधयेत् ।
क्षणत्यागी कुतो विद्वान् कणत्यागी कुतो धनी ॥

જે ક્ષણો ગુમાવે છે તે વિદ્યાવાળો ક્યાંથી થાય અને જે કણો ગુમાવે છે તે ધનવાળો ક્યાંથી થાય ?

क्षा:—ઝાંઝર એ પગમાં પહેરવા લાયક શાથી મનાયું છે? તે જાણો છો? એનું કારણ એટલું જ છે કે તે બહુજ અવાજ કર્યા કરે છે. જે બહુ બોલબોલ કરનાર છે તેની ગણત્રી અધમમાં જ થાય છે.

ज्ञा:—જગતને છોડીને જવાનો વખત આવે ત્યારે તમે હસતા જાઓ

અને તમને સંભારીને જગત્ રડે એવી તમારી રીતભાત રાખવાનું હરઘડી ધ્યાનમાં રાખજો. એક કવિ કહે છે કેઃ—

### દોહરો.

**જબ તુમ આયે જગતમેં, લોક હસે તુમ રોય;**
**એસી કરણી કર ચલો, પિછે બિપરીત હોય.**

**ભાવાર્થઃ**—"તમે જન્મ્યા ત્યારે રોતા હતા ને જગત્ રાજી થતું હતું; પણ તમે એવી કરણી કરો કે **મરણ** પછી તમને સંભારીને જગત્ રડે, ને સત્કાર્યો કરવાને આનંદે તમે હસતા હસતા વિદાય થાઓ."

૫૦૦ ઉપર અમે ધર્મનાં, નીતિનાં અને વ્યવહારનાં પુષ્કળ વચનો વિવિધ ગ્રંથોમાંથી વીણી વીણીને આપેલાં છે. હવે જેને પોતાને સુધરવું નથી તેને તો મોટા ગ્રંથોના ગ્રંથો લખીને આપો તોપણ નકામા છે. પણ જેને સાર ગ્રહણ કરી જાતે સુધરવું છે તેને તો કોઇએ ગમે તે પ્રસંગે ઉચ્ચારેલું નાનકડું વચન પણ પોતાના જીવનને સુધારવાને પૂરતું છે. સાંભળ્યું છે કે એક કંજુસ રાજાના દરબારમાં ઇનામની લાલચે એક વારાંગના ગાવા માટે ગઇ અને ઇનામની લાલચે લાલચે પહેલી રાતથી માંડી પાછલી રાતલગી ગાયા કર્યું. પણ પેલા કંજુસ રાજાએ કશું ઇનામ તો આપ્યું નહિ, પણ "વાહ!" એટલો શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ. આથી પેલી વારાંગના નિરાશ બની ગઇ. ને તેનો ગાવાનો ઉત્સાહ મંદ થઇ ગયો. આ વાત તેની સારંગી બજાવનારો સ્વાદ કળી ગયો, એટલે તેણે ગાનારીને ઉત્સાહભંગ ન થતાં પોતાનું કામ ચાલુ રાખવા સારૂ નીચેનો દોહરો સંગીતમાં કહ્યો.

દોહરો.

બ્હોત ગઈ, થોરી રહી, થોરેમેં ઘટ જાય;
થોરી રેનકે કારણે, બાજી મત ગુમાવ.

**ભાવાર્થઃ**—"ઘણી રાત ગઈ છે, હવે તો માત્ર થોડી રાત રહી છે. ને તેમાં પણ ઘટાડો થવા માંડયો છે; તો થોડી રાત સારૂ જીતેલી બાજી બગાડવી નહિ. આખી રાત્રિ તેં ઉત્સાહે જૂદાં જૂદાં રાગરાગણીઓ આલાપ્યાં છે તો હવે એવેજ ઉત્સાહે રાત્રિ પૂરી કરવી." વારાંગના આ દુહાનો ભાવ સમજી ગઇ એટલે તે ફરી ઉત્સાહી બની ને તેણે ઉત્સાહથી ગાયન ચાલુ કર્યું.

હવે આ દરબારમાં જે સભાસદો બેઠેલા હતા, તેમાં એજ રાજાનો પ્રૌઢ વયનો પાટવી કુમાર, પરણાવવાયોગ્ય ઉમરની થયેલી રાજકુમારી, એ કુમારીના ઉપર લુબ્ધ થયેલો પ્રધાનનો પુત્ર અને વૃદ્ધ વયલગી બ્રહ્મચર્ય સાચવી રહેલો એક બાવો બેઠેલાં હતાં. એ સર્વેએ ઉપરનો દોહરો સાંભળ્યો.

પેલા બાવાને વૃદ્ધાવસ્થામાં વિચાર આવ્યો કે અરે મેં સંસાર-સુખ તો જોયુંજ નહિ ને જીવતર એળે ગુમાવ્યું; માટે હવે જો મળે તો કાલે કોઇ "રામકી" ને શોધી કાઢી ઘરમાં બેસાડવી. હવે તેણે આ દોહરો સાંભળી વિચાર કર્યો કે ઉસ્તાદે મને બોધ કરવા આ દોહરો કહ્યો છે કે: "હે મહારાજ! તમારી ઘણી ઉંમર તો ગઇ છે, હવે માત્ર થોડી બાકી રહી છે, ને તેમાંથી પણ ઓછી થતી જાય છે. હવે થોડા વાસ્તે જીતેલી બાજી હારવી નહિ. જીવનપર્યંત પાળેલું બ્રહ્મચર્યવ્રત ભાગી ભ્રષ્ટ થવું નહિ." સારગ્રાહી બની તરતજ બાવાજીએ બોધ ગ્રહણ કર્યો ને રાજી થઇ "વાહવાહ!"નો ઉચ્ચાર કરી પોતાને ખભે રહેલું એક ભગવું લુગડું તેણે વારાંગનાને મોજમાં આપ્યું!

પેલો પ્રૌઢ વયનો પાટવી કુમાર, પોતાની ઉંમર પચાશ વર્ષની થઇ છતાં ડોસો જીવતો હોવાથી ગાદીપતિ થઇ શકયો નહોતો તે અધીરો બની બીજે દહાડે પિતાનો ઘાટ ઘડવાનો વિચાર કરતો હતો. તે સમજ્યો કે ઉસ્તાદે આ દોહરો મને બોધ આપવાને કહ્યો છે. ને તેનો ભાવ એવો છે કે:-" તારા પિતાની ઘણી ઉંમર તો ગઇ છે. તારો પિતા પંચાણું છન્નું વર્ષનો તો થયો છે. હવે એ જીવી જીવીને કેટલુંક જીવવાનો છે ? બે ચાર વર્ષ તો તે ભાગ્યેજ કાઢશે તો એટલી મુદ્દત સારૂ થઇ તું તારો પુત્રધર્મ ભૂલ માં ને પિતૃઘાતી થઇ જીતેલી બાજી ગુમાવ માં." પોતાને આવો સુંદર બોધ આપનાર ઉપર પ્રસન્ન થઈ તેણે હાથમાં પહેરેલું સોનાનું કડું ગાનારને ઇનામમાં આપ્યું ને પોતાનો દુષ્ટ વિચાર છોડી દીધો.

પેલી પરણાવવાયોગ્ય ઉંમરની થયેલી રાજકુમારી, જે મદન-વ્યથાથી વ્યાકુળ બનેલી હતી અને પિતા પોતાનો વિવાહ ન કરતા હોવાથી આવતી કાલે પ્રધાનપુત્ર સાથે ભાગી જવાના વિચારમાં હતી, તેણે આ દુહાનો અર્થ પોતાના ઉપર લીધો કે: " મારે થોડા સારૂ હવે આબરૂ ગુમાવવાની જરૂર નથી. આટલાં વર્ષો ગાળ્યાં તો બે વર્ષ વધારે ધૈર્ય રાખવું. યોગ્ય વર મળશે કે અવસ્ય તેઓ મને વિવાહિતા કરશે." આવો ઉત્તમ ઉપદેશ આપવા માટે પ્રસન્ન થઇ તેણે પોતાના કંઠમાંથી સુવર્ણનો ચંદનહાર કાઢી પેલી ગાનારીને ઇનામમાં આપ્યો.

પેલા વૃદ્ધ કંજુસ રાજાએ આ દુહો પોતાને માટે ગવાએલો માન્યો. તેણે માન્યું કે: "મ્હારી ઘણી ઉંમર ગઇ છે, હવે તો માત્ર મારી જીંદગીનો પાછલો પહોર છે. હવે એટલા સમયમાં મારે મારૂં

જીવન પ્રભુ ભજનમાં લગાડી સફળ કરવું ને જીતેલી બાજી હારવી નહિ.” આવો સુંદર બોધ આપનારજ ખરો હિતેચ્છુ છે એમ માની તેણે ગાનારને સારૂં ઇનામ આપવાનો પ્રધાનને હુકમ આપ્યો. અને તેની સાથે સાથે જણાવ્યું કે: “હવે હું વૃદ્ધ થયો છું; અને પાટવી કુમાર પણ રાજ્યભાર ઉપાડવા શક્તિમાન થયેલ છે, જેથી આવતી કાલે તમામ રાજ્યભાર હું તેમને શીરે મૂકવાનો છું તો, તેને માટે પણ કાલે વ્યવસ્થા કરજો.”

આ એક દોહરો જો બરાબર સમજાયો તો સૌનું સારૂં થયું. રાજા વૃદ્ધાવસ્થાના છેલ્લા ભાગમાં હરિભક્તિ કરી જીવન સુધારી શકયો. પાટવી કુમાર પિતૃઘાતી થયા વિનાજ રાજ્ય પામી શકયો. રાજકુમારી પણ કુલ કલંકિત કર્યાં વિના, ભાઇએ તેના ધામધુમે વિવાહ કરતાં સુખી થઇ શકી, ને પેલા ઘરડા બાવાજી પણ “એ બગડે બાવીશ” ( બાવી + ઇશ ) થયા વિના આખું જીવન પવિત્ર-પણે ગાળી શકયા. અને વારાંગના પણ પુષ્કળ ઇનામ પ્રાપ્ત કરી શકી.

કહેવાનો તાત્પર્ય કે જો બોધ ગ્રહી તે પ્રમાણે આચરણમાં મૂકાય તો આ ૫૦૦ ) સૂત્રોમાંનું એક સૂત્ર પણ વાંચનારનું આ લોકનું તથા પરલોકનું કલ્યાણ આપવાને પૂરતું છે. હા, તેને વાંચી વિચારી, હૃદયમાં કોતરી રાખવું ને તે પ્રમાણે આચરણ કરવું જોઇએ.

**દોહરો.**

**વિવિધ ગ્રંથ મંથન કરી, અર્પ્યો આ શુભ સાર;**
**વાંચી વર્ત્તો એ રીતે, બુધજન ધરી ઉર પ્યાર.**



# व्यवहार-शिक्षा.



## स्त्री-शिक्षा.

### ( ૩ )

૫૦૧ ગૃહસ્થાશ્રમ એ બીજા બધા આશ્રમો કરતાં શ્રેષ્ઠ છે. કેમકે બાકીના સર્વ આશ્રમો ગૃહસ્થાશ્રમને આધારેજ નભે છે. જો ગૃહસ્થાશ્રમજ ન હોય તો બ્રહ્મચારીઓ વાનપ્રસ્થો અને સંન્યાસીઓને ખાવાનું કોણ આપે? વળી ગૃહસ્થાશ્રમનો મુખ્ય આધાર સ્ત્રી છે. સ્ત્રી વિનાનું ગૃહ એ ગૃહજ નથી. કહ્યું છે કેઃ—

**न गृहं गृहमित्याहु र्गृहिणी गृहमुच्यते ।**
**गृहं तु गृहिणीहीनं कान्तारादतिरिच्यते ॥**

**ભાવાર્થઃ**—"ઘર એ પોતે કાંઇ ઘર નથી; પણ સ્ત્રી એજ ઘર કહેવાય છે. સ્ત્રી વિનાનું જે ઘર તે તો અરણ્ય કરતાં પણ અધમ હોય છે." આપણી ભાષામાં પણ "ઘર" શબ્દ "સ્ત્રી" ના અર્થમાંજ વપરાય છે. કોઇ પુરુષ રાંડે તો કહેવાય છે કે "એ ભાઇનું અર્ધી અવસ્થાએ ઘર ભાગી ગયું." આવા પ્રયોગોપરથી

જણાય છે કે લાકડાં, પત્થર અને ચૂનાથી બંધાએલું ઘર એ ઘર નથી, પણ સ્ત્રી એજ ઘર છે. આપણાં શાસ્ત્રો તો સ્ત્રીને “અર્ધાગના” કહે છે. એની મતલબ એ છે કે પુરુષનું અર્ધું અંગ તેની સ્ત્રી છે. સ્ત્રીરહિત પુરુષ સંપૂર્ણ મનુષ્ય કહેવાતો નથી. મતલબ કે સંસારમાં સુખી થવા માટે “સારી સ્ત્રી” એ ઘણુંજ જરૂરનું છે.

૫૦૨ સ્ત્રી એ “ગૃહલક્ષ્મી” ગણાય છે. એ ગૃહલક્ષ્મીનો વિના પ્રયોજને અનાદર કરનાર ડાહ્યો નહિ, પણ મૂર્ખ મનાય છે.

૫૦૩ જ્યાંલગી સ્ત્રીજાતિને કેળવવામાં નહિ આવે, ત્યાંલગી દેશની ઉન્નતિ થવાની આશા રાખવી ફોકટ છે. સુખ, વંશ, સમૃદ્ધિ અને કલ્યાણની વૃદ્ધિ કરનારી સ્ત્રી છે; માટે સ્ત્રીને કેળવવી એ પુરુષને પોતાને જ લાભકારક છે.

૫૦૪ પુરૂષે પોતાની સ્ત્રીને અન્ને, વસ્ત્રાભૂષણે અને સ્નેહભાવે સદા સંતુષ્ટ રાખવી જોઇએ. કેમકે સ્ત્રી એ ગૃહનો કારભારી છે તથા સ્ત્રી એ સંસારસાગર તરવાનો સાથી છે. એક સારી માતા સો શિક્ષકની બરાબર છે. “**गुरुणां चैव सर्वेषां माता परमको गुरुः**” બધા ગુરુઓમાં માતા એ પરમ ઉત્તમોત્તમ-ગુરુ છે. તમે યાદ રાખો કે ભાવિ—પ્રજા સારી કરવી કે નઠારી કરવી; એ સ્ત્રીઓના ઉપર જ આધાર રાખી રહેલી છે. કેમકે બાળક ઘરમાં માતા પાસે બાળપણમાં જેવા સંસ્કારો લે છે તેવું તે નીવડે છે. નાનપણમાં બાળકના મનમાં જેવી જેવી છાપો પડે છે તે છાપો મરણપર્યંત ભૂંસાતી નથી. માટે ભાવી—પ્રજા સારી થશે કે નબળી થશે? તે સ્ત્રીજાતિને જ આધારે રહેલું છે.

૫૦૫ કેટલાક લોકોની એવી માન્યતા છે કેઃ—“સ્ત્રી સારૂ સાટકા” એટલે કેઃ—

**બૂધે જાર બાજરી, ને બૂધે નાર પાધરી;**
**બૂધે ડાબું દેવા દે, ને બૂધે છોકરૂં છાનું રહે.**

સ્ત્રી એ તો બૂધેથી—લાકડીના પ્રહારથી જ-વશ રાખવાલાયક છે! પણ આ કથન સંપૂર્ણ રીતે વિચારતાં સત્ય નથી. મનુ ભગવાન તો કહે છે કે:-"જે ઘરમાં સ્ત્રીઓ સંતુષ્ટ રહે છે, ત્યાંજ દેવોનો નિવાસ છે. અને જે ઘરમાં સ્ત્રીઓનો યોગ્ય સત્કાર થાય છે તે ઘરમાંજ સુખસંપત્તિનો નિવાસ છે." હા, જે પુરુષો કન્યાઓને કેળવવા ના પાડે છે. અને સ્ત્રીજાતિને તદ્દન મૂર્ખ રાખવાની હિમાયત કરનારા છે; ત્યાં તો સ્ત્રીઓ અભણ, હઠીલી, દુરાગ્રહી, કજીયાળી અને નાદાન થાય; અને પશુજેવી બની તાડનને અધિકારી જ રહે, એમાં નવાઇ પામવા જેવું શું છે? પણ એવો ગૃહસ્થાશ્રમ કાંઇ વખાણવા લાયક કે આદર્શ ગૃહસ્થાશ્રમ ન કહેવાય; એટલે એ રીત પસંદ કરવા લાયક નથી. મહાભારતમાં કહ્યું છે કે:—

**नास्ति भार्या समो बन्धु, नास्ति भार्या समा गतिः ।**
**नास्ति भार्या समो लोके, सहायो धर्मसंग्रहे ॥**

**ભાવાર્થ:—**"પુરુષને પોતાની ભાર્યા સમાન બીજો મિત્ર નથી, ભાર્યા સમાન બીજી ગતિ નથી, અને આ લોકમાં ધર્મસંગ્રહ કરવામાં ભાર્યા સમાન બીજું કોઇ મદદ કરનારૂં નથી. વળી કહ્યું છે કે:—

**ललिता सैव लक्ष्मीः स्यात् ताडिता सैव चंडिका ॥**

"પોતાની પત્નીનું લાલનપાલન કરવાથી તે ગૃહલક્ષ્મી બને છે, ને મારવાથી તે ચંડિકા બને છે. સ્ત્રી પુરુષ વચ્ચે ક્લેશ થવાથી કયાંઈ સારૂં પરિણામ જોવામાં આવ્યું નથી. સાંભળ્યું છે કે જગતપિતા બ્રહ્મા પાસે એક ભયંકર પ્રેતે પોતાને રહેવાનું સ્થળ માગ્યું. બ્રહ્માએ કહ્યું

કેઃ "જે ઘરમાં સ્ત્રી પુરુષ વચ્ચે હમેશાં ઝગડા થતા હોય ત્યાં તું જઇને રહે." તાત્પર્ય કે સ્ત્રીપુરુષ વચ્ચે ઝગડો થાય ત્યાં દુઃખની જ વૃષ્ટિ થાય છે એવું સમજી લેવું. ને જ્યાં સ્ત્રી પુરુષ વચ્ચે સંપ હોય ત્યાં સુખ છે. કહ્યું છે કેઃ—

**સંપ સારમાં છે સાર સંસારમાં જો,**
**સંપમાં છે સુખ સર્વનો નિવાસ જો;**
**રહે નહિ સંપ જ્યાં નર–નારમાં જો,**
**ત્યાં તો ત્રાહ્ય ત્રાહ્યનો હોય ત્રાસ જો.**

**ક૦ દ૦ ડા૦**

૫૦૬ સુજ્ઞ પુરુષે પોતાની સ્ત્રીને કોઈ પ્રકારે દુઃખ દેવું નહિ. તેને સર્વ પ્રકારે આનંદી રાખવી. જો તેનાથી જાણે અજાણે ભૂલ થઈ હોય તો તે વિષે સમજુતી આપી મોટે દિલે ક્ષમા આપવી. પ્રીતિથી જેવું કામ થાય છે તેવું ભયથી થતું નથી. વળી પ્રીતિ પ્રીતિને ઉપજાવે છે. જો પુરુષના હૃદયમાં સ્ત્રી ઉપર પ્રીતિ હોય, તો સ્ત્રીના હૃદયમાં પુરુષ ઉપર પ્રીતિ જન્મે છે. ને એવી પ્રીતિ પ્રાણાંત થતાં લગી ખસતી નથી. માટે સુજ્ઞ પુરુષને લાજમ છે કે તેણે પોતાની સ્ત્રી સાથે શુદ્ધ પ્રીતિ બાંધી પોતાનો પતિ (પાલન કરનાર) નો ધર્મ બજાવવો.

૫૦૭ સ્ત્રીઓને અજ્ઞાન રાખવાથી ઘરની શાંતિનો નાશ થાય છે. સ્ત્રીને જંગલી રાખવી એ ભાવિની તમામ પ્રજાને જંગલી રાખી દુઃખના ખાડામાં ડૂબાવવા બરાબર છે. જે દેશમાં સ્ત્રીઓની સ્થિતિ જંગલી અને કંગાલ છે, તે દેશની સ્થિતિ પણ જંગલી અને કંગાલ રહે એ સ્વાભાવિક છે.

૫૦૮ પત્ની વશ શી રીતે થાય? એ પ્રશ્ન વિચારવા જેવો છે. જેઓ સ્ત્રીને ભય કે દુઃખ આપી વશ કરવા ધારે છે, એ લોકોની સમજ ભૂલભરેલી છે. એથી તો સ્ત્રી ઉપર ઉપરથી દેખીતી રીતે વશ થયા જેવી લાગે છે, પણ એનું મન ઉચક હોય છે. ને જ્યાં લગી "મન મળ્યાં" હોતા નથી ત્યાં લગી ખરી પ્રીતિ જામતી નથી." માટે પુરુષે પોતાની સ્ત્રીને જ્ઞાન બળે અને પ્રીતિને બળે વશ કરવી; એજ સારો ઉપાય છે. સ્ત્રીને નીચેનાં કામો સોંપતાં તે ઘણે અંશે વશ થઇ જશે.

अ:—સ્ત્રીને પૈસા સાચવવાનું તથા બચાવવાનું કામ સોંપવું.

ब:—ઉપજ ખરચ ઘરમાં શું છે? તે કામ સ્ત્રીને સોંપવું. ને તેનો તે હિસાબ રાખે અને પતિને જણાવે એવી વ્યવસ્થા કરવી.

क:—રસોઇ કરવાનું, દાણો દુણી તથા લૂગડાં લત્તાં સાચવવાનું, ઢોર તથા છોકરાં છૈયાંની સંભાળ લેવાનું તથા ગૃહવ્યવસ્થા રાખવાનું કામ પણ સ્ત્રીને સોંપવું. ને આખો દહાડો તે કામમાં રહે તેવી વ્યવસ્થા કરવી.

ड:—સ્ત્રીને દુઃખે પુરુષે દુઃખી થવું. સ્ત્રી જે બાબતમાં મુંઝાય તે બાબતમાં પુરુષે મિત્રરૂપે મદદ કરવી.

इ:—પુરુષે પોતે નીતિ ધર્મે ચાલી પત્નીને માર્ગદ્રષ્ટા થવું. પોતે તેની માનમર્યાદા સાચવી પોતાની માનમર્યાદા સચવાવવી.

फ:—મધુરી ભાષાથી તેનામાં જ્ઞાન અને ગુણો દાખલ કરવા સદ્બોધ આપવો. જો તે ભણેલી હોય તો તેને નીતિધર્મનાં પુસ્તકો પૂરાં પાડવાં. અને તે ન સમજે ત્યાં સમજાવી તેને સમજણ આપવી.

ब:—જો તેનો વાંક આવે તો સૌ દેખતાં નહિ, પણ છાની રીતે તેને સમજણ આપવી.

દ્દઃ—ઘરમાં જે પ્રમાણે મુખ્ય માણસ ચાલે છે; તે પ્રમાણે બધાં ચાલે છે. માટે પતિએ પોતે માયાળુ, ધાર્મિક અને નીતિવંત બની બાળકો તથા સ્ત્રીને માયાળુ, ધાર્મિક અને નીતિવાળાં કરવાં.

૫૦૯ સ્ત્રીએ પણ પોતાના પતિનેજ પોતાનું સર્વસ્વ સમજવું. પતિસેવા એજ સ્ત્રીનો મુખ્ય ધર્મ છે. એક સાધ્વી સ્ત્રીના મુખથી એક કવી બોલાવે છે કેઃ—

ગઝલ; કવાલી.

અમારૂં સ્વર્ગનું બા'રૂં, પતિવ્રત પ્રાણથી પ્યારૂં;
અમોને મોક્ષ દેનારૂં, પતિવ્રત પ્રાણથી પ્યારૂં.
અમારો દેવ છે સ્વામી, અમારી ભક્તિ ત્યાં જામી;
હૃદય ભરથાર રટનારૂં, પતિવ્રત પ્રાણથી પ્યારૂં.
દ્રુપદતનયા અને સીતા, સુકન્યા ને સતી તારા;
પતિવ્રત તેહ સમ પાળું, પતિવ્રત પ્રાણથી પ્યારૂં.

સ્ત્રીને જૂદો યજ્ઞ, જૂદાં વ્રતો કે જૂદા ઉપવાસો કરવાની જરૂર નથી. પતિને પોતાનો પરમ આરાધ્ય દેવ ગણનાર સ્ત્રીઓજ પતિવ્રતા છે ને તેજ આ લોકમાં તથા પરલોકમાં સુખી થાય છે. કહ્યું છે કેઃ—

મનહર.

પતિહીસું પ્રેમ હોઇ, પતિહીસું નેમ હોઇ;
પતિહીસું ક્ષેમ હોઇ, પતિહીસું રત હે.
પતિહીહે યજ્ઞયોગ, પતિહીહે રસભોગ;
પતિહીસેં મિટે સોગ, પતિહીકો વ્રત હે.
પતિહીહે જ્ઞાનધ્યાન, પતિહીહે પુણ્યદાન;
પતિહીહે તીર્થસ્નાન, પતિહીમેં મત્ત હે.

**પતિબીન પત નાંહિ, પતિ બીન ગત નાહિ;**
**સુંદર સકલ બિધિ એક પતિવ્રત હૈ.**

તાત્પર્ય કે સાધ્વી સ્ત્રીઓને પુણ્યદાન, જ્ઞાનધ્યાન, તીર્થસ્નાન, પરીયાગ એ બધું એનો પતિજ છે. પતિ પ્રસન્ન થવાથીજ સ્ત્રીઓને સર્વે પદાર્થો સુખરૂપ છે, ને પતિની અપ્રસન્નતામાં સ્ત્રીઓને સર્વે પદાર્થો દુઃખરૂપ છે.

૫૧૦ સ્ત્રીને "સહધર્મચારિણી" નું પણ વિશેષણ આપેલું છે. સહધર્મચારિણીનાં લક્ષણો કેવાં હોવાં જોઇએ, તે મહાભારતના અનુશાસનપર્વમાં નીચે પ્રમાણે વર્ણવેલું છે.

**सुस्वभावा सुवचना सुव्रता सुखदर्शना ।**
**अनन्यचित्ता सुमुखी भर्तुः सा धर्मचारिणी ॥**
**पति र्हि देवो नारीणां पतिर्बन्धुः पतिगतिः ।**
**पत्या समा गति र्नास्ति दैवतं वा यथापतिः ॥**

**ભાવાર્થ:**—જે નારી, પતિભણી સારા સ્વભાવવાળી, મધુરબોલનારી, જોતાંજ સુખ આપનારી, પતિમાંજ એક ચિત્તવૃત્તિ રાખવાવાળી ને પ્રસન્ન મુખવાળી હોય તે 'સહધર્મચારિણી' કહેવાય છે.

સ્ત્રીઓને પોતાનો પતિ એજ દેવ, પતિ એજ સ્નેહી અને પતિ એજ આશ્રયસ્થાન છે. પતિના સમાન બીજી ગતિ કે બીજું દૈવત નથી.

૫૧૧ સારી નારી એ પુરુષને કેટલી સુખદાતા છે ? તે વિષે એક કવિ લખે છે કે:—

## મનહર છંદ.

નારીનાં નયન જાણે હૃદય રમાડનાર,
નારીનાં વચન વેદનાને વિસરાવે છે;
નારીના વદન જેવું વ્હાલું કાંઈ લાગે નહિ,
નારી પ્યારી થઇ બધે પ્રાણ પથરાવે છે;
નારી ધનધામ કામ, નારી ઠરવાનું ઠામ,
નારી પરમ વિરામ અંતરમાં આવે છે;
નારીને દીઠાથી રોષ–દોષ દૂર નાશી જાય,
પ્રેમને પસારી નારી પ્રાણને નિભાવે છે.

૫૧૨ માત્ર સ્ત્રીને વાંચતાં લખતાં આવડે, એટલે 'તેણે કેળવણી લીધી છે' એવું માનવું નહિ. સ્ત્રીને કેળવણી આપવી એટલે શું? એનો અર્થ હજુ લોકો બરાબર સમજતા નથી. ભૂગોળમાં ઝીણાંઝીણાં ગામડાં બતાવતાં આવડે, ઇતિહાસમાં સ્ત્રી યા બેગમની કારકીર્દિ મોંએ બોલતાં આવડે, હારમોનિયમ સાથે સુંદર કવિતાઓ બોલતાં આવડે, સુંદર શીવવાનું ગુંથવાનું કે સાંધવાનું કામ આવડે, સુંદર અક્ષરે કાગળો લખતાં આવડે, સ્ત્રીપુરુષના સમાન હક વિષે દલીલો કરતાં આવડે, ભરી સભામાં ભાષણો કરતાં આવડે, ઇનામના મેળાવડામાં નાટકના સરસ ભાગો ઝીણાં ભભકાદાર વસ્ત્રો પહેરીને ભજવતાં આવડે, અને હસતાં હસતાં કોઇને કડવાં વચનો કહેતાં આવડે એ કાંઇ કેળવણી નથી. જો સદ્‌ગુણો અને સદ્‌ધર્મે ચાલી પોતાના પતિના ગૃહસ્થાશ્રમને સ્વર્ગ જેવો સુખકારક કરતાં ન આવડ્યો તો એ કેળવણી તે કાંઈ કેળવણી નથી. સ્ત્રીઓને જેથી પોતાનાં આ લોકના તથા પરલોકનાં કર્તવ્યોનું ભાન થાય

એજ ખરી કેળવણી છે. એવી કેળવણી ભલે વાંચતાં લખતાં શીખવ્યા વિના આપવામાં આવી હોય તોપણ કાંઇ અયોગ્ય નથી. મનુસ્મૃતિકાર લખે છે કેઃ—

**अन्योन्य साऽ व्यभिचारो भवेदामरणांतिकः ।**
**एष धर्मः समासेन ज्ञेयः स्त्रीपुंसयोः परः ॥**

**ભાવાર્થ**:—"સ્ત્રી પુરુષનો પરસ્પર પ્રેમભાવ મરણપર્યંત ચાલુ રહે, એવી જે રીતભાત એજ ટૂંકામાં સ્ત્રીપુરુષના ધર્મો છે."

૫૧૩ સ્ત્રી તથા પુરુષે વિવાહ પ્રસંગે અગ્નિની, સૂર્યદેવની, અને સેંકડો

મનુષ્યોની સમક્ષ સામસામી શી પ્રતિજ્ઞાઓ કરેલી છે? તેનું હમેશાં સ્મરણ રાખવું. વિવાહ પ્રસંગના મંત્રો બહુજ ગંભીર અર્થવાળા છે. એ બધા મંત્રો અને તેના અર્થો આ નાનકડા પુસ્તકમાં લખી શકાય નહિ. તોપણ તેમાંની એક બે ક્રિયાઓ વખતે બોલતા મંત્રો અને ભાવાર્થ અહીં લખાય છે. તે ઉપરથી સ્ત્રીને માથે કેટલી જવાબદારી છે, તે સમજાશે.

**अ**:—પરણતી વખતે વરકન્યા વચ્ચે અંતઃપટ ધરવાની (આડું લૂગડું રાખવાની) ક્રિયા થાય છે. એ લૂગડું દૂર થતાં જ્યારે પહેલવહેલાં સામસામે જોવાનો પ્રસંગ આવે છે; ત્યારે વર પોતાની પત્નીને કહે છે કેઃ—

**अघोर चक्षुरपति ध्न्येधि**
**शिवा पशुभ्यः सुमनाः सुवर्चाः ।**
**वीरसूर्देव कामास्योना**
**शन्नो भव द्विपदे शं चतुष्पदे ॥**
**पार. गृह्य. १।४।१६॥**

**ભાવાર્થઃ**—"હે પત્ની! પાપરહિત દૃષ્ટિવાળી; પતિના સંકલ્પોનો વિનાશ ન કરનારી, કલ્યાણી, નોકરચાકર, પશુઓ અને આશ્રિતો ઉપર પ્રસન્ન ચિત્તવાળી, સારા પ્રભાવવાળી, વીરપુત્રોને જન્મ દેનારી, દેવોની સેવા કરનારી; અને બે પગવાળાંને (અમને) તથા ચાર પગવાળાંને (પશુઓને) સુખના કારણરૂપ થા."

વળી જ્યારે સપ્તપદીની ક્રિયા થાય છે ત્યારે વર બોલે છે કેઃ-"વિષ્ણુરૂપ હું તને પોષણ માટે પહેલે પગલે, બળવાન બનવા માટે બીજે પગલે, ધનવૃદ્ધિ કરવા માટે ત્રીજે પગલે, સુખી થવા માટે ચોથે પગલે, પશુઓથી થતાં સુખો ભોગવવા માટે પાંચમે પગલે, ઋતુઓના સુખ માટે છઠ્ઠે પગલે સાથે લઇ જાઉં છું. હે સખિ! તું સાત પગલાં ભરી સાત લોકમાં કીર્તિ સંપાદન કરનારી થા; તથા મને અનુસરનારી થા."

આ પ્રત્યેક પગલે વધૂ શો જવાબ આપે છે? તે કહે છે કેઃ—

त्वत्तो मेऽखिल सौभाग्यं पुण्यैस्त्वं विविधैः कृतैः ।
देवैः संपादितो मह्यं वधूराद्ये पदेऽब्रवीत् ॥ १ ॥
कुटुम्बं पालयिष्यामि ह्यवृद्धबालकादिकम् ।
यथा लब्धेन संतुष्टा ब्रूते कन्या द्वितीयके ॥ २ ॥
मिष्टान्न व्यञ्जनादीनि कालेसम्पादये तव ।
आज्ञासंपादिनी नित्यं तृतीये साब्रवीद्वरम् ॥ ३ ॥
शुचिः शृंगारभूषाऽहं वाङ्मनः कायकर्मभिः ।
क्रीडिष्यामि त्वया सार्धं तुरीये सावदेद्वरम् ॥४॥
दुःखे धीरा सुखेऽहृष्टा सुखदुःखविभागिनी ।
नाऽहं परनरं गच्छे पञ्चमे साब्रवीत्पतिम् ॥ ५ ॥

सुखेन सर्वकर्माणि करिष्यामि गृहे तव ।
सेवां श्वसुरयोश्चापि बन्धूनां सत्कृतिं तथा ॥
यत्र त्वं वा अहं तत्र नाहं वञ्चे प्रियं क्वचित ।
नाहं प्रियेण वञ्च्या हि कन्या षष्ठे पदेऽब्रवीत् ॥ ६ ॥
होम यज्ञादि कार्येषु भवामि च सहायकृत् ।
धर्मार्थ काममकार्येषु मनोवृत्तानुसारिणी ॥
सर्वेऽत्र साक्षिण स्त्वं मे पतिर्भूतोऽसि सांप्रतम् ।
देहो मयार्पित स्तुभ्यं सप्तमे साब्रवीद्वरम् ॥ ७ ॥

**ભાવાર્થઃ**—(૧) હે સ્વામિન્! મ્હેં કરેલાં અનેક પુણ્યોએ કરીને, દૈવે (મ્હારાં વડીલો એ) તમો મને પતિરૂપે મેળવી આપેલા છો. આપનાથી મ્હારૂં સંપૂર્ણ સૌભાગ્ય છે, એ પ્રમાણે વહુ પહેલે પગલે બોલે છે.

(૨) હે પતિદેવ! આપના કુટુંબમાં જે વૃદ્ધો અને બાલકો વગેરે હશે તે સૌનું હું પાલન કરીશ. અને ઘરમાં જે મળશે તેવડે હું સંતુષ્ટ રહીશ. એ પ્રમાણે વહુ બીજે પગલે બોલે છે.

(૩) હે સ્વામિન્! આપને વાસ્તે વખતસર મધુર અન્ન તથા શાક વગેરે તૈયાર કરીશ. અને સદા આપની આજ્ઞામાં રહીશ. એ પ્રમાણે વહુ ત્રીજે પગલે કહે છે.

(૪) હે નાથ! હું હમેશાં પવિત્ર રહીશ. મ્હારાં સૌભાગ્યને જણાવનારાં જે વસ્ત્રાભૂષણો છે તે હું સદા પહેરી રાખીશ તથા મન. વચનને કાયા વડે તમારી સાથેજ ક્રીડા કરીશ. એ પ્રમાણે વહુ ચોથે પગલે કહે છે.

(૫) હે પતિદેવ ! હું દુઃખમાં ધીરજવાળી ને સુખમાં ઉદ્ધતાઈ વિનાની થઇશ. તમારા સુખદુઃખમાં ભાગ લેનારી થઇશ અને કદિ પણ પરપુરુષને ચાહીશ નહિ. એ પ્રમાણે વહુ પાંચમે પગલે બોલે છે.

(૬) તમારા ઘરનાં બધાં કામો હું આનંદે કરીશ. સાસુ સસરાની સેવા ને બન્ધુજનોનો સત્કાર કરીશ. જ્યાં તમે જશો ત્યાં હું આવીશ. હું આપને—મ્હારા પ્રિયતમને—કદિ ઠગીશ નહિ, અને આપના સુખથી હું ઠગાઇશ પણ નહિ. એ પ્રમાણે કન્યા છઠ્ઠે પગલે કહે છે.

(૭) હે સ્વામિન્ ! હું આપની મનોવૃત્તિને અનુસરીશ. યજ્ઞ તથા હોમાદિ કાર્યોમાં તમેજ ધર્મ, અર્થ અને કામાદિ પુરુષાર્થોમાં હું આપને સહાય કરનારી થઇશ. આપ અત્યારથી મ્હારા પતિ છો, મ્હારો આ દેહ અત્યારથી જ હું આપને સમર્પું છું, અને એના આ સર્વે સાક્ષીઓ છે. આ પ્રમાણે વહુ સાતમે પગલે પતિને કહે છે.

વર વહુને પોતાની પ્રતિજ્ઞાઓનું સદા સ્મરણ રહે તો તેમનામાં કદિ ઉંચું મન થવાનો સંભવ નથી. ને તેથી એક વિદ્વાને એ સંવાદને કવિતામાં ગોઠવ્યો છે તે ઉપયોગી ધારી નીચે લખાય છે.

**વર:—**

## વસંતતિલકા વૃત્ત.

છે ધર્મપત્ની નરનું અર્ધાંગ જાણ્યું,
અર્ધાંગ અર્પ્યું તુજને મનથી પ્રમાણ્યું;
તેથી સદા હૃદયમાં શુભ પ્રેમ ધારી.
રક્ષા કરૂં અરધ અંગ ગણી તું નારી. ૧

**વહુ:**—જ્યાં જ્યાં વસો પ્રભુ ! ત્યાં તમ સાથ આવું,
છાયારૂપે અનુસરી પતિની કહાવું;

હો દુઃખ કે સુખ જરી મનમાં ન લાવું,
સેવા વિષે રહી સદા પતિગુણ ગાઉં.... ૨

**વરઃ**—પાળે કુટુંબ નહિ ક્લેશ જરા કરે તું,
વૃદ્ધોતણાં વચન નિત્યે શિરે ધરે તું;
કર્તવ્ય ત્હારૂં મનમાં સમજે અરે તું,
પાળું સદા પ્રણયથી તુજને અરે હું... ૩

**વહુઃ**—પાળું કુટુમ્બ નહિ દ્રોહ કરૂં જરાએ,
સેવા કરૂં વડીલની વિધિથી સદાએ;
ઇચ્છ્યું મળે નવ મળે રહું હર્ષમાંહે,
સ્વામીતણી થઈ રહું મનવાણી કાયે.... ૪

**વરઃ**—જો તું રહે નિત પતિવ્રત પાળનારી,
સંસારકાર્ય અરધું તું ઉઠાવનારી;
વાણી મૃદુથી તનતાપ શમાવનારી,
પાળું ગણી અધિક પ્રાણથી પ્રિય નારી.... ૫

**વહુઃ**—ભક્તિ કરૂં પ્રભુ ગણી પતિ! હું તમારી,
સ્વામીતણાં ચરણમાં રહું ભાવ ધારી;
વાણી કટૂ કહી કદિં નહિ દૂભનારી,
બોલું સદા વિનયવાક્ય વિનોદકારી. ૬

**વરઃ**—આજ્ઞા ધરી શિરપરે સહુ સુખ દેતી,
સંસારકાર્ય સુખ દુઃખ વિભાગ લેતી; ૭
એવી કુલીન પ્રમદાપર રાખી પ્રીતિ,
પાળું ધરી હૃદય સજ્જન કેરી રીતિ.... ૮

વહુ:—સ્વામીતણાં સુખ વિષે રહું પૂર્ણ સુખી,
થાઓ તમે દુઃખી કદિ, બનું હુંય દુઃખી;
એવી રીતેજ સુખ દુઃખ વિભાગી થાઉં,
આજ્ઞા તમારી સઘળી શિરથી ઉઠાવું.... ૮

વર:—શાસ્ત્રાનુશાસન રીતે કહ્યું પાળનારી,
થૈ ધર્મપત્ની પતિનાં પદ સેવનારી;
સંસારવારિ-નિધિ પાર ઉતારનારી,
છે ધન્ય જન્મ મુજ જો મળી ધર્મ-નારી. ૯

વહુ:—થૈ સ્નાનથી ઋતુથકી અતિ શુદ્ધ દેહે,
ક્રીડા કરૂં નિજ પતિથકી નિત્ય ગેહે;
ચક્ષુ તથા મનથકી ન ગણું બીજાને,
માનું બીજા પુરુષ ભ્રાત પિતા સમાને.... ૧૦

વર:—હુંએ નહિ ઠગું તને કદિ કોઈ રીતે,
સાક્ષી કર્યા જગપતિ અતિ ચાહું ચિત્તે;
પાળીશ અંગ ગણીને તુજને હું પ્રીતે,
તે ધર્મપત્ની સમજે નિજધર્મ નિત્યે.... ૧૧

વહુ:—વાણી શરીર મનથી ઠગું ના પતિને,
સાક્ષી કર્યા વચનના કમળાપતિને;
સાથે વસીશ જગમાં સુખથી સુપ્રીતે,
ના કલેશ થાય કદિ વર્તીશ એવી રીતે. ૧૨

વર:—સંસારકાર્ય સઘળાં દઈને સુધારી,
ધર્માર્થકામ વિષયે બનું સ્હાયકારી;

આ લોકમાં સ્વરગસુખ બતાવનારી,
મુક્તિ તદા સહજ દંપતિથી થનારી.... ૧૩

વહુ:—વ્હેલી ઉઠીશ પતિથી, ગૃહકાર્ય ત્યાગી,
યજ્ઞાદિ કાર્ય કરવા બનું અર્ધભાગી;
ધર્માર્થ કામ સમયે રહું નિત્ય સાથે,
સર્વસ્વમેવ અરપ્યું નિજનાથ હાથે.... ૧૪

જ્યાં વર અને વહુ પોતાની કહેલી આવી પ્રતિજ્ઞાઓનું સદા સ્મરણ કરતાં હોય; ત્યાં તેમનામાં સદા પ્રેમભાવ અને પ્રસન્નતા રહે, અને સૌભાગ્ય અને ઐશ્વર્ય સહજે આવી મળે એમાં કાંઇ નવાઈ જેવું નથી.

૫૧૪ દેવસ્થાનમાં, તીર્થ સ્થળોમાં, કે સાધુ બાવા કે ફકીરોની સમીપમાં સ્ત્રીએ કદિ પણ એકલાં ન જવું. કોઇ સંપ્રદાયની શિષ્યા કે ચેલકી બની સ્ત્રીએ કંઠી ન બાંધવી. અને પોતાના પતિ સિવાય અન્ય કોઇ પુરુષને સ્ત્રીએ પોતાનો ગુરુ પણ ન માનવો. માત્ર પતિપ્રેમ એજ સ્ત્રીઓને ભક્તિ, જપ, તપ, વિદ્યા, જ્ઞાન, ધર્મ અને ધ્યાન છે. કહ્યુ છે કે:—

**દોહરો.**

**પતિપદની પૂજાવડે, વનિતા શુદ્ધજ થાય;**
**પ્રાણપતિના પૂજનથી, પૂરાં પુણ્ય પમાય.**

**( કેશવકૃતિ. )**

૫૧૫ પોતાના પતિનાં સગાં સંબંધીઓને સ્ત્રીએ ખરા ભાવથી પોતાનાં સગાંસંબંધી સમજવાં. પ્રસન્ન મને પ્રેમપૂર્વક તેમનો સત્કાર કરવો. ને સૌની ઘટે તેવી રીતે બરદાસ કરવી.

૫૧૬ પતિનું ઘરબાર, પતિનો સરસામાન અને પતિની માલમિલ્કત હોય તેને પત્નીએ પોતાનાંજ સમજી લેવાં. એ ઘરબારને સ્વચ્છ ને શુશોભિત રાખવું, એ સરસામાનને કાળજીથી સંભાળી ખરાબ ન દેખાય તેમ ગોઠવવો. અને એ માલમિલ્કતની ખૂબ કાળજી રાખવી.

૫૧૭ સ્ત્રીએ પોતાના ઘરનું જેટલું કામ પોતાથી બને તેટલું હર્ષ અને કાળજીથી કરવું. એ કામ કરવામાં કદિ બડબડાટ કરવો નહિ. તેમજ હઠીલાં બની કામ કરવાની ના પણ પાડવી નહિ.

૫૧૮ જો પોતાને ઘેર કામ કરનારાં નોકર ચાકર હોય તો તેમને હાથે કામ કરાવવું; તોપણ તેના કામ ઉપર સાવચેતીભરેલી દેખરેખ રાખવી.

૫૧૯ નોકર ચાકર ઉપર દ્વેષ ન રાખવો તેમ વધારે પ્રીતિભાવ પણ ન બતાવવો. તેનું મન સાચવી, પ્રસન્ન રાખી ફુલાવી ફૂલાવીને કામ લેવું

૫૨૦ પોતાના ઘરમાં જે વસ્તુ ખૂટે તેમ હોય તે ચાર પાંચ દિવસ પહેલાંથીજ પતિને કહી મંગાવવા તજવીજ રાખવી.

૫૨૧ ઘરમાં કદાચ કોઇ વસ્તુ ન હોય તો ચલાવી લેવું; પણ બનતાં લગી બીજાની ઉછીની લેવાનો રિવાજ ઓછો રાખવો.

૫૨૨ ક્યારે પણ નકામો વખત બગાડવો નહિ. ને નવરાં થઇ બેસવું નહિ, ઘરનું કાંઇ ને કાંઇ કામ કાઢી બેસવું. તેમજ નોકર ચાકરને પણ કાંઇ કાંઈ કામ સોંપવું. એને પણ નવરાં થઈ આળસુ બનવા દેવાં નહિ.

૫૨૩ પોતાના ગૃહસંસારને જે ઉપયોગી વાત હોય તેજ સ્વામીને પૂછવી. આખા મુલકની પંચાત કરવાની ટેવ પાડવી નહિ. વળી

સ્વામીને એક વાર કાંઇ વાત પૂછી ને તેનો જો તેમણે જવાબ ન આપ્યો તો ફરી પૂછવી નહિ. અને કોઈ પણ બાબતમાં દુરાગ્રહ કરવો નહિ.

૫૨૪ હીરા મોતીનાં, સુવર્ણનાં કે રૂપાનાં ઘરેણાં એ કાંઇ સ્ત્રીની આબરૂમાં વધારો કરનારાં નથી. સ્ત્રીની આબરૂ વધારનાર ખરાં ઘરેણાં તો તેની પતિભક્તિ, તેની પવિત્રતા, તેની નમ્રતા અને તેની સુજનતા છે.

૫૨૫ સગાંવહાલાં તથા આડોશીપાડોશી સાથે જે વ્યવહાર કરવો તે બહુ સાવધાની અને ડહાપણથી કરવો.

૫૨૬ પોતાના પતિનું, પતિનાં સગાંવહાલાંનું કે ઘરનું વાંકું ક્યારે પણ ન બોલવું. તેમજ પોતાના ઘરની ગરીબાઈ પણ કોઇની પાસે ન ગાવી.

૫૨૭ જો પોતાનો પતિ પરદેશ ગયેલો હોય તો તેમના ઉપર સ્વહસ્તે જ પત્ર લખવો, પણ બીજા પુરુષ પાસે લખાવવો નહિ. તેમજ આવેલો પત્ર પણ પોતેજ વાંચવો. ને જો સ્ત્રી પોતે અભણ હોય તો પોતાનાં વડીલોપર જે પત્રો આવે તેથી સંતોષ માનવો. પરંતુ પરપુરુષની છાયામાં પણ ન અવાય તે માટે સ્ત્રીએ સદા સાવચેતી રાખવી.

૫૨૮ જો પોતાનો પતિ કદિ અનુચિત કામ કરતો હોય તો સ્ત્રીએ નમ્રતા, ધૈર્ય અને સ્નેહભાવ સાથે તેને અટકાવવા વિનતિ કરવી. પરંતુ તે સમયે સભ્યતા અને મધુરતાનો ત્યાગ કરવો નહિ.

૫૨૯ જો પોતાનો પતિ અભણ હોય તો તેને જે ન આવડતું હોય તે વિનય અને નિરભિમાનપણે શીખવવું.

૫૩૦ પતિ પોતાને કરવાના સારા ઉદ્યોગમાં નિશ્ચિંતપણે વળગેલ રહે, ને તેને ઘર સંબંધી કશી ચિંતા કરવી ન પડે, તેવી ઘરની વ્યવસ્થા કરવી; એજ ડાહી સ્ત્રીનું કર્તવ્ય છે

૫૩૧ સ્ત્રીએ પોતાનો સમય શી રીતે ગાળવો છે ? તેની દરેક સ્ત્રીએ વ્યવસ્થા કરવી. કાંઈક દિગદર્શન કરાવવા આ નીચે સમયપત્રક આપીએ છીએ.

(૧) રાત્રિ આશરે એક પહોર રહે ત્યારે પતિની પહેલાં તેણે ઉઠવું.

(૨) ઉઠી પતિના મુખનું દર્શન કરી વંદન કરવું. જો ઘરમાં દળવાનો રીવાજ હોય તો લોટ દળવો.

(૩) પછી દિશા દાતણ કરી શૌચવિધિ કરવી. ચોટલો ગુંથી કપાલમાં ચંદ્રક ( ચાંલ્લો ) કરવો.

(૪) જો ઘણાં દાસ દાસી હોય તો તેની પાસે અને તે ન હોય તો જાતે ઘરનું વાસીદું વાળવા વ્યવસ્થા કરવી. ઉનું પાણી મૂકવાની તથા જળ ભરવા ભરાવવાની પણ વ્યવસ્થા કરવી.

(૫) સ્વામીને દાતણપાણી, સ્નાનાર્થે ગરમ પાણી, સંધ્યાપૂજા કરતા હોય તો તે માટે સામગ્રી વગેરે આપવાં. ને એજ પ્રમાણે સાસુ સસરા વગેરે માટે પણ સમજવું

(૬) જો ઘરમાં બાળકો હોય તો તેમને તેઓને સ્નેહભાવે જાગ્રત કરવાં. તેમને પણ દાતણ કરાવવાં અને સંભાળથી સ્નાન કરાવી નિયમ પ્રમાણે પ્રાર્થનાદિ ધર્મકાર્ય કરાવી કપડાં પહેરાવવાં.

(૭) ભોજનની સામગ્રી કાઢી, સાફ કરી રસોઇ કરવી: પણ જો ઘરમાં રસોઇઓ હોય તો તેના કામપર દેખરેખ રાખી પવિત્રતાથી

રસોઈ કરાવવી. ભોજનનો સમય થાય ત્યારે સાસુ સસરાને, બાળકોને, મેમાનને તથા ઘરનાં સૌને પ્રીતિપૂર્વક ગરમ ગરમ રસોઈ જમાડવી. ને સૌ જમી રહ્યા પછી પોતે જમવું.

(૮) ભોજનશાળા ધોવરાવી કે લીંપાવી પવિત્ર કરાવવી, વાસણો પણ માંજી કે મંજાવી સ્વચ્છ કરાવવાં; અને ત્યારપછી એ વાસણો વગેરેને તેને નિશ્ચિત કરેલ સ્થાને મૂકવાં કે મૂકાવવાં.

(૯) બપોરના સમયમાં પોતાના જ્ઞાનમાં વધારો થાય તેવું કોઇ પુસ્તક વાંચવું; અથવા નાનાં બાળક કે બાલિકાને ભણાવવાનું કે શીખવવાનું હોય તે નિયમિત રીતે શીખવવું. ઘરમાં ખૂટતી વસ્તુઓ મંગાવવી અને થયેલા ખર્ચનો હિસાબ લખવો.

(૧૦) પોતાનાં અને પતિપુત્રાદિનાં જે કપડાં સાંધવા શીવવાનાં હોય તે સાંધવાં શીવવાં. જે દાણો સોવા ઝાટકવા જેવો હોય તે સોવો ઝાટકવો. જે દાણો સળવા લાગ્યો હોય તેને તડકો ખવડાવવો. અઠવાડીઆમાં એક દિવસ ગાદલાં ગોદડાંને પણ તડકો ખવડાવવો. ધોવા જેવાં કપડાં ધોવાં. જો ધોબીને કપડાં ધોવા અપાતાં હોય તો તેનું નામઠામ પૂછી, ગણી તથા નોંધીને આપવાં. ઘરમાં વસ્ત્રો, વાસણો, પેટીઓ, પુસ્તકો અને રાચરચીલાં તપાસી વ્યવસ્થિત ન હોય તો વ્યવસ્થિત કરવાં. ખાટલામાં કે ઢોલીઆઓમાં માંકડીઆં હોય તો ખંખેરવાં અને મકાનને પણ વાળી ઝાડી સ્વચ્છ કરવું; અથવા કરાવવું.

(૧૧) સાંજની રસોઈનો સામાન કાઢી રસોઇ કરવી તથા બાળકો તથા વૃદ્ધો વગેરેને આદરપૂર્વક જમાડવાં.

(૧૨) પતિને સાંજે સંધ્યાવંદનાદિ કરવાનો નિયમ હોય તો તેનાં પાત્રો વગેરે સ્વચ્છ કરી આપવાં. ને જ્યારે તે જમવા પધારે ત્યારે થાળમાં સુશોભિત રીતે ભોજનના પદાર્થો મૂકી, પંખો લઇ તેમને પવન ઢોળવો ( ઉન્હાળો કે જરૂર હોય તો ) તથા પ્રેમભર્યાં મધુર વચનોએ તેમની સાથે વાતચિત કરી આનંદે ભોજન કરાવવું.

(૧૩) ઘરનાં સૌ જમી રહે પછી પોતે ભોજન કરવું.

(૧૪) ભોજનશાળા ધોઇ કે લીંપી સ્વચ્છ કરવી. વાસણો પણ ઉટકી કે ઉટકાવી સ્વચ્છ કરવાં કે કરાવવાં.

(૧૫) કુટુંબનાં બધાં માણસો માટે શયનની વ્યવસ્થા કરવી. અને બાળકો વગેરેને એકઠાં કરી ઇશ્વરના મહિમાની તથા વિવિધ જ્ઞાનની રસભરી વાર્ત્તાઓ કરવી, ને પછી સૌને સૂવાડવાં.

(૧૬) પછી પોતે પતિની સેવા કરવા જવું. પતિની ઇચ્છા હોય તો ચરણો ચાંપવાં, કે પવન ઢોળવો. અને આખા દિવસનો ખરચ તેમને વાંચી બતાવવો. પછી આનંદ થાય તેવો વાર્ત્તાલાપ કરવો. જો પોતાને કાંઇ પુસ્તક સમજવા જેવું લાગતું હોય તો તે સમજી લેવું. અને સ્વામી પોઢી જાય ત્યાર પછી જૂદા પલંગપર પોતે શયન કરવું. અને તે પણ રાત્રિએ પહેરવાનાં વસ્ત્રો પહેરીને શયન કરવું. વસ્ત્રરહિત બની કદિ પણ શયન કરવું નહિ.

સૂચનાઃ—અમે ઉપર જે સમયપત્રક આપેલું છે તે માત્ર દિશા દર્શાવવા માટે છે. અને એ સમયપત્રક સૌને લાગુજ પડે એમ કહેવાનો આશય નથી. તેમાં પોતાની સ્થિતિને અનુસાર ફેરફાર કરવાની આવશ્યકતા જણાય તો ફેરફાર કરવો. પણ યાદ રાખવાનું એટલુંજ છે કે પોતાનો સમય સોનાનાં રજકણો જેવો કીંમતી સમજી તેનો ઉપયોગ કરવો. એક મિનિટ પણ નકામી ગાળવી નહિ. અને ઘરનાં કામમાં આળસ બતાવવું નહિ.

૫૩૨ કોઇ દહાડો પણ સ્વામીથી રીસાવું કે હઠ કરવી નહિ. અને ઘરેણાં કે લૂગડાં માટે કદિ પણ કકળાટ કરવો નહિ. પોતાનો પતિ એજ સ્ત્રીને ઉત્તમોત્તમ આભૂષણ છે. ગમે તેટલાં આભૂષણો હોય તોપણ પતિ વિના તે નકામાં છે, માટે બીજી સ્ત્રીઓનાં વસ્ત્રો કે આભૂષણો જોઇ તે લાવવાનો આગ્રહ કરવો નહિ. અને પતિ પોતાની ઇચ્છાથી જે કાંઇ લાવી આપે તે ઉત્તમોત્તમ સમજી સંતોષ રાખવો.

૫૩૩ જો પોતાને પતિ માન આપે કે સ્નેહ બતાવે તો તેથી પોતે ફુલાઇ જઇ મોઢે ચઢી જવુ નહિ. ને પતિની મરજાદાને કદિ પણ ઓળંગવી નહિ.

૫૩૪ જો કોઇ કામમાં પોતાની ભૂલ થઇ ગઇ હોય તો તે છૂપાવવી નહિ. પણ તરત માની જવી અને ભૂલ માટે માફી માગવી.

૫૩૫ પતિ કોઈ વાર ખીજાઈ જઈ અપમાન કરે, તોપણ સ્ત્રીએ કદિ સામો ઉત્તર આપવો નહિ કે મરજાદા ઓળંગવી નહિ. આથી એની મેળેજ પતિનો ક્રોધ શમી જશે.

૫૩૬ કોઈ દિવસ કોઇની નિંદા કે કૂથલી કરવી નહિ. આ સ્ત્રીની વાત

આ સ્ત્રીને મોંએ કહી સામસામો કજીઓ કરાવવો નહિ. અને પાડોશી કે સગાંવહાલાં સાથે કદિ ઉંચું મન થાય તેવું આચરણ રાખવું નહિ. પણ પેટ મ્હોટું રાખવું.

૫૩૭ પોતાનું ઉઘાડું અંગ, પરપુરુષને ન દેખાય એવી હંમેશાં કાળજી રાખવી. ઘરનાં બારી બારણાંમાં ઉભાં રહી પરપુરુષોને કદિ જોવા નહિ. તેમજ પરપુરુષની વાત કે વખાણ પણ કદિ કરવાં નહિ. પોતાના પતિ જેવો રૂપવાન, ગુણવાન ને કીર્તિમાન પુરુષ બીજો કોઈજ નથી; એવો વિચાર સારી સ્ત્રીએ મનમાં જાગ્રત્ રાખવો.

૫૩૮ પોતાને સંતાન થવાને લોભે મંત્રતંત્ર કરનારા ઢોંગી બાવાઓ, ફકીરો, જતીઓ, ઉંટવૈદો કે એવા ધૂતારાઓની જાળમાં પડવું નહિ. તેમજ પતિને વશ કરવા સારૂ દોરાધાગા કરાવવાના જૂઠા પ્રપંચોમાં પણ લોભાવું નહિ. તમે યાદ રાખજો કે વિનય અને પતિસેવાવડેજ પતિ વશ થાય છે; મંત્રતંત્રવડે પતિ કદિ પણ વશ થતો નથી. તેમજ પતિ અને પરમેશ્વર ઉપર શ્રદ્ધા રાખવાથી જો નશીબમાં હશે તો સંતાન પણ થશેજ. વળી જો સ્ત્રીને સંતાન નહિ હોય તોપણ જો તે પતિવ્રતા હશે તો તે આ લોકમાં કીર્તિ અને પરલોકમાં સુખ પામશે. પણ સંતાન સારૂ કુમાર્ગે ચાલનારી સ્ત્રી આ લોકમાં નિંદાશે ને નરકની અધિકારી થશે. માટે પરપુરુષનું કદિ ચિંતવન પણ કરવું નહિ.

૫૩૯ પતિની ગેરહાજરીમાં કામવાસનાને જાગ્રત્ કરે એવા પદાર્થો કદિ પણ ખાવા કે પીવા નહિ. તેમજ પતિ પરદેશ ગયેલ હોય તો પોતાનું સૌભાગ્ય બતાવવાને જરૂર હોય તેથી વિશેષ અલંકારો પહેરવા નહિ તથા વસ્ત્રોનો પણ ભભકો મારવો નહિ. કેમકે એ

ઠઠારો પરપુરુષના મનને મોહ પમાડનારો થાય છે, ને તેથી વખતે મુશ્કેલીમાં આવી પડવાનો ભય રહે છે.

૫૪૦ સખીઓ કે સાહેલીઓ તરિકે પણ તમે જેને પસંદ કરો તે પવિત્ર, ગુણવાન અને આબરૂદાર હોય તેનેજ પસંદ કરજો. જેની રીત-ભાત ખરાબ કહેવાતી હોય, જે ઈર્ષ્યાળુ કે કજીઆખોર હોય, જે વહેમી અને ઉદ્ધત હોય અને જે પતિનો અનાદર કરનારી હોય તેને છાંયડે પણ તમે ઉભાં રહેશો નહિ. કેમકે નઠારી સંગતિ નઠારા ગુણો પેદા કરે છે. તેમજ નઠારી સંગતિ કરનાર માણસ પણ નઠારૂં હશે એમ જગત્ માને છે.

૫૪૧ પોતાની સખીઓની સાથે પણ નીતિ અને મર્યાદાનું ઉલ્લંઘન થાય એવી વાત કદિ પણ કરવી નહિ. અને જો કોઈ એવી વાત કરે તો યુક્તિથી બીજી વાત કાઢવી, અથવા તો મૌન પકડવું. ને તેમ છતાં એ વાત અટકે નહિ તો કામનું નિમિત્ત કરી ત્યાંથી ઉઠી જવું.

૫૪૨ ગીત ગાવાં હોય તો તે પણ નીતિનાં, ભક્તિનાં, પતિવ્રતાઓનાં ચરિત્રોનાં, અને વિદ્યાકળાનાં ગાવાં. ખુલ્લા શૃંગારના ગરબા કે રાસડા ગાવા નહિ. અને પરપુરુષ સાંભળે એવા ઉંચા સ્વરે તો કદિ કાંઇ ગીતો ગાવાંજ નહિ.

૫૪૩ ભાંડ ભવાયા કે હલકાં નાટકો જોવા જવું નહિ. સ્ત્રી પુરુષોની ધક્કાધક્કી થતી હોય એવાં દેવદર્શનોમાં પણ ભાગ લેવો નહિ. તેમ મેળાખેળા પણ મોટે ભાગે અનીતિનો વધારો કરનાર છે, માટે તેમાં જોડાવું નહિ.

૫૪૪ પોતાના સાસરામાંથી કાંઇ પણ વસ્તુ, પતિ કે સાસરીઆંને પૂછ્યા વિના પોતાનાં પીએરનાં સગાંહાલાંને આપવી નહી.

૫૪૫ સાસરામાંથી કાંઈ લૂગડાં, દાગીના કે પૈસા પીએરમાં લઇ જઇ, ત્યાંથી મારાં માવતરે આ લૂગડાં, દાગીના કે પૈસો આપેલો છે એવું અસત્ય કદિ ન બોલવું.

૫૪૬ સાસરીઆંની વાત પીએરમાં અને પીએરીઆંની વાતો સાસરામાં કરી કદિ પણ કલહ કરાવવો નહિ. ઉલટું બંને પક્ષોની અંદર સ્નેહભાવનો વધારો થાય એવાજ ઇલાજો લેવા. એમાંજ વહુ-દીકરીનું ડહાપણ સમાએલું છે.

૫૪૭ બને ત્યાં લગી સ્ત્રીએ પતિથી દૂર ન રહેવું. નોકરી માટે કે બીજા ધંધા માટે પતિને પરદેશમાં જવાનું થતું હોય તો ત્યાં પણ પતિની સાથે જ જવું. પણ પતિને પરદેશ જતો અટકાવવા હઠ પકડવી નહિ. પતિને જરૂરને કામે પરદેશ જતો અટકાવનારી સ્ત્રી સ્વામીની ઉન્નતિ થતી અટકાવે છે. અને પતિની સાથે પરદેશ ન જનારી સ્ત્રી સાધ્વી ગણાતી નથી. સતી સીતાજીનો દાખલો આ બાબતમાં ખાસ સ્મરણમાં રાખવા જેવો છે. જ્યારે કૈકેયીએ દશરથ રાજાને વરદાનો આપવાનો આગ્રહ કર્યો ને દશરથરાજા વચને બંધાઇ જતાં રામચંદ્રજીને વનમાં જવાનો પ્રસંગ આવી પડયો, ત્યારે સીતાજીએ તેમને સાથે તેડી જવા વિનતિ કરી. રામચંદ્રે સીતાજીને કહ્યું કે વનમાં ખાવાપીવાનું મળવાનો પૂરો સંભવ નથી. વળી ત્યાં રહેવાને જંગલ છે, સૂવાને માત્ર ભોંય છે, પહેરવાને માટે ઝાડની છાલ છે, ચાલવાને કાંટા કાંકરાવાળી—પર્વતવાળી વગડાની જમીન છે. ટાઢ, તાપ અને વરસાદ વેઠવાનાં છે. નદીનાળાં ઓળંગવાનાં છે. હૃદયને ધ્રૂજાવે એવી સિંહની, વાઘની અને હાથીની ગર્જનાઓ સાંભળવાની છે. માટે વનમાં સાથે ન આવતાં તમે અહીંઆં રાજ્યમાંજ રહો; અગર

તમારે પિએર પધારો. મ્હારી સાથે આવવાથી તમને દુઃખ થશે. ત્યારે સીતાજીએ જે ઉત્તર આપેલો છે તે સાધ્વી સ્ત્રીઓએ સદા મોંએ ગોખી રાખવા જેવો છે. સીતાજીએ કહ્યું કે:—

दोहा.

प्राननाथ ! करुनायतन । सुन्दर सुखद सुजान !
तुमबीन रघुकुलकुमुदविधु, सुरपुर नरकसमान.

चोपाइ.

मातपिता भगिनी प्रियभाइ । प्रिय परिवार सुहृदसमुदाइ ॥
सासु ससुर गुरु सुजन सहाइ । सुत सुंदर सुशील सुखदाइ ॥
जहँलगी नाथनेह अरू नाते । प्रिय बिन तियहिं तरनितें ताते ॥
तन धन धाम धरनि पुर राजू । पतिबिहीन सब शोकसमाजू ॥
भोग रोगसम भूषन भारू । जमजातना सरिस संसारू ॥
प्रानन थ! तुम बिन जगमांहि । मोकहँ सुखद कतहुँ कोउ

जियबिन देह नदी बिन बारी । तैसिय नाथ! पुरूष बिन नारी ॥
नाथ ! सकल सुख साथ तुम्हारे ! सरद विमल विधुवदन

दोहा.

खग मृग परिजन नगर वन, वल्कल विमल दुकूल ।
नाथ साथ सुरसदन सम, पर्नसाल सुखमूल ॥

चोपाइ.

बनदेवी वनदेव उदारा । करिहैं सासुससुर सम सारा ॥
कुसकिसलय साथरी सुहाइ । प्रभुसंग मंजुमनोज तुराई

कंदमूळफल अमीय अहारू । अवध सौंध सत सरिस पहारू ॥
छिन छिन प्रभुपदकमल विलोकी । रहि हौं मुदित दिव-
म जिमि कोकी ॥
वनदुख नाथ कहे बहुतेरे । भयविषाद परिताप घनेरे ॥
प्रभुवियोग लवलेश समाना । होहिं न सबमिलि कृपानिधाना॥
अस जियजानि सुजान सिरोमनि ! । लेइय संगमोहि छांडिय
जनि ॥
बिनती बहुत करौं का स्वामी ! । करूनामय ! डरू अंतर-
जामि ! ॥

दोहा.

राखिय अवध जो अवधिलगी, रहत जानिये प्रान ।
दीनबंधु सुंदरसुखद, सीलसनेह निधान ॥

ઉપરના **તુલસીકૃતરામાયણના** ભાગનું ભાષાંતર એક ભક્ત-પુરુષે કવિતામાં જ કરેલું છે. ને તે કેટલેક અંશે સારૂં લાગવાથી આ નીચે અપાય છે.

( "રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં" એ રાગ )

સુણી આમ શીખામણ રામની, બોલ્યાં સીતા આંખે ભરી નીર,
છોડી બધી ધીર,—સાથે રાખો સ્નેહથી......
સ્વર્ગલોક તમારા વિના પતિ ! મને નરકના જેવું જણાય,
વ્હાલા રઘુરાય !—સાથે રાખો સ્નેહથી......
માત તાત બ્હેન અને ભ્રાત તે, વળી કુટુંબ અને પરિવાર,
ન સુખનાં દેનાર—સાથે રાખો સ્નેહથી......

સાસુ સસરો ને અન્ય બીજાં સગાં, રહે સુખમાં સંબંધીનો સાથ,
મ્હને મ્હારા નાથ!—સાથે રાખો સ્નેહથી....
હોય સુખનાં સાધન છો બીજાં બધાં, પતિવિણુ આપે નહિ એ સુખ,
દારૂણુ દિયે દુઃખ—સાથે રાખો સ્નેહથી....
બધા ભોગ તે રોગ સમાન છે, લાગે ઉમદા ભૂષણુ મ્હને ભાર,
ન ખોટું લગાર—સાથે રાખો સ્નેહથી....
નાથ! તમ વિણુ મુજને આ જગતમાં, નથી ક્યાંઇ કો વાતમાં સુખ,
દેખું બધે દુઃખ—સાથે રાખો સ્નેહથી....
જેમ જીવવિણુ કાયા શોભે નહિ, લાગે નાથ વિના એવી નાર,
કહું વારવાર—સાથે રાખો સ્નેહથી......
જેવી જળ હીણી નદીનો દેખાવ છે, જાણો એવી નારી વિણુ નાવ,
નહિ સુખ લાવ—સાથે રાખો સ્નેહથી......
પશુ પક્ષી સગાં સમ લાગશે, વન લાગશે નગર સમાન,
કૃપાના નિધાન—સાથે રાખો સ્નેહથી......
જાણું વલ્કલ રેશમી વસ્ત્ર છે, ગણું ઝુંપડી દેવનું ધામ,
કૃપાળુ હે રામ!—સાથે રાખો સ્નેહથી......
વનદેવી અને વનદેવતા, સાસુ સસરાનું સારશે કામ,
હે સુંદરસ્યામ!—સાથે રાખો સ્નેહથી......
સ્વામી! દર્ભને સુખની શય્યા ગણું, કંદમૂળ ને અમૃત આહાર,
ગણું પ્રાણાધાર!—સાથે રાખો સ્નેહથી......
મ્હને પ્હાડ મ્હેલો સમ લાગશે, વન મનથી માનીશ હું શહેર,
કરી પ્રભુ મ્હેર—સાથે રાખો સ્નેહથી......

કદિ વનનાં જો દુઃખો ભેગાં મળે, તમ વિરહના દુઃખનો એક,
આનો નથી છેક—સાથે રાખો સ્નેહથી......
ચૌદવર્ષ સુધી રહું જીવતી, એવી ખાતરી હોય જો ઉર,
પધારો જરૂર—સાથે રાખો સ્નેહથી.......
ફાટે ઉર વિરહનું વિચારતાં, તેમાં ટકશે કહો કેમ પ્રાણ?
રઘુકુળ ભાણ!—સાથે રાખો સ્નેહથી.......
એમ કહીને સીતા ધરણી ઢળે, કહે છગન પડી પ્રભુ પાય,
ઉંડું સંભળાય—સાથે રાખો સ્નેહથી.......

( સંગીત રામાયણ. )

૫૪૮ પતિની મુખમુદ્રા ઉપરથી તેમના મનોભાવો કળવાનો અભ્યાસ કરવો. અને એ મનોભાવોને અનુસરી પોતાનું વર્તન રાખવું. કહ્યા પછી કામ કરનાર કરતાં મનની ઇચ્છા સમજી જઇ કામ કરનાર ઉપર સૌની વધારે પ્રીતિ થાય છે એ ભૂલવું નહિ.

૫૪૯ પતિ બોલાવે ત્યારે લાખો કામ પડતાં મૂકીને પણ તેમની પાસે હાજર થવું. અને પતિનું કામ તો બનતાં લગી હાથે જ કરવાની ટેવ પાડવી.

૫૫૦ જ્યારે સ્ત્રીને ઋતુદર્શન ( અટકાવ ) થાય ત્યારે નીચે પ્રમાણે વર્તવું.

(૧) ઘવાએલા દરદીની જેટલી સંભાળ રખાય છે. તેટલી સંભાળ પોતાના શરીરની અટકાવવાળી સ્ત્રીએ રાખવી.

(૨) ખટાશવાળી વસ્તુઓ, ખાંડ અને ટાઢો ખોરાક ખાવો નહિ. પણ રજસ્વળા સ્ત્રીએ સાદો હલકો ખોરાક લેવો. ખાટા પદાર્થો ખાવાથી ખેંચતાણ, થઇ આવવાનો સંભવ છે. વળી અજીર્ણ થાય એવો ખોરાક પણ ન લેવો.

(૩) ચાર દિવસ લગી ખાવાપીવાના કોઇ પદાર્થને કે વસ્ત્રોને અડવું નહિ.

(૪) કપડાં ધોવાની આળસે શિયાળાની ઠંડીમાં પૂરતાં કપડાં વિના રહેવું નહિ. તેમજ છોડપર કે ગંદકીવાળી જગોએ પણ રહેવું નહિ. ભીની જમીન ઉપર બેસવાથી, ભીનાં કપડાં પહેરી રાખવાથી ને ઠંડો પવન લેવાથી ઋતુ અટકવાનો સંભવ છે. ને તેથી ગર્ભાશયમાં સોજો ચડવાનો ભય છે.

(૫) થાક લાગે એવી મહેનત પણ કરવી નહિ; જુલાબ લેવો નહિ, ફીકર ચિંતા કરવાં નહિ, રૂદન કરવું નહિ, બીજી રજસ્વળા સ્ત્રીનો પણ સ્પર્શ કરવો નહિ તેમ ઘોડા ઉપર કે ગાડી ઉપર બેસવું નહિ.

(૬) પતિનો સંગ, તેલમર્દન, સ્નાન, દેવપૂજન, અતિશયહાસ્ય, અને સુવાવડીનો સ્પર્શ વગેરે પણ કરવાં નહિ. પણ પ્રસન્ન મન રાખી પવિત્રવિચારો કરવામાં ત્રણે દિવસો વીતાડવા.

(૭) રજસ્વલા સ્ત્રીએ કોઇ સારી સ્વચ્છ જગ્યામાં એકાતમાં રહેવું. વળી ગંધાતાં મેલાં કપડાં પહેરવાં નહિ. અને અટકાવના દિવસોમાં પુરુષનું મોં જોવું નહિ. જો ન છુટકે સ્નાન કરવું પડે તો જળમાં બેસી સ્નાન કરવું નહિ. પણ જૂદા વાસણમાં ગરમ પાણી લઇ સ્નાન કરવું. ને ઠંડો પવન ન લાગે માટે કોરા વસ્ત્રો પહેરી લેવાં.

(૮) રજસ્વળા સ્ત્રીએ ચોથો દિવસ થાય ત્યારે સૂર્યોદય થયા પહેલાં બે અઢી કલાક અગાઉ ઉઠી કપડાં વગેરે બોળવાં. માથે ન્હાવું અને ગરમ પાણીથી સ્નાન કરવું. અને સૌ પહેલાં પોતાના પતિનું મુખ જોવું.

૫૫૧. ઋતુદર્શન પછી ચાર દહાડા છોડી અગિયાર દિવસની અંદર સ્વામી-સંયોગ કરવો. એ સંયોગમાં પણ આઠમો દિવસ, પર્વણિના દિવસો અને એકાદશી જેવા પવિત્ર દિવસો છોડી દેવા.

अ:—મૈથુન કરવું એ પ્રજા ઉત્પન્ન કરવા વાસ્તે જ છે, એ ભૂલવું નહિ. જે આ હેતુ ભૂલી જાય છે અને વિલાસ માટે વારંવાર નિષ્પ્રયોજન મૈથુન કરે છે, તેમનું આયુષ્ય ઘટી જાય છે. તેમ જ તેમનાં શરીરો અનેક રોગવાળાં બને છે.

ब:—ભોગકાલે સ્ત્રીપુરુષ બંનેએ મનમાં આનંદ અને પવિત્ર ભાવના રાખવી.

क:—સંભોગકાલે પુરુષની જમણી નાસિકામાંથી પવન ચાલતો હોય ને સ્ત્રીના ડાબા નસકોરામાંથી પવન ચાલતો હોય તો ગર્ભોત્પત્તિમાં લાભકારક છે.

ड:—સંભોગકાલે સ્ત્રીપુરૂષે સુંદર વસ્ત્રાભૂષણોથી સુસજ્જીત થઇ રતિકેલિ કરવી; પણ તદ્દન અમર્યાદિતપણે રતિકેલિ કરવી નહિ.

इ:—રતિગૃહ પણ સુંદર, સુગંધભર્યું, શાંત અને ચિત્તાકર્ષક હોવું જોઇએ.

फ:—સંભોગ કાળે સ્ત્રીએ પતિનો ચહેરો નિહાળ્યા કરવો.

ग:—મૈથુનને અંતે સ્નાન કરી બંનેએ પવિત્ર થવું. અને સગવડ હોય તો બદામ અને શર્કરા નાંખેલું કઢેલું દૂધ પીવું.

ह:—યાદ રાખવું કે રાત્રિનો બીજો પહોર એજ સંભોગનો સમય છે, મૈથુનકર્મ કદિ દિવસે કરવાનું નથી.

आइ:—આ વિષે કેટલીક સૂચનાઓ કલમ ૨૯૮ માં કરેલી છે તે જોવી.

૫૫૨—ગર્ભ રહ્યા પછી સ્ત્રીએ ખાસ સાવચેતી રાખવાની છે. ઘણો શ્રમ કર્યો હોય એવું શરીર થાકી જાય, વારંવાર પાણી તરસ

લાગે, પેડુની નીચેના ભાગમાં થડકારા થાય, સુગંધવાળી વસ્તુઓમાં દુર્ગંધી આપે, આંખની પાંપણો સામસામી ચોંટી જાય અને પગની પીંડીમાં દુખાવો થાય ત્યારે સ્ત્રીએ સમજવું કે આ ચિન્હો ગર્ભ રહ્યાનાં છે. આ સિવાય કેટલાંક ચિન્હો તો પ્રત્યક્ષ છે. જેમકે જેને ગર્ભ રહ્યો હોય તેને ઋતુ આવવાનું બંધ થાય છે. સ્તનની ડીંટડી પહેલાં ફીકી અને પછી કાળી થાય છે. શરીર ફીકું થતુ જણાય છે, ભાવાઅભાવા થાય છે એટલે કે જૂદી જૂદી વસ્તુઓ ખાવાનું, જૂદાં જૂદાં વસ્ત્રાભૂષણો પહેરવાનું, જૂદાં જૂદાં સ્થાનો જોવાનું અને સારી સારી વાતો સાંભળવાનું મન થાય છે. અમુક મહિના થતાં પેટનું વધવું અને પેટમાં ગર્ભનું ફરવું થાય છે, એ તો જાણીતી વાત છે. કોઈ કોઈ સ્ત્રીઓને ગર્ભ રહેતાં જ ઉલટી અને મોળ જણાય છે. આવે વખતે ગર્ભવંતીએ નીચે પ્રમાણે સાવચેતીઓ રાખવી.

(૧) માટી, રાખ, કાંકરા, કોયલા, આંબલી, બોર, ખારા વગેરે ખાવાનું મન થાય તોપણ કદિ ખાવાં નહિ.

(૨) મનમાં સદા પવિત્ર વિચારો કરવા. અથવા પોતાની સંતતિ જેવી કરવા ઇચ્છા હોય તેવા વિચારો કરવા. જો પોતાની સંતતિને ધાર્મિક કરવાની ઇચ્છા હોય તો ધાર્મિક પુરુષોનાં જીવનચરિત્રો સાંભળવાં અને મનન કરવાં. જો પોતાની સંતતિને શૂરવીર જોવાની ઇચ્છા હોય તો શૂરવીર પુરુષો કે સ્ત્રીઓનાં જીવનચરિત્રો સાંભળવાં અને વિચારવાં અને પોતાની સંતતિને વિદ્વાન્ બનાવવાની ઇચ્છા હોય તો વિદ્વાનજનોનાં ચરિત્રોનું મનન કરવું.

(૩) આખો દિવસ આળસુપણે પડયા રહેવું નહિ; પણ શરીરથી સહન થાય એટલું હરવું ફરવું તથા ઘરનું કામકાજ કરવું. કેમકે પડયાં રહેવાથી જણતી વખતે ઘણું હેરાન થવું પડે છે.

(૪) ઘરમાં ગોંધાઈ રહેવું નહિ, પણ વારંવાર ખુલ્લી હવામાં ફરવું.

(૫) અજીર્ણ થાય એટલો ખોરાક લેવો નહિ. તેમજ ઝાડા થઈ જાય એવી વસ્તુઓ પણ ખાવી નહિ.

(૬) પુષ્કળ મરચાં કે તેલ હોય એવા પદાર્થો ખાવા નહિ. કેમકે એથી ઉનવા, ઉધરસ અને મૂત્રકૃચ્છ ( મૂત્ર આવતું બંધ થવાનો ) સંભવ છે.

(૭) પૌષ્ટિક ખોરાક લેવો; પણ તે પેટ તણાય કે અપચો થાય તેટલો નહિ.

(૮) ગર્ભવંતી સ્ત્રીએ અપવાસ કરવો નહિ, કેમકે તેથી ગર્ભને પોષણ મળતું બંધ થતાં હાનિ થવાનો સંભવ છે.

(૯) ટાઢું સડી ગએલું, ગંધાતું, લૂખું, કાચું કે અતિશય ખારૂં ભોજન જમવું નહિ. તેમજ અતિશય ઉનું ભોજન પણ જમવું નહિ.

(૧૦) પોતાની મરજી થાય તે પદાર્થ ખાવો નહિ, પણ જે પદાર્થ નુકસાનકારક ન હોય તેજ ખાવો.

(૧૧) ઉજાગરો કરવો નહિ.

(૧૨) મનને ઉશ્કેરે એવી વાતો કરવી નહિ. તેમ જ ચિંતા, કલેશ, રૂદન કે કંકાસ પણ કરવાં નહિ. ભયંકર અકસ્માતો પાસે જોવાં ઉભાં રહેવું નહિ.

(૧૩) ગરમ વસાણું ખાવાં નહિ. અને જરૂર પડે તો લાયક વૈદ કે ડાક્તરની સલાહ લેવી.

(૧૪) ગર્ભવંતી સ્ત્રીએ દોડવું નહિ, તથા નુકસાન થાય તેટલો ભાર ઉપાડવો નહિ.

ઉપર લખેલી ઝીણી ઝીણી બાબતોનું ધ્યાન રાખવામાં આવશે તો ગર્ભવંતીને જણતી વખતે થોડી પીડા થશે. ને બાળક સહેલાઇથી અવતરશે.

૫૫૩ ગર્ભવંતીને સૂવાવડ આવવાનો સમય હોય ત્યાર પહેલાંથીજ સૂઈ પાણી, સૂતિકાગૃહ (સૂવાવડ કરવાનો ઓરડો,) સૂવાવડીને ખવરાવવાનાં ઓસડો, (સૂંઠ, ઘી વગેરે) નાળ કાપવાનું શસ્ત્ર, ગળથૂલી (બાળકને પાવાના પદાર્થો—ગોળ, પાણી, કસ્તૂરિ વગેરે) તૈયાર રાખવાં, આ પ્રસંગ વિષે તેમજ બાલકને સંભાળવા વિષે કેટલીક સૂચનાઓ નીચે અપાય છે.

(૧) સૂઈઆણી પોતાના ધંધામાં નિપુણ, બુદ્ધિમાન અને સુઘડ હોવી જોઇએ. તેમજ આપત્તિ વખતે તે પોતે ન ગભરાતાં પ્રસૂતાને હિંમત આપે એવી હોવી જોઈએ.

(૨) સૂવાવડ કરવાનો ઓરડો બિલકુલ હવા ન આવે કે અંધારૂં રહે એવો હોવો ન જોઇએ. તેમજ એ ઓરડો અતિશય હવા આપે એવો પણ ન જોઇએ.

(૩) નાળનો સંબંધ બાળકની ડૂંટીથી આરંભી ગર્ભાશયમાંની ઓર લગી હોય છે. જયારે બાળક એની માતાના ગર્ભસ્થાનમાં હોય છે ત્યારે એ ઓરમાંથી નાળદ્વારા લોહી બાળકના શરીરમાં જાય છે. અને લોહીનું વહન થાય છે. નાળમાં શુદ્ધ લોહી જવાની અને અશુદ્ધ લોહી પાછું મા-

તાના શરીરમાં સુધરવા જવાની એવી બે નસો હોય છે. હવે એ નાળ કાપતાં સાવધાની રાખવી કે બાળકનું લોહી નાળ રસ્તે નકામું બહાર નીકળી ન જાય. એનો ઉપાય એ છે કે બાળક જન્મ્યા પછી નાળમાં જે લોહી હોય તે બાળકના શરીર ભણી ધકેલવું. આ ક્રિયાને નાળ નીચોવવું કહે છે. ત્યારપછી કોમળ સૂત્રવડે નાળને ચાર ચાર આંગળને છેટે બે ઠેકાણેથી બાંધી લેવું અને તે બંધનની વચમાં કાપ મૂકી નાળ વધેરવું. જેથી લોહી નીકળવા પામશે નહિ. તેમ ગર્ભમાં બીજું બાળક હશે તોપણ હરકત આવશે નહિ.

(૪) જન્મેલા બાળકના મુખ અને ગળાનો ભાગ અસ્વચ્છ હોય છે તે સાફ કરવો. જો બાળકનો શ્વાસોચ્છ્વાસ ચાલતો ન હોય તો મુખ સાફ કરી તેના ગળામાં તેની કોઇ સગીએ ફુંક મારવી કે હાથ ઊંચા નીચા કરવા એટલે ફેફસાં ચાલવા માંડશે. જો બાળક ઠંડુ પડી ગયું હોય તો શેક કરવો અને કોકાવાયા પાણીએ તેને નવરાવવું.

(૫) જન્મેલા બાળકનાં અંગો ઘાટીલાં થાય માટે પોચે પોચે હાથે તેને દાબવાં. સોનાની સળીવડે ઘી અને મધ જરાજરા ચટાડવાં. ગળગુલી પાવી અને પછી ધવરાવવું.

(૬) બાળકના જન્મ વખતે પુરુષવર્ગે જાતકર્મ સંસ્કાર અથવા પોતાના ધર્મની વિધિ કરવી.

(૭) પ્રસૂતાને પહેલે દહાડે કશો ખોરાક ન આપવો. માત્ર પીંપળીમૂળને પાણીમાં ઉકાળી તેનું પાણી જ પીવા માટે આપવું.

અને ક્રમે ક્રમે સાદા અને પૌષ્ટિક ખોરાક આપવાની રીતિ રાખવી.

(૮) જણનારીને અનુકૂળ પડે તો ત્રીજે અગર ચોથે દિવસે શરદી ન લાગે તેવી સાવચેતીએ ગરમ પાણીએ સ્નાન કરાવવું. સૂતિકાગૃહ સ્વચ્છ, ધૂમાડા વિનાનું, અંધારા વિનાનું અને થોડી થોડી હવા આવ જા કરે તેવું રાખવું. ગંધાતા પદાર્થો ત્યાં રહેવા દેવા ન જોઈએ.

(૯) નવ નવ દિવસને આંતરે પ્રસૂતાને [ જણનારીને ] સ્નાન કરાવવું. આ વખતે તેને શરદી ન લાગે તેને માટે પુષ્કળ સાવધાની રાખવી.

(૧૦) જન્મને બારમે દિવસે સગાંસંબંધીને બોલાવી બાળકનું નામ મુકરર કરવું. સમયે નામકરણ નામનો સંસ્કાર પણ કરવાનો હિંદુઓએ પોતાના ધર્મ પ્રમાણે રિવાજ રાખવો. મુસલમાન કે બીજી જાતનાએ પોતાના રિવાજ પ્રમાણે કરવું.

(૧૧) જો જણનારીના સ્તનમાં બાળકનું પોષણ થાય એટલું દૂધ આવતું નહોય તો બકરીનું દૂધ રૂના પૂમડાવડે અથવા શીશીવડે બાળકને પાવું. જો ધાવ રાખવાની શક્તિ હોય તો જે સ્ત્રીનું બાળક, આ બાળક જેટલીજ ઉંમરનું હોય તથા જે સ્ત્રી રોગરહિત હોય તેવી સ્ત્રીને ધાવ તરિકે રાખવી. ધાવ સ્વજાતિની, સ્વચ્છ, પ્રેમાળ અને સંતોષી જોઇએ.

(૧૨) છ માસ થયા પછી બાળકને જરા જરા અન્નચાટણ કરાવવાનો મહાવરો પાડવો.

(૧૩) પ્રભુએ આપેલાં અમૂલ્ય દાનોમાંનું એક દાન આપણને આપેલાં બાળક છે, એ આપણે કદિ પણ ભૂલવું નહિ; તે માટે એની પુષ્કળ કાળજી રાખવી. કાળજી ન રાખવાથી કેટલીક સ્ત્રીઓનાં બાળકોને બિલાડાં ઉપાડી જાય છે. કેટલીકનાં બાળકોનાં બિલાડીઓ નાકકાન કરડી જાય છે. આવી હકીકતો બાળકો માટે માબાપોની ઓછી કાળજી બતાવે છે. એ સમજાવવાની જરૂર નથી.

(૧૪) નાના બાળકને ન્હવરાવવામાં પણ બહુજ સંભાળ રાખવી; કેમકે નાના બાળકનું શરીર અતિશય કોમળ હોય છે. એક સારી લાંબી માંચી ઉપર કેટલાંક લૂગડાં પાથરી સુંવાળું બનાવવું. તેનાપર બાળકને સૂવાડવું. અને ન્હવરાવનારે પોતાના હાથમાં સાબુનાં ફીણ ઉતારી ધીરે હાથે તે બાળકને શરીરે ઘસવું. બાળકનું માથું લચી ન જાય, તેનાં નાક, મોં અને આંખોમાં સાબુ ન જાય, અને નવરાવનારના ખડબચડા હાથ અને કઠણ હાડકાં બાળકને ન ખૂચે તેની પણ પૂરતી સંભાળ રાખવી. પછી બાળકને નવશેકા પાણીથી નવરાવવું. નવરાવતી વેળા બાળકને ઠંડો પવન ન લાગે તેની સાવચેતી રાખવી. નવરાવ્યા પછી કોરા લૂગડાના સ્વચ્છ કકડાથી બાળકનું શરીર લૂછવું. જો શિયાળો હોય તો બાળકથી થોડે દૂર સગડી સળગાવેલી રાખવી. આથી ઓરડાની ગરમ હવાએ બાળકના શરીરમાં જોઇતી ગરમી આવશે.

અ બાળકને કેમ નવરાવવું? એ પણ ઘણાં બૈરાં જાણતાં નથી. બાળક બિચારૂં "ઉંવા" "ઉંવા" કરી પોતાનું

દુ:ખ ગાતું જાય, એના રડવા ઉપર લેશ પણ ધ્યાન આપ્યા વિના બિલાડીનું બચ્ચોલીઉં ઝાલ્યું હોય એમ ન્હરાવનારીએ બાળકને ગમે તેમ ઝાલ્યું હોય ! અથવા કાથીની દોરીઓ ખૂચે એવી માંચીમાં બાળકને નાંખ્યું હોય! અને બે ઉના કે ટાઢા પાણીના લોટા ભરીને બાળકના ઉપર ઢોળવામાં આવે ! એવી રીતે બાળકને ન્હરાવતાં જોવામાં આવે છે ! આથી બાળકના કોમળ શરીરને ઘણું વસમું લાગે છે. વખતે એના હાથપગ મરડાઈ જાય છે; એની કોમળ ચામડી છોલાઇ જાય છે કે લાલ થઇ જાય છે, અને કાંતો એને શરદી થઈ જાય છે કે દાઝી જાય છે. આમ થવું ન જોઇએ.

(૧૫) બાળકને ઝભલાં પહેરાવવાં તે એવાં હોવાં જોઈએ કે તે સહેલાઇથી પહેરાવી શકાય કે કાઢી શકાય. વળી તે કપડાં ખૂલતાં હોવાં જોઈએ. તંગ કપડાં બાળકના ખીલતા શરીરને હાનિ કરનારાં છે.

(૧૬) "ફૂલાણી બાઇડીએ છેડો અડાડયો, તેથી મ્હારૂં બાળક ભરાઇ ગયું" એવાં વચનો બોલતાં આપણે ઘણી સ્ત્રીઓને સાંભળીએ છીએ પણ એ વહેમ છે. ઉધરસ કે વરાધવાળા બચ્ચાનો શ્વાસોચ્છ્વાસ બીજા સાજા બચ્ચાના શ્વાસોચ્છ્વાસ સાથે મળે તો સાજા બચ્ચાને ઉધરસ કે વરાધ થવાનો સંભવ છે. ને તે વાસ્તે માતાએ સાવચેતી રાખવાની ના નથી. પણ "છેડો અડયાથી" બાળક માંદું પડતું નથી માટે એવા વહેમો રાખવા નહિ.

(૧૭) ન્હાના બાળકનું શરીર ઘણું કોમળ હોય છે. શિયાળો, ઉનાળો અને ચોમાસું એ ઋતુઓની અસરો એને તુરત થાય છે. ને તેથી ઝાડો, તાવ, ઉધરસ વગેરે થઇ જાય છે, પણ તેથી ગભરાઈ જઇ ઘણી વહેમી સ્ત્રીઓ "ફલાણીએ મારા બાળકને જાદુ કર્યું" "ફલાણીની મારા બાળકને નજર લાગી" એમ ધારી લે છે. ને તેની સાથે લડાઈઓ કરે છે. આવા વહેમો ખોટા છે. નજર લાગવાનો વહેમ ખોટો છે તેમજ જાદુ નામની કાંઈ વિદ્યાજ નથી.

(૧૮) "રાઈમીઠું" દેવતામાં અમથું નાંખવામાં આવે તોપણ "તડતડ" અવાજ કરી બળે છે, ને વાડકામાં દેવતા ભરી થાળીમાં ઉંધો પાડી છાણપાણી કરવામાં આવે તો ઉપરની હવાના દબાણે તે થાળીમાં ચોંટી જાય છે. એમાં નવાઈ પામવા જેવું કાંઇ નથી માટે એ ક્રિયાઓ સાથે નજર લાગવાના ખોટા વહેમને જોડશો નહિ.

(૧૯) ન્હાના બાળકને અફીણ કે અફીણવાળી બાળાગોળીઓ કદિ પણ ખવરાવશો નહિ. એવો કેફ કરાવતાં બાળકને ઘણું નુકસાન થાય છે. પોતાને કામ કરવાનો વખત મળે તે સારૂ, બાળકને રમાડવાની તસ્દી ન પડે તે સારૂ કે બાળાગોળી ખવરાવવાનો રિવાજ છે તે પાળવા સારૂ ઘણી સ્ત્રીઓ બાળકોને બંધારણ કરાવે છે. આથી કેફમાં પડેલું બાળક હાથપગ હલાવી પૂરતી કસરત કરી શકતું નથી; અને ઇંદ્રિયોથી જે જ્ઞાન મેળવવાનું છે તે પણ મેળવી શકતું નથી. કેટલીક વાર તો આવાં બાળકો મૂર્ખ પણ રહી

જાય છે. ને કેટલીક વાર તો હદ કરતાં વધારે અફીણ આપતાં બાળકો મરી પણ જાય છે.

(૨૦) ન્હાનું બાળક જો રડતું હોય તો શા માટે રડે છે? તે તપાસવું જોઇએ. પોતાને કાંઇ મુસ્કેલી આવે તો તે બતાવવા સારૂ રડવું **એજ બાળકની ભાષા** છે. પણ બાળક રડે એટલે તે ભૂખ્યું થયું હશે; એમજ સ્ત્રીઓ સમજી લે છે. ને તેને તરત ધવરાવવા લાગે છે. વારંવાર ધવરાવવાથી બાળકને અપચો થવાનો સંભવ છે. માટે ધવરાવવાનું પણ બે બે કલાકને અંતરે નિયમિત રીતે થવું જોઇએ.

(૨૧) પૈસાદાર માણસો બાળકોને ઉછેરવા સ્ત્રી કે પુરુષ નોકરો રાખે છે; અને પછી તે માટે પોતે બેદરકાર રહે છે. એ રીત પસંદ કરવા લાયક નથી. એ ચોક્કસ યાદ રાખવું કે નોકર ગમે તેટલો સારો હોય તોપણ તેના મનમાં બાળકનાં સગાં માતાપિતા જેવું વ્હાલ ઉપજવાનું નહિજ. તે ગમે તેટલો કૃત્રિમ પ્રેમ ઉપજાવે પણ તે સ્વાભાવિક પ્રેમ જેવો થઈ શકેજ નહિ. હા, એ નોકરોને નારજ છે, પણ તે પેલાં બચ્ચાંની નહિ, પોતાના પગારની!! નોકરવર્ગ માબાપ દેખતાં ગમે તેટલો સ્નેહ બતાવે, પણ એ સ્નેહ અંતરનો છે; એમ સમજશોજ નહિ. કેટલાક હલકા નોકરો તો બચ્ચાંને બહાર લઇ જઈ ગાળો ભાંડતા કે મારતા જોવાનાં આવે છે. કેટલાક હલકા નોકરો બહાર લઇ જઇ બચ્ચાંને ગમે તેવા હલકા શબ્દો બોલાવે છે કે હલકી ચેષ્ટાઓ શીખવાડે છે. પોતાની ગફલતને લીધે

બાળક પડી ગયું હોય તો હલકા નોકરો એ વાતો મા-બાપથી છૂપાવે છે. કેટલાક નોકરો બચ્ચાંને "કૂવામાં નાંખી દઈશ" એમ કહી ધમકાવે છે. આ વાતમાં લેશ પણ અતિશયોક્તિ સમજશો નહિ. જે છોકરાં માતાના શુદ્ધ પ્રેમ નીચે ઉછરે છે ને જે છોકરાં નોકરચાકરોને હાથે ઉછરે છે તેમાં આસમાન જમીન જેટલો ફેર છે; એ કદિ પણ ભૂલશો નહિ. સજ્જન ગૃહસ્થો! આપને નમ્રપણે એટલું કહેવાની રજા લઉં છું કે આપ નાણાંની કોથળી કે દાગીનાનો દાબડો નોકરને સોંપતાં અચકાઓ છો; તો એના કરતાં અપાર કિંમતનાં બાળકો જે તમને તમારાં લોચનની કીકીઓ જેવાં ને તમારા પ્રાણના જેવાં વહાલાં છે તેને નોકરોના હાથમાં સોંપતાં તમે કેમ અચકાતા નથી? પ્રભુએ તમને માતાપિતા બનવાની અમૂલ્ય તક આપી છે તે તકને તમે જાતેજ અદા કરી. ભાડુતી માણસોથી કામ લેશો માં.

(૨૨) "દીકરો મોંઘો ગણાય ને દીકરી નકામી ગણાય" એવો વિચાર મનમાં કદિ પણ લાવવો નહિ. ઈશ્વરે જે કૃપાનું દાન આપેલું છે તેને મહા મોંઘું ગણી માથે ચડાવવું. અજ્ઞાન માબાપો દીકરીને તુચ્છ ગણે છે. જો દીકરીનો જન્મ થાય તો તેઓ ઉદાસ થાય છે ને દીકરો આવે તો રાજી થઈ સાકરો વહેંચે છે. દીકરો માંદો પડે તો તેને માટે ઘરનાં તમામ માણસો ઉભાં સૂકાય છે ને દીકરી સાજી સારી હોય તોપણ "મૂઈ રાંડ, એને તો પ્હાણાએ પડતા નથી." એવા શબ્દો કહે છે. લાડમાં પણ કહે છે

કે "તમે આડી ચૂંદડી ઓઢશો કે ઉભી?" "હવે મરો; તમે ઘણું જીવ્યાં." આવા શબ્દો છોડીને માટે ઉચ્ચારે છે. દીકરા જણનારી વહુનાં માન વધે! અનેદી કરી જણનારી વહુ અભાગિણી લેખાય! સૂવાવડમાં પણ એની પૂરતી સંભાળ ન લેવાય! અને સાસુ સસરાની કે પતિની પણ તે અકૃપાપાત્ર ગણાય! એ રીત પસંદ કરવા લાયક નથી. દીકરીઓ જણનારી સ્ત્રી ઉપર શોક્યો લાવવાના દાખલા પણ જોવામાં આવે છે. આ ભેદભાવ દૂર કરવો જોઇએ. તમે યાદ રાખજો કે તમને પુત્ર કાંઇ સ્વર્ગમાં લઇ જવાનો નથી. કુપુત્ર કરતાં ગુણીઅલ પુત્રી પણ માતાપિતાને અપાર સંતોષનું કારણ બને છે.

૫૫૪ બાળપણ એ મનુષ્યની જીંદગીનો ઘણો કિંમતી ભાગ છે. બાળક પહેલાં બે અઢી વર્ષોમાં જેટલું જ્ઞાન મેળવે છે તેટલું જ્ઞાન તે પાછળનાં દશ પંદર વર્ષોમાં પણ મેળવતું નથી. જન્મેલું બાળક આ નવી દુનિયાના ઉમરા ઉપર જાણે પહેલવહેલું આવેલું હોય તેમ તે પ્રત્યેક પદાર્થો સામું આશ્ચર્યભરી નજરે નિહાળે છે. આ વખતે બાળકની નજર આગળ જેવો નમુનો ધરવામાં આવે છે તેવી છાપ લાંબો વખત લગી રહે છે. માટે જ બાળકોની કેળવણીમાં માતાને મુખ્યસ્થાન આપવામાં આવેલું છે. જેવી ટેવોનો વારસો નાની ઉંમરમાં માતા આપે છે તે વારસો તેના મરણ લગી રહે છે, માટે સારી ટેવો પાડવાનો માતાએ વિચાર રાખવો. સો શિક્ષકો જેટલું કામ કરી શકતા નથી એટલું કામ એક સારી માતા કરે છે. જગતમાં જે જે મહા પુરુષો થઇ ગયા છે તે તે

મહા પુરુષોનાં ચરિત્રો જોશો તો તેમાં એમની માતાઓની ઘણી અસર જોવામાં આવશે. બાળકને કેળવવાના કામમાં માતાપિતા બંનેએ ઘણી સાવધાની રાખવી.

(૧) બાળકની સ્પર્શ કરવાની, જોવાની, સાંભળવાની, ચાખવાની, સુંઘવાની અને બોલવાની ઇંદ્રિયો ધીમે ધીમે ખીલે છે. એ ઇંદ્રિયોની ખીલવટ યોગ્ય રીતે થાય તેને માટે સંભાળ રાખવી.

(૨) બાળક જેવું જુએ છે તેની નકલ કરે છે. માટે તમારે જેવું બાળકને બનાવવું હોય તેવાં તમે થાઓ. માબાપ જો ગુજરાતી ભાષા બોલતાં હશે, તો બાળક ગુજરાતી ભાષા બોલતાં શીખશે; ને માબાપ જો અંગ્રેજી ભાષા બોલતાં હશે તો બાળક અંગ્રેજી ભાષા બોલતાં શીખશે. એ જેમ જાણીતી વાત છે; તેમ માબાપ જો નીતિવાન અને ધર્મ-વાન હશે તો બાળક પણ નીતિવાન થશે ને માબાપો તેથી ઉલટાં હશે તો બાળકો પણ તેવાંજ બનશે.

(૩) ઘણાં માબાપો આ વાત સમજતાં નથી. એટલે નાના બાળકને કહે છે કે "મોટા ભાઇને લુચ્ચો કહે" "આ ભાઇને ધંત કર "(લપડાક માર)," બેન કેવું મોઢું કરે છે? એના ચાળા પાડ." "આ ભાગ છાનોમાનો ખાઇ જા." આવાં આવાં અપલક્ષણો નાનપણમાં પાડે છે. જેનું પરિ-ણામ એજ થાય કે મોટપણે તે બાળક મોટાભાઇને ગાળો દેતાં ને મારતાં સંકોચાતો નથી, તમે કોઇના ચાળા પાડતાં ને ચોરી કરતાં શરમાતો નથી.

(૪) માતાએ બાળકને કહેવું કે "જા, તારા બાપુજીને પગે

લાગ," "મોટાભાઇને આ ભાગ આપી આવ." "આ ફૂલનો હાર મોટાં માંને પહેરાવી જો જો કર" આમ કરાવવામાં આવશે તો બાળક સદ્‌ગુણી બનશે.

(૫) માતાપિતા જો નાનાં બાળકો સાથે મધૂર વચને અને નમ્રતાએ કામ લેશે તો બાળકો પણ મધુર વચનો બોલતાં શીખશે, નમ્ર થશે અને હોસે હોંસે કામ કરનારાં થશે. જેમકે "ઇશ્વિરલાલભાઇ ! આવો." "જડીબેન ! બેસો." "લાવો બાપુ ! પણેથા પેલાં પાનસોપારી લાવો." "આ રકાબી જાળવી રહીને પેલા કબાટમાં મૂકો." "વાહ બેન ! તમે બહુ ડાહ્યાં છો હો." આવાં વચનોથી બાળકોમાં સદ્‌ગુણો આવશે. ને તેના શરીરને કસરત પણ થશે.

(૬) બાળક પાસે કામ કરાવતાં જો કદિ નુકસાન થાય તો માબાપે ગુસ્સો કરી ધમકાવવું નહિ, કે હલકા શબ્દો બોલવા નહિ. પણ જરા દિલગીર મોં કરી પછી તરત હસી વહાલથી બોલાવવું ને મીઠા શબ્દોથી કહેવું કે "જુઓ ભાઇ ! હવે ધ્યાન રાખજો હો બાપુ ! એથી આપણને નુકસાન થાય" આમ કરવાથી એમ થશે કે પહેલાં આપણું મોઢું દિલગીર જોતાં બાળક પોતાની ભૂલ સમજી જશે. ને પછી હસી પડવાથી તે આપણો ક્ષમાવાળો સ્વભાવ જોશે. એટલે પોતે રોવાની કે હઠ પકડવાની ટેવ ધારણ કરશે નહિ.

(૭) ઘરમાં જે પરોણો આવે તેમને માટે "આવો, બેસો,

પધારજો " વગેરે શબ્દો બાળકોની પાસે નાનપણથી બોલાવવા. આથી તે શરમાળ મટશે, અને વિવેકી થશે.

(૮) નાનાં બાળકોને વાતો સાંભળવી ઘણી ગમે છે. તો રસપડે એની નીતિવાળી વાતો કહી બાળકના જ્ઞાનમાં વધારો કરવો.

(૯) બાળક પોતાની જિજ્ઞાસાવૃત્તિ ( જાણવાની ઇચ્છા ) થી જે જે પ્રશ્ન પૂછે તેના જવાબ આપતાં કદિ કંટાળવું નહિ. એ સમજી શકે એવી ભાષામાં તેને ટૂંકા જવાબ આપવા. " લવ લવ કર માં " એમ કહી એને કદિ તરછોડી કાઢવું નહિ.

(૧૦) બાળકોને કોઇ વાતમાં ગુંચવણ પડે તો તે ગુંચવણ તરત મટાડી દેવી નહિ, પણ, એવી યુક્તિ કરવી કે તે પોતાની મેળે પોતાની ગુંચવણ મટાડી શકે. આથી મોટું થતાં સંસારમાં આવવાની અનેક ગુંચવણોનો તે જાતે નિકાલ કરતાં શીખશે ને ગભરાશે નહિ.

(૧૧) નિર્દોષ રમતો બાળકોને રમવા દેવી. એથી એનું શરીર કેળવાય છે, આનંદ થાય છે ને જ્ઞાન પણ મળે છે.

(૧૨) બાળકોના ઉચ્ચાર શુદ્ધ કરાવવા માતાપિતાએ કાળજી રાખવી. વળી આનંદ સાથે અક્ષરજ્ઞાન આપવા સારૂ બાળકના હાથમાં સચિત્ર બાળપોથી મૂકવી. આંગળીઓ ગણાવીને સંખ્યાજ્ઞાન પણ આપવું. દાણાના કોડીઓના, દોરાના અથવા મણકાના અક્ષરો કરાવતાં બાળકોને આનંદ સાથે અક્ષરજ્ઞાન મળશે.

(૧૩) નાનાં બાળકોને ગીત ગાવાં બહુ ગમે છે. માટે સારી કવિતાઓ કે સ્તોત્રો શીખવવાં.

(૧૪) બાળકને બ્હીકણુ ન બનાવવાં "બહાર જઈશ તો બાઘડો ખાઇ જશે." "પણેથી હાઉ આવશે." "બાવા પકડી જશે." "સિપાઈ મારશે." "માસ્તર નિશાળે લઇ જશે." આવાં આવાં વચનો બોલી કેટલાંક માબાપો બાળકોને ડરકણુ બનાવી દે છે. આથી મોટપણે ઘણી હાનિ થાય છે. નાનાં બાળકો માસ્તરને જમ જેવો દેખે છે, ને નિશાળને નરકભૂમિ જેવી સમજે છે. આવું થવું ન જોઇએ.

(૧૫) યોગ્યવયે બાળકને નિશાળે બેસાડવું. ગુરુ એ તો પોતાના પિતાને સ્થાને છે. એમની સાથે બહુજ નમ્રતા ને સ્નેહભાવ રાખવાનાં છેઃ એવું બાળકને નાનપણમાં જ ઠસાવવું.

(૧૬) નાનાં બાળકોને હરકોઈ વસ્તુને ભાગી કે તોડીને એમાં શું છે ? એ જાણવાની ઘણી ઇચ્છા હોય છે. કેમકે નવું નવું જ્ઞાન મેળવવાને એનામાં ઘણી આતુરતા હોય છે. આ વાત માબાપો સમજતાં નથી. એટલે બાળક કાંઈ તોડે કે ફોડે તો તેઓ ચીડાઇ જાય છે ને મારવા મંડે છે, એ યોગ્ય નથી. એથી બાળકોની જ્ઞાન મેળવવાની વૃત્તિ દબાઇ જાય છે.

(૧૭) નાનાં બાળકો નકામાં બેસી રહી શકતાં નથી. એને કાંઇ કામ જોઇએ છીએ. જો માબાપો કે શિક્ષકો તેમને યોગ્ય કામમાં જોડતાં નથી તો તેઓ તોફાન કરવા લાગે છે. ને તેથી માબાપો કે શિક્ષકો ચિડાઇ તેને મારે છે. એ પણ યોગ્ય નથી.

(૧૮) બાળકોને કેળવનારને પોતાની બાલ્યાવસ્થાનું સ્નેહભર્યું

સ્મરણ હોય અથવા જનસ્વભાવનું જ્ઞાન હોય તોજ તે સારી રીતે કેળવી શકે છે, જેને પોતાને બાલકોના સ્વભાવનું જ્ઞાન છે. જેને પોતાને બાલકો ઉપર પ્રીતિ નથી ને જેને બાલકોના સહવાસમાં આનંદ ઉપજતો નથી તે માણસ બાળકને કેળવવાને તદ્દન નાલાયક છે.

(૧૯) બાળકોને જે વાત સમજાવવી હોય તે વાત બાળકો સમજી શકે તેવી રીતે ગોઠવી તેઓ સમજી શકે તેવી સહેલી ભાષામાં મૂકવી જોઇએ. વળી સમજાવવા ઇચ્છનારે વારંવાર તપાસ કરવી કે હું સમજાવું છું તે બાળક સમજે છે કે નહિ? ને જો બાળક સમજી શકતાં ન હોય તો તેમાં બાળકનો દોષ નથી; પણ સમજાવનારનો જ દોષ છે. બાળક જ્ઞાનને નીચે પગથીએ બેઠેલ છે; અને તેને જ્ઞાન આપનારો જ્ઞાનને ઉંચે પગથીએ બેઠેલો છે; એ કદિ પણ ભૂલવું નહિ. હવે જો જ્ઞાન આપનારો માણસ પોતાની બુદ્ધિને નીચી ઉતારી બાળકની બુદ્ધિ સાથે સ્પર્શ કરે નહિ, તો બાળક ઉંચું ચડી શકેજ નહિ એ સ્વાભાવિક છે. આ વાત શિક્ષકોએ તથા માબાપોએ સોનાને અક્ષરે લખી રાખવા જેવી છે.

(૨૦) છોકરાને નિશાળે બેસાડયો એટલે જાણે માબાપો પોતાનું કર્ત્તવ્ય કરી ચૂક્યાં એમ માને છે! નિશાળે બેસાડયો એટલે છોકરો કેળવાઇ જશે એમ માનશો માં. છોકરાને શીખવનાર કોણ છે? શું શીખવે છે? છોકરો કેટલું શીખ્યો છે કે શીખે છે? એ હકીકત માબાપોએ વારંવાર જાણી

જોઇએ. બાળકના શિક્ષકની સાથે માબાપે વારંવાર મળવું જોઇએ. તેના અભ્યાસ તથા રીતભાતની ખબર પૂછવી જોઇએ ને બને તો તેની સાથે સારો સંબંધ જોડવો જોઇએ. વળી જેને પોતાના પુત્રને કે પુત્રીને સારી કેળવણી આપવી છે તેણે માત્ર નિશાળના શિક્ષણ ઉપર જ આધાર રાખી બેસવું ન જોઇએ. ગૃહશિક્ષણ એ અતિ જરૂરનું છે.

(૨૧) અત્યારની સ્થિતિ જોતાં નાનાં બાળકોને પ્રારંભની કેળવણી આપનાર માણસો પોતે જ કેળવાએલા હોતા નથી. જેને કાંઇ ધંધો ન મળે એવી નાની ઉંમરના અનુભવ વગરના અને શિક્ષણકળા શીખ્યા વિનાના તરતના છ સાત ચોપડી શીખેલા નાલાયક નાના છોકરાઓ પ્રાથમિકશાળાનાં નીચેનાં ધોરણોમાં કામ કરતા જોવાય છે !! શીખવું અને શીખવવું એ બંને વાતો જૂદી છે ! સાતમી ચોપડી ભણેલો છોકરો બાળપોથી વાંચી શકે એ ખરૂં; પણ બાળવર્ગનાં બાળકોને કેળવી શકે નહિ જ !! જ્યાં લગી આમાં સુધારો થાય નહિ ત્યાં લગી શાળાઓ ચલાવવી એ એક પ્રકારનું ફારસ છે !

(૨૨) શાળાઓમાં શીખવાતા વિષયો વિષે, તેમાં ચલાવાતાં પુસ્તકો વિષે તે શીખવવાની પદ્ધતિ વિષે પણ ઘણું સુધારવાનું છે. શાળામાં ભણી તૈયાર થએલાં માણસો માત્ર કારકૂની કરવા જેવાં, નામું લખનારાં કે કોમળ શરીરવાળાં બની જાય છે; એવો પોકાર ચારે બાજુએ પડી રહેલો છે. તો શાળાશિક્ષણમાં એવો શો દોષ છે ? શાળામાં શીખનાર

વિદ્યાર્થી બીજા ધંધા માટે શા કારણે નાલાયક નીવડે છે? એ રોગની નાડી તપાસી દેશદાઝ ધરાવનારાઓએ યોગ્ય ઉપચારને સુધારો વધારો કરવાની જરૂર છે.

(૨૩) બાળકનું શરીર પણ કસાતું જાય એ માટે માબાપે સતત સંભાળ રાખવાની છે. જો શરીર નિરોગી નહિ હોય તો એકલી મન અને બુદ્ધિની કેળવણી કશો લાભ કરનારી નથી. કેળવણી ત્રણ પ્રકારની છે. ૧ મનની કેળવણી. ૨ નીતિની કેળવણી. ૩ શરીરની કળેવણી એ ત્રણે જાતની કેળવણીનું કામ સાથે સાથે ચાલવું જોઇએ.

(૨૪) જેવી ભૂલો પ્રાથમિક શિક્ષણમાં ચાલે છે તેવી જ ભૂલો માધ્યમિક શાળાઓ ( મીડલ સ્કૂલો અને હાઇસ્કૂલો ) ના શિક્ષણમાં પણ ચાલે છે. સુતાર, લુહાર કે મોચી બનનારને પોતાનો ધંધો કેમ થાય ? તે જાણવા તે કોમના અનુભવીઓ પાસે રહેવું પડે છે. ને કામ શીખવું પડે છે. પણ બાળકોનાં અદૃશ્ય મન કેળવવા જેવો અઘરામાં અઘરો ધંધો કરનાર શિક્ષકો સામે જોશું તો તેઓ એ ધંધાની પદ્ધતિ શીખેલા હોતા નથી! "બી. એ." કે "મેટ્રીક" થવાથી કાંઈ શિક્ષણપદ્ધતિનું જ્ઞાન મેળવ્યું કહેવાય નહિ. એ ધંધો શીખવનારી કોલેજમાં પસાર થવું જોઇએ; ને જાતિ અનુભવ કરી જ્ઞાન મેળવવું જોઇએ.

(૨૫) બાલિકાઓને જે શિક્ષણ અપાય તે સ્ત્રીજાતિના વ્યવહારને ઉપયોગી હોવું જોઇએ. કેમકે સ્ત્રીપુરુષ બંનેનાં શરીરોની રચના જૂદા જૂદા પ્રકારની હોવાથી બંનેનાં

કામો પણ જૂદા જૂદા પ્રકારનાં છે. માટે સ્ત્રીજાતિ પોતાનાં કામોને લાયક થાય તેવું તેનું જૂદા પ્રકારનું-વિષયોનું શિક્ષણ-હોવું જોઇએ. કન્યાઓની શાળામાં આવતાં પુસ્તકો પણ જૂદાં હોવાં જોઇએ.

(૨૬) કન્યાશાળાના વિષયોમાં સ્ત્રીઓનાં કર્ત્તવ્યોના વિષયને મુખ્યસ્થાન મળવું જોઇએ. ગૃહવ્યવસ્થામાં રાંધવું, શીવવું, ભરવું, કરકસર કરવી, બાળકોને કેળવવાં, બાળકોને ઉછેરવાં, ઘરનો હિસાબ રાખવો. કુટુંબમાં સલાહસંપ રાખવો એ બધી બાબતોનો સમાવેશ થાય છે.

(૨૭) બાળકો ઉપર જેવી અસર માતાની થાય છે તેવી કોઇની થતી નથી. માટે માતાએ તો આદર્શ ( નમુના ) રૂપ બનવું જોઇએ, બાળકોનું જીવન કેવું બનાવવું ? તેની કુંચી તેની માતાના હાથમાં છે. માટે દેશની ઉન્નતિ કે અવનતિનો આધાર સ્ત્રીજાતિ ઉપર ટકેલો છે. બાળકોનાં મન ઉપર તો શું; પણ બાળકોનાં શરીર ઉપર પણ માતાની કેટલી અસર છે; એ વિષે એમ સાંભળ્યું છે કે એક વાર હુમાયુ પાદશાહ પોતાના જનાનખાનામાં ગયો ને જોયું તો પોતાની ગર્ભવંતી બેગમ હમિદા પોતાનાં પગનાં તળીઆં ઉપર અમુક રંગનાં ચિત્રો પાડતી જોવામાં આવી. પાદશાહે પૂછ્યું કે " આમ કરવાનું કારણ શું છે ? " હમિદાએ કહ્યું:-" મ્હને એવી ઇચ્છા છે કે મ્હને જે બાળક અવતરનારૂં છે તેના પગની પાનીઓ ઉપર આવાં ચિત્રો થાય માટે હું આ ચિત્રો પાડું છું. " કહેવાય છે કે અકબર પાદશાહની પાનીઓ ઉપર એવાંજ ચિત્રો હતાં ! અરે,

મનુષ્યોમાં તો ઠીક, પણ પશુઓમાં પણ આવી અસર થાય છે. કહેવાય છે કે "એક ગાડરનો માલિક, પોતાનાં ગાડર ચરાવનાર નોકર ઉપર પ્રસન્ન થયો ને તેને કહ્યું કે "આ વખતે આ ટોળામાં જેટલાં સુંદર કાબરચિતરાં બચ્ચાં અવતરશે તે તમામ હું તને ઇનામમાં આપીશ." પેલો નોકર ઘણો ચતુર હતો. તેણે એવી ચતુરાઇ કરી કે એ ટોળામાં ગાભણી થનારી ઘેટીઓની આંખો આગળ કાબરચિતરો દેખાવજ દેખાય! પરિણામ એ આવ્યું કે એ સાલ ઘેટીઓએ જે બચ્ચાં જણ્યાં તે તમામ કાબરચિતરા રંગનાં હતાં! માલિકે પ્રસન્ન થઈ નોકરને તે તમામ કાબરચિતરાં બચ્ચાં ઇનામમાં આપ્યાં. જો અણસમજુ પશુઓમાં પણ માતાની અસર બચ્ચાં ઉપર આટલી બધી પ્રબલ છે; તો બુદ્ધિમાન માણસ જાતિની શી વાત કરવી? જો માતાઓ ધારે તો થોડાક વખતમાંજ પોતાની પ્રજાને ધર્મવાન, હિંમતવાન ને બળવાન બનાવી શકે. દેશમાં જે જે મહાપુરુષો થયા છે તેમના મન ઉપર તેમની માતાનો ઓછો પ્રભાવ નહોતો. સિદ્ધરાજ ઉપર મીનલદેવીના શિક્ષણની, વનરાજ ઉપર રૂપસુંદરીના શિક્ષણની અને શિવાજી મહારાજ ઉપર જીજીબાઈના શિક્ષણની ઘણી અસર હતી, એ વાત ઇતિહાસ જાણનારાઓ જાણે છે.



# મહાત્મા કબીર સાહેબ.

મહાભારતના મહાન સંગ્રામ પછી ભારતવર્ષમાં કળિયુગે પોતાનો પ્રભાવ ક્રમશઃ દાખવવા માંડયો. પરિણામે આર્યપ્રજાના પવિત્ર સત્ય ધર્મનો લોપ થવાની શરૂઆત પણ થવા લાગી અને તેના અંગે કેટલાંક પાખંડી અને સાંસારિક વિષયવાસનાયુક્ત પુસ્તકો અને વિવિધ સંપ્રદાયો પ્રકટ થવાં લાગ્યાં. જેઓ જરાક પણ તર્ક શક્તિવાળા હતા તેઓ સ્વાર્થવૃત્તિથી થોડા ઘણા શિષ્યોને ઉપદેશ આપી અનુયાયી બનાવી આચાર્યપદ ધારણ કરવા લાગ્યા, એટલુંજ નહિ પણ દેવવાણી સંસ્કૃત ભાષાના અધ્યયનના અભાવે પ્રાકૃત ભાષાને પ્રધાન બનાવી પોતપોતાના ધર્મના સિદ્ધાંતો પણ પ્રાકૃત ભાષામાંજ પ્રદર્શિત કરવા લાગ્યા. યજ્ઞયાગાદિ કાર્ય ક્રમશઃ કમતી થવા લાગ્યાં, બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય અને શૂદ્રો પણ પોતપોતાનાં કર્મથી અને આચાર વિચારથી ભ્રષ્ટ થવા લાગ્યા, દાન ધર્મ ઉપરથી શ્રદ્ધા કમ થવા લાગી અને ટૂંકામાં જનસમાજમાં કુચાલ, કુરીતિ અને કુકર્મનો પ્રચાર ક્રમશઃ વધવા લાગ્યો.

જ્યારે પૃથ્વી ઉપર આવું બને છે ત્યારે લોક કલ્યાણાર્થે ઇશ્વર અંશાવતાર ધારણ કરે છે. શ્રીકૃષ્ણ પરમાત્માએ ગીતામાં શ્રીમૂખે આજ્ઞા કરેલી છે કેઃ—

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।**

**अभ्युत्थानम धर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥**

**अ. ४. श्लो. ७**

'હે ભારત જ્યારે જ્યારે ધર્મની પડતી થાય છે અને અધ-ર્મની ચડતી થાય છે ત્યારે ત્યારે હું દેહ ધારણ કરૂં છું.'

ઉપરોક્ત કથનાનુસાર આ ભારતભૂમિ ઉપર સત્ય ધર્મના પ્રચારાર્થે મહાત્મા કબીર સાહેબે જન્મ ધારણ કર્યો.

મહાત્મા કબીર સાહેબના જન્મ સંબંધી ઘણીક આખ્યાયિ-કાઓ સુપ્રસિદ્ધ છે.

( ૧ ) એક વખત વિષ્ણુ ભગવાન લક્ષ્મીજી સાથે વૈકુંઠમાં બીરાજતા હતા તે વખતે પોતે શ્રીમૂખે પોતાના ભકતના વખાણ કરતા હતા. ભકતોના વખાણ હદ ઉપરાંત વિષ્ણુને કરતા જોઇ લક્ષ્મી-જીને ગુસ્સો ચડ્યો અને કહેવા લાગ્યાં કે શું તમારા તમામ ભકતો સુપાત્રજ હશે ? પ્રત્યુત્તરમાં વીષ્ણુએ હા કહી જણાવ્યું કે જો તમોને પ્રતિતિ ન આવતી હોય તો તમે જાતે તપાસ કરી મારા ભકતો સુપાત્ર નથી એવું સાબીત કરી આપશો તો હું મારો વિચાર ફેરવીશ. આ ઉપરથી લક્ષ્મીજી તરતજ રજા લઇ મૃત્યુ લોકમાં આવ્યાં અને જ્યાં મહાત્મા રામાનંદ સ્વામિ ભકિત કરતા હતા ત્યાં તેમની પડોશમાં તેમણે એક માયાવી બગીચો બનાવ્યો. આ બગી-ચામાં અનેક જાતનાં પુષ્પો ખીલેલાં જોઈ રામાનંદ સ્વામિને આવાં સુંદર અને સૌગંધિક પુષ્પો પોતાના ઠાકોરજીને માટે લઇ જવાની ઇચ્છા થઇ. તરતજ પોતે આ બગીચામાં જઇ પુષ્પો એકઠાં કરી ઝોળીમાં ભરી બગીચામાંથી બહાર નીકળવા લાગ્યા કે તરતજ લક્ષ્મીજી કે જેમણે માળણનો વેશ ધારણ કર્યો હતો તેમણે કહ્યું કેઃ "મહારાજ, તમારા જેવા સાધુ પુરૂષ આમ વગર રજાએ ચોરી કરે એ શું વ્યાજબી કહેવાય ? શું આ સાધુનાં લક્ષણ છે ?" આવા કઠોર શબ્દ શ્રવણ થતા રામાનંદ સ્વામિએ કહ્યું. "માય, આ તો હું મારા

ઠાકોરજી માટે પૂષ્પો વીણી લાવેલો છું, તે જો તમને રૂચતું ન હોય તો તમારાં પૂષ્પો પાછાં લો." આમ કહી રામાનંદ સ્વામિએ પોતાની ઝોળી માળણના ખોળામાં ખાલી કરી. લક્ષ્મીજી રામાનંદ જેવા ભકતની ચોરી પકડી રાજી થતાં થતાં પાછાં વિષ્ણુની પાસે વૈકુંઠમાં ગયાં.

લક્ષ્મીજીને ખુશી થતાં થતાં આવતાં જોઈ વિષ્ણુ ભગવાને કહ્યું: "હું ધારૂં છું કે તમો તમારા કામમાં ફતેહ પામ્યાં હશો."

લક્ષ્મીજી—મહારાજ ! મેં આપને પ્રથમથીજ જણાવ્યું નહોતું કે દુનિયામાં દાંભિકો પણ ઘણા હોય છે, આ તમારા મહાન ભકત રામાનંદના દાંભિકપણાનું પરિણામ રજુ કરૂં છું.

આમ કહી લક્ષ્મીજીએ પોતાના ખોળામાં જોયું તો પુષ્પને બદલે કમળના પાનમાં એક નહાનું બાળક હતું. આવું જોઇ તેઓ શરમાઇ ગયાં. વિષ્ણુ ભગવાને કહ્યું, "કેમ સતિ, શા માટે શરમાઓ છો ? જોઇએ તમારા ખોળામાં શું છે ? "

લક્ષ્મીજી—મહારાજ આપની માયાનો પાર કોઈ પામી શકે તેમ નથી, મારામાં ભૂલ પડી અને મોહાંધને લઇ હું આપની પરીક્ષા કરવા તત્પર થઇ. મારા કર્ત્તવ્ય તરફ દૃષ્ટિ નહિ રાખતાં મારો અપરાધ ક્ષમા કરશો.

વિષ્ણુ ભગવાન—સતિ, તેમાં તમારો દોષ નથી. જેઓ મને ખરા અંતઃકરણથી પૂજે છે તેનો હું દાસજ છું અને તેથીજ રામાનંદ સ્વામિ મારો પૂર્ણ ભકત છે એમ તમને પ્રત્યક્ષ પ્રમાણથી મેં સિદ્ધ કરી આપ્યું છે. માટે હવે આ મહા ભકતની પ્રસાદિ જ્યાં હતી ત્યાંજ મૂકી આવો એટલે તે પણ ભવિષ્યમાં મારો ખરો ભકત બની જન સમાજનો ઉદ્ધાર કરે.

લક્ષ્મીજી પુનઃ તેજ સ્થળે જઇ વૃક્ષની ઓથે આ બાળકને મૂકી આવ્યાં. તેમના ગયા પછી નીરૂ નામનો વણકર અને તેની સ્ત્રી નિમાહ આ બે જણાં તેજ દિવસે આ તળાવ ( લહરતળાવ ) પાસે થઇને પસાર થતાં હતાં તે વખતે તેમની દૃષ્ટિ આ બાળક ઉપર પડતાં તેમણે તેને ઉંચકી ઘરે લાવી પાળીપોષી મોટું કર્યું જે બાળક કબીર નામથી પ્રસિદ્ધ થયું.

( ૨ ) એક ગ્રંથમાં કબીર સાહેબને શુક્રાચાર્યનો અવતાર માનેલા છે. પૃથ્વી ઉપર પાપનો વધારો થાય છે તે વખતે પરમાત્મા પૃથ્વીનો ઉદ્ધાર કરવા પોતાના ભક્તોને આજ્ઞા કરે છે કે પ્રત્યેક અવતારમાં તમો જન્મ ધારણ કરી મને મદદનીશ બનો. તદ્દવત્ વાલ્મિકે તુલસીદાસનો, દારૂકે રામદાસનો, ઉદ્ધવે દરજીના જ્ઞાતિમાં નામદેવનો, શુક્રાચાર્યે યવન જાતિમાં કબીરનો, બ્રહ્મદેવે સોપાનનો, શંકરે નિવૃત્તિનાથનો, આદિમાયાએ મુક્તા બાઇનો અને તેવીજ રીતે પ્રથક્ પ્રથક્ ભક્તોએ પ્રથક્ પ્રથક્ ભક્તોના અવતારો ધારણ કરેલા છે. આ ઉપરથી કબીર શુક્રાચાર્યનો અવતાર છે. પરંતુ તેમણે અવતાર ધારણ કરતાં પહેલાં મને ગર્ભવાસ આપશો નહિ એવી વિનતિ કરેલી જે ઉપરથી પરમાત્માએ એક છીપમાં શુક્રાચાર્યને બંધ કરીને છીપ ગંગાનદીમાં તરતી મૂકી. એક દિવસ નીરૂ નામનો વણકર સુતર ધોવા ગંગાતટે જતાં તેની દૃષ્ટિ પેલી છીપ ઉપર પડી. છીપ સુંદર લાગતાં તરત ઉપાડીને ઉઘાડી જોયું તો તેમાં એક બાળક રમતું નજરે પડયું. આ જોઇ સાનંદાશ્ચર્યે તે તે બાળકને પોતાની સ્ત્રી નીમાહ પાસે લઇ ગયો. આ પછી તે નીમાહના સ્તનમાંથી દૂધની ધારા છૂટી. તે દંપતિને હર્ષ થયો અને બાળકને પાળીપોષી મોટું કર્યું. જે બાળક કબીરના નામથી ભારતવર્ષમાં સુવિખ્યાત છે.

( ૩ ) ભક્તમાળ આદિ ગ્રંથોમાં કબીર સાહેબની ઉત્પત્તિ અન્ય પ્રકારે બતાવેલી છે. કોઈ વૃદ્ધ અને પવિત્ર કાશીપુરીની વિધવા સ્ત્રી મહાત્મા રામાનંદ સ્વામિની સેવા ખરા અંતઃકરણથી કરતી હતી. આ વૃદ્ધ સ્ત્રીની નિષ્કામ પ્રેમભક્તિ જોઇ સ્વામીજી તેના ઉપર એક દિવસ પ્રસન્ન થયા અને "**पुत्रवतिभव**" અર્થાત પુત્રવાળી થા એવો આશિર્વાદ આપ્યો. સ્વામીજીનો આશિર્વાદ માથે ચડાવી અત્યંત ગ્લાનિ પામી તે વિધવા સ્ત્રી સ્વામિજીને વિનતિ કરવા લાગી કેઃ "મહારાજ, હું વિધવા છું, વળી વૃદ્ધ છું તો પછી મને પુત્ર પ્રાપ્ત થતાં કલંક લાગશે. આથી મારે આખરે આત્મહત્યા કરી મહાન ઘાતકી બનવું પડશે. મહારાજ, હવે મારો ઉદ્ધાર શી રીતે થશે ?" તે વૃદ્ધ સ્ત્રીની આવી વિનતિ શ્રવણ કરી સ્વામિજીએ કહ્યુંઃ "બેટા, મારૂં વચન મિથ્યા તો નહીં થાય. પરંતુ તને તેનાથી કલંક લાગશે નહીં. આ પુત્ર મહા તેજસ્વી અને રામભક્ત થશે. તારી કીર્ત્તિમાં વધારો કરશે અને તું અંતકાળે રામ સ્વરૂપમાં ભળી જઇશ." સ્ત્રી ચાલી ગઈ અને તેને પુત્ર પ્રસવ્યો. વિધવાને પુત્ર થવાથી જનસમાજમાં ચર્ચા થશે અને મહાન કલંક લાગશે, એવી બીતિથી સ્વામિજીના વચન ઉપરથી વિશ્વાસ ઉઠી જતાં તે સ્ત્રી તે પુત્રને કમળના પાનમાં વિંટાળી જંગલમાં મૂકી આવી. જે બાળક નીમાલ નામની સાળવીની સ્ત્રીએ માટી ખોદતાં હાથ આવતા ઉછેરી મોટું કર્યું જે ભવિષ્યમાં કબીરના નામથી પ્રસિદ્ધ થયું.

ઉપર બતાવેલી ત્રણ દંતકથાઓ જેવીજ કબીર સાહેબની ઉત્પત્તિ સંબંધી કેટલીક કાલ્પનિક કથાઓ પણ શ્રવણ થાય છે. કિંતુ પ્રથમ બતાવેલા કથાનુસાર કબીરપંથી મહાત્મા કબીરની ઉત્પત્તિ માન્ય કરે છે. મહાત્માઓના સત્ય જન્મવૃત્તાંતો અંધારામાંજ રહે છે. તેજ

પ્રમાણે કબીર સાહેબનું ખરૂં જન્મવૃત્તાંત મળવું દુર્લભ છે. ગમે તેમ હો પરંતુ એટલું તો ચોક્સજ છે કે મહાત્મા કબીર સાહેબનો જન્મ જનસમાજના ઉદ્ધારાર્થેજ થયો છે એમ કહેવું અતિશયોક્તિયુક્ત નહીંજ ગણાય. અમો આ સ્થળે આ સંબંધી વધારે સ્પષ્ટિકરણમાં નહીં ઉતરતા સાધુપુરૂષોના સંબંધમાં મહાત્મા કબીર સાહેબનીજ એક સાખી ટાંકીએ છીએઃ--

"જાતિ ન પૂછો સાધુકી, જો પૂછો તો જ્ઞાન;
મોલ કરો તરવારકા, પરા રહન દો મ્યાન."

આ કથનાનુસાર આપણે કબીરની ઉત્પત્તિ કે જાતિ તરફ લક્ષ નહીં રાખતા તેમના જ્ઞાન તરફ દૃષ્ટિ રાખી તેમના ગુણ ગ્રહણ કરવા તરફ લક્ષ આપીશું તો વધારે વ્યાજબી ગણી શકાશે.

જો કે મહાત્મા કબીર સાહેબનું જીવનચરિત્ર આ સ્થળે અમે સંપૂર્ણ આપતા નથી પરંતુ તેમના જન્મ ચરિત્રની માત્ર આ રૂપરેખા હોવાથી હવે તેમના જન્મ પછીથી કેટલીક જાણવાયોગ્ય હકીકત બનેલી છે તેનો સહજ ઉલ્લેખ હવે પછી આળેખીએ છીએ.

જો કે મહાત્મા કબીર સાહેબ મુસલમાન સાળવીના ઘરમાં ઉછરેલ હતા તોપણ તેમનું રટણ રામ નામનુંજ હતું. તેઓ રામના ઉપાસક તરીકે જણાયેલા છે. મહાત્મા કબીરના જીવનચરિત્રના સબંધમાં પણ અન્ય ભક્તોના જન્મચરિત્રમાં જેમ પાછળથી મહત્તા મૂકવામાં આવે છે, તદનુસાર આપણને દૃશ્ય થાય છે. તે તરફ આપણે ધ્યાન નહીં રાખતા આખા જન્મવૃત્તાંતમાંથી સાર ગ્રહણ કરવો આવશ્યક છે. કારણ કે સાધુ જીવન એ તટસ્થ જીવન છે. રાગદ્વેષનો ત્યાગ, મોહનો પરાજય અને મનોનિગ્રહમાં તલ્લિનતા એજ સાધુ જીવન છે. આ મહાન ગુણોની પ્રભા એટલી બધી નિર્મળ અને અસરકારક છે

કે તેના તેજથી અનેક ઉપકારો સહજ બની આવે છે અને તેથી અનેક આત્માનો ઉદ્ધાર પણ થાય છે. સાધુને અંગે ઉપલા કથનાનુસાર વર્તન હોવું જોઇએ અને તદવત્ મહાત્મા કબીર સાહેબમાં હતું એમ સર્વ કોઇ માન્ય કરશે. આવા ગુણો મહાત્મા કબીર સાહેબમાં કેટલે અંશે સમાયેલા છે તે જાણવાનું ખરૂં સાધન તો તેમનાં કાવ્યોજ છે તોપણ દૃષ્ટિભુત થવા તેમના અંગે તેમના શિષ્યો તરફથી વારંવાર કહેવાતી કથાઓમાંથી પણ આપણને ઘણુંએ જાણવાનું મળી આવે તેમ છે. જેથી આપણે હવે તેમના શિષ્યોના તરફ વળીશું. તેઓ કબીર સાહેબના જીવનચરિત્ર સબંધી જે કાંઈ ઉલ્લેખ આપે છે તેનો સાર નીચે મુજબ છે.

## બાળલીલા.

મહાત્મા કબીર સાહેબ રમવા લાયક ઉમરે પહોંચ્યા ત્યારે તેઓ પોતાની સાથે રમનારાઓ સાથે બ્રહ્મજ્ઞાન સંબંધી વાતો કર્યા કરતા હતા. અજ્ઞાન બાળકો તેમનું કહેવું સમજતા નહીં હતા તોપણ તેઓ વારંવાર સમજાવવા પ્રયાસ કરતા. કેટલાક સમય પછી તેઓ સાધુઓ સાથે પણ જ્ઞાનગોષ્ટિ કરવા લાગ્યા. બાળવયમાંજ ઉત્તમ પ્રતિનું જ્ઞાન બાળકમાં જોઈ સાધુઓ પણ ચકીત થતા. બાળલીલાના વખતમાં કેટલાક ચમત્કારો પણ દૃશ્ય થયા છે. એક વખત વૃદ્ધ સ્ત્રી રોગગ્રસ્ત હોતાં હેરાન હતી તેને જોઇ કબીર સાહેબને અંતઃકરણથી દયા આવતાં તેના શિરપર જમીન ઉપરથી ધૂળ ઉપાડી છાંટી જેના પ્રતાપે તે વૃદ્ધ સ્ત્રી તંદુરસ્ત થઇ ગઇ.

એક વખત એક કસાઈ એક ગાયને વધ કરવા લઈ જતો હતો. આ વાતની કબીર સાહેબને ખબર પડતાં તે તેમની પાસે ગયા. પરંતુ તેમના ગયા પહેલાં તો કસાઇએ પોતાનું કાર્ય સમાપ્ત કર્યું હતું. આ

ઉપરથી કબીર સાહેબે તે કસાઇને ઉપદેશ આપ્યો. કબીર સાહેબના ઉપદેશથી કસાઇ લજ્જિત થયો. અને કબીર સાહેબ ગાયને સજીવન કરી અંતર્ધાન થઇ ગયા.

જ્યારે કબીર સાહેબ નહાના નહાના બાળક સાથે રમતા હતા ત્યારે તેઓ "રામ, રામ, ગોવિંદ, ગોવિંદ, હરિ, હરિ" કહેતા હતા. કબીર સાહેબ સાળવી હોવા છતાં રામ રામ કહે તે મૂસલમાન લોકોને રૂચતું નહીં. તેઓ વારંવાર કહેતા કે આ સાળવીનો છોકરો 'કટ્ટો કાફિર' નીવડશે. આ ઉપરથી કબીર સાહેબ કહેતા કે કાફિર તેજ કે જે અન્યનો માલ લૂટી લે, કાફિર તેજ કે જે કપટી વેશ ધારણ કરી સંસારને ઠગે, કાફિર તેજ કે જે નિર્દોષ પ્રાણીઓનો નાશ કરે, કાફિર તેજ કે જે મદિરાપાન કરે અને કાફિર તેજ કે જે દુરાચાર અને અત્યાચારમાં પ્રવર્તે. મને તમે શા ઉપરથી કાફિર કહો છો? મારામાં એવું કયું દુષણ કાફિરને લાયક તમોએ જોયું? આ ઉપર તેમણે એક સાખી કહી છે કેઃ—

ગલા કટાર બિસમિલ કરે, તે કાફિર બે બૂઝ,
ઔરનકો કાફિર કહે, અપનો કુફ્ર ન સૂઝ.

એક વખતે મહાત્મા કબીર સાહેબે ગળામાં જનોઇ પહેરી કપાળમાં તિલક લગાવ્યું. કબીર સાહેબના ગળામાં યજ્ઞોપવિત જોઇ બ્રાહ્મણો કહેવા લાગ્યા કે આ તારો ધર્મ નથી તેં વૈષ્ણવ વેશ શામાટે ધારણ કર્યો? તું રામરામ, ગોવિંદ, ગોવિંદ, નારાયણ, નારાયણ આદિ ઉચ્ચાર કરે છે એ કાંઇ તારો ધર્મ નથી. કબીર સાહેબે પ્રત્યુત્તર આપ્યો કે મહારાજ, આપનું કહેવું ઠીક છે. હું તો દોરા વણું છું પરંતુ તમારી જનોઈ શાની બની છે? વળી ગોવીંદ યા રામ એ તો મારા હૃદયમાંજ છે પરંતુ તમે જ્ઞાની છતાં ગીતાનો પાઠ કરો છો અને સાંસા.

રિક ધન નિમિત્તે સદૈવ દ્રવ્યવાન ગ્રહસ્થોના દ્વારે દ્વારે ભટકો છો. હું તો ગોવિંદ સિવાય અન્યને જાણતો નથી. આથી બ્રાહ્મણો નિરૂત્તર બન્યા. કબીર સાહેબના આવા પ્રત્યુત્તરોથી હીંદુ તેમજ મુસલમાન તમામ વિરૂધ્ધ થવા લાગ્યા જેમાં મુખ્ય ભાગ ભિક્ષાવૃત્તિથીજ આ જીવિકા ચલાવનારાઓનો હતો. આથી કેટલાક સાધુઓ એકત્ર થઇ કબીર સાહેબને કહેવા લાગ્યા કે, કબીરજી, આપ તો મહાત્મા થઈ ખરા સાધુ થયા છો પરંતુ આપના ગુરૂ કોણ છે? આથી કબીર સાહેબ નિરૂત્તર બન્યા અને સાધુઓ પોતે ફાવ્યા છે એમ ધારી હમેશાં કબીર સાહેબને પજવવા લાગ્યા કે ગુરૂવગર જ્ઞાન નથી. જેને ગુરૂ નથી તેની પાસેથી કાંઇ પણ શ્રવણ કરવું એ પાપ છે એમ શાસ્ત્ર-આજ્ઞા છે. ગુરૂ વગર મોક્ષ નથી, અને આથીજ તમારૂં જ્ઞાન વ્યર્થ છે. સાધુ લોકોના વારંવાર થતા આવા કટાક્ષથી કબીરજીએ રામાનંદ સ્વામિને ગુરૂ કરવા સંકલ્પ કર્યો. આથી પોતે રામાનંદ સ્વામિ પાસે જઇ પોતાને શિષ્ય કરવા વિનંતિ કરી. પરંતુ સ્વામિજીએ કહ્યું કે હું શુદ્ર ને ગુરૂમંત્ર આપી શકતો નથી. આથી કબીર સાહેબ તરત પાછા ફર્યા. રામાનંદ સ્વામિને એવો નિયમ હતો કે હમેશાં પ્રાતઃ કાળમાં ચારવાગે ગંગાતટ જઇ સ્નાન કરવું. એક દિવસ નિયમ મુજબ સ્વામિજી ગંગાસ્નાનના માટે જતા હતા તે વખતે કબીરજી તેમના રસ્તામાં આડા પડયા. અંધારાના લીધે સ્વામીજી કબીરજીને જોઈ શકયા નહીં જેથી તેની ચાંખડીની ઠોકર કબીરજીના મસ્તક ઉપર લાગી. આથી કબીર સાહેબ રોવા લાગ્યા એટલે સ્વાંમીજીએ ઉભા રહી તેના મસ્તક ઉપર હાથ મૂકી તેનું આશ્વાસન કરવા લાગ્યા અને કહ્યુ કે "બચ્ચા, રો મત રામરામ કહો." કબીર સાહેબ ચુપ રહી કહેવા લાગ્યા, "ગુરૂજી, રામ રામ કહું" સ્વામિજીએ કહ્યું "હા." તે સમયથીજ કબીર સા-

હેળે રામરામ કરવા માંડ્યું અને સ્વામિજીને ગુરૂ કર્યા. ઘરે જઈ ગળામાં તુલસીની માળા ધારણ કરી હાથમાં તુલસીની માળા લઇ લલાટ ઉપર વૈષ્ણવનું તિલક તાણી વૈષ્ણવનું ખરૂં સ્વરૂપ ધારણ કર્યું અને રામનામની ધુન મચાવા માંડી. કબીરજીને વૈષ્ણવના રૂપમાં જોઇ સાધુ સંન્યાસી વારંવાર પ્રશ્ન કરવા લાગ્યા કે કબીરજી, તમે આવો વેશ શાથી ધારણ કર્યો છે? કબીરજી પ્રત્યુત્તર દેતા કે મેં રામાનંદ સ્વામિને મારા ગુરૂ કર્યા છે જેથી હું હવે વૈષ્ણવ થયો છું. રામાનંદ જેવા પવિત્ર સાધુએ સાળવીના છોકરાને મંત્ર આપ્યો એમ જાણી તમામ સાધુ સન્યાસી એકદમ ગુસ્સે થયા અને એકત્ર થઇ સ્વામિજીએ હિંદુ ધર્મની મર્યાદા તોડયા બદલ ઠપકો આપવા ગયા. સ્વામિજીએ કબીરને બોલાવી કહ્યું: "મેં તને ગુરૂમંત્ર આપ્યો છે?"

"હા, મહારાજ."

"ક્યારે?"

"ગુરૂ મહારાજ આપ ગંગાસ્નાન કરવા જતી વખતે કોઇ બાળકને રામરામ કહેવા કહેલું?"

"હા, પણ તેને મારી ચાખડીની ઠોકર લાગતાં તે રડતો હતો તેથી મેં રામરામ કરવા કહ્યું હતું."

"તો પછી મહારાજ તેજ આ સેવક હતો એને તેજ મંત્ર ગ્રહણ કરી મેં આપને ગુરૂ કર્યા છે."

"મૂર્ખ, એમ કાંઇ ગુરૂ શિષ્યનો સંબંધ જોડાય?"

"મહારાજ, ક્ષમા કરો. વેદશાસ્ત્રમાં પણ રામનામના મંત્રથી વિશેષ મહાન મંત્ર અન્ય કોઈ છે?"

"ના તેજ છે તેનાથી મહાનમંત્ર અન્ય કોઇ નથી."

"તો મહારાજ, આપે મારા મસ્તક ઉપર હાથ મૂકી રામ-

રામ કહેવા આજ્ઞા આપી તો પછી તે ગુરૂમંત્ર નહીં તો અન્ય શું? આપ અન્ય કર્યો ગુરૂમંત્ર આપો તેમ છો?"

કબીર સાહેબના ઉપલા કથનથી રામાનંદ અત્યંત પ્રસન્ન થયા અને તેને જાહેર રીતે પોતાના શિષ્ય તરીકે અંગીકાર કરી તેની વિદ્વતા જોઇ અગ્રપદ આપ્યું. કબીર સાહેબ પોતાની વિદ્વતાના બળે સ્વામિજીના ચૌદસો ચોરાસી શિષ્યોમાં પ્રધાન ગણાયા પોતે માનસિક રીતે યથાવિધિ ભગવાનની મૂર્ત્તિની કલ્પના કરી સર્વ શૃંગાર ધારણ કરાવતા હતા. રામાનંદ સ્વામિ સાથેના કબીરજીના પરિચય સંબંધી અનેક દૃષ્ટાંતો લખાએલાં છે પરંતુ આ સ્થળે માત્ર એકજ દૃષ્ટાંત આપી કબીર સાહેબની ભક્તિ કેવી દૃઢ અને શુદ્ધ અંતઃકરણની હતી તે બતાવીશું. એક દિવસ મહાન ઉત્સવના વખતે સ્વામિજી ઠાકોરજીને શૃંગાર ધારણ કરાવતા હતા. તે દિવસે ખાસ હીરાજડિત મોટો મુગટ ધારણ કરાવ્યો, પરંતુ તે પહેલાં માળા પહેરાવતા સ્વામિજી વીસરી ગયા. હવે માળા નહાની હોવાથી મુગટ ઉપરથી ઉતરે તેમ નહોતી જો મુગટ ઉતારે તો પુનઃ ઠાકોરજીને સ્નાન કરાવી શૃંગાર કરાવવો પડે જેને લઇ ઘણો વખત વ્યતીત થાય. બહાર દર્શન નિમિત્તે લોકોની ભીડ વધવા લાગી. સ્વામીજી ગુંચાયા અને જેમ જેમ વખત વ્યતીત થવા લાગ્યો, તેમ તેમ લોકો અધીરા થવા લાગ્યા. આ વખતે કબીર સાહેબ દ્વાર ઉપર બેઠા હતા. સ્વામિજી ગુંચાયા એવું તેમના સમજવામાં આવતાં તેમણે કહ્યું કે, "ગુરૂ મહારાજ, ગાંઠ છોડી માળા ધારણ કરાવો કે મુગટ ઉતારવા જરૂર ન રહે." કબીરજીના આવા શબ્દો શ્રવણ કરી સ્વામિજીએ તરતજ માળા ધરાવી. પરંતુ આ વખતથીજ સ્વામિજીને કબીર સાહેબ માટે ઘણોજ ઉચ્ચ અભિપ્રાય બંધાયો.

---

## ગોરખને જીતવા.

આ અરસામાં ગુરૂ ગોરખનાથ નામના યોગી મહાન બળિષ્ઠ હતા અને રામાનંદ સ્વામિની સાથે પ્રાયઃ વારંવાર વાદવિવાદ કરતા હતા. એક દિવસ ગુરૂ ગોરખનાથ અને કબીરજી સામસામા ભળી ગયા. ઉભય વચ્ચે મહાન સંવાદ થયો. અને અનેક જાતના કૌતકો દેખાડવા લાગ્યા. આ સંબંધી ઘણીજ દંતકથાઓ લોકોમાં સુપ્રસિદ્ધ છે પરિણામે એ ગુરૂ ગોરખનાથ પરાસ્ત થયા.

---

## સિકંદર લોદીનું કાશીમાં આવવું અને કબીર સાહેબની કસોટી કરવી.

આ વખતે દીલ્હીમાં સિકંદર લોદી બાદશાહ હતો. સંવત ૧૯૪૫ વિ.માં બહલોલ લોદીનો પુત્ર સિકંકર લોદી કબીર સાહેબની ખ્યાતિ સાંભળી તેની પરીક્ષા કરવા કાશીમાં આવ્યો. સ્વામિ રામાનંદજીના મંદીરમાં જઇ સ્વામિજીના દર્શન કરવા ઇચ્છા કરી, પરંતુ સ્વામિજીએ મ્લેચ્છનું મહોડું નહીં જોવા જણાવ્યું. આથી લોદીએ ગુસ્સે થઇ સ્વામિજીનું મસ્તક તરવારના એકજ ઘાથી ધડથી જુદું કર્યું. બાદશાહના આવા જુલમથી હીંદુ લોકોમાં હાહાકાર થઇ રહ્યો, પરંતુ કાજી મુલ્લા આદિ મુસલમાન ધર્મગુરૂઓ તથા પાખંડી બ્રાહ્મણો અને સાધુઓ રાજી થયા અને કબીર સાહેબનું નિકંદન કહાડવાનો સુઅવસર પ્રાપ્ત થયો છે એમ ગણી તેમણે બાદશાહને અરજ કરી કે સ્વામિજીના મુખ્ય શિષ્ય કબીરજી ઇશ્વરનો અવતાર

ગણાય છે તો તેઓને બોલાવી તેમના ગુરૂને સજીવન કરવા હુકમ કરો. આમ કહેવાનું તાત્પર્ય એવું હતું કે કબીરજી પોતાના ગુરૂના ઘાતક સામે આવશે એટલે તે ક્રોધિત થશે અને બાદશા સન્મુખ અયોગ્ય શબ્દ ઉચ્ચારશે જેના પરિણામે તેમની ગતિ પણ તેમના ગુરૂજીના જેવીજ થશે. બાદશાહે તરતજ કબીર સાહેબને બોલાવ્યા કબીર સાહેબે બાદશાહની સામે આવી શાંત મને બોલાવવાનું કારણ પૂછ્યું. બાદશાહે કહ્યું કે લોકો કહે છે કે કબીરજી જંત્ર મંત્ર જાણે છે અને પોતાની વિદ્યાથી મરેલા સજીવન કરે છે. આમ જાણી હું તમારૂં સામર્થ્ય જોવા આવેલો છું. કબીર સાહેબે કહ્યું કે, જહાંપનાહ, હું રામના નામ સિવાય અન્ય કાંઇ જાણતો નથી. આ દરમ્યાન બ્રાહ્મણોએ ઉસ્કેરી મૂકેલા સ્વામિ રામાનંદજીના શિષ્યો આવી પહોંચ્યા અને કબીર સાહેબને પોતાના ગુરૂના ઘાતક સાથે શાંત ચિત્તે પ્રસન્ન મુદ્રાએ વાતચિત કરતા જોઇ તેમના પ્રતિ ગુસ્સે થવા લાગ્યા અને કબીર સાહેબને કેટલાક અઘટિત શબ્દો કહેવા માંડયા. પરંતુ મહાત્મા કબીર સાહેબ સહજ પણ ગુસ્સે ન થતા કહેવા લાગ્યા કે, “ભાઇઓ, તમારા લોકોની શ્રદ્ધા અને વિશ્વાસની શું અહિંજ સમાપ્તિ થઇ છે કે? શું ગુરૂજીએ આપણને આવોજ ઉપદેશ આપ્યો છે કે? અને તેમના ઉપદેશનું આજ પરિણામ છે કે! ગુરૂજીને મૃતક સમજનારા તમો સાધુ પુરૂષોની બુદ્ધિની સ્થૂલ દેહ સુધીમાંજ સમાપ્તિ થઇ જણાય છે. ભવિષ્યમાં તમારા અનુયાયી સ્થુલ દેહનીજ પૂજામાં પોતાનું જીવન વ્યતીત કરશે. તેમને સત્ય પદની પ્રાપ્તિ કદાપિ પણ થશે નહી. પરંતુ તે પદનો ત્યાગ કરી સદ્‌ગુરૂના શરણને પ્રાપ્ત થશે ત્યારેજ સત્ય પદને પ્રાપ્ત થશે. તમારો સંબંધ ગુરૂજીના સ્થુલ દેહ સાથેજ હોય તો ચાલો હું તમોને સ્વામિજીનો સ્થુલ દેહ બતાવું.”

આમ કહી કબીરજી, સ્વામિજીનો શિષ્યવર્ગ અને પાદશાહ પણ ચાલ્યા. મૃતકદેહ પાસે જતા તેમની એક બાજુમાંથી દૂધની ધારા અને બીજી બાજુમાંથી રક્તની ધારા વહેતી હતી. આવું આશ્ચર્ય જોઇ સીકંદરશાહે પૂછ્યું કેઃ—

**પય ઔ રૂધિર ચલ્યો ગુરૂ અંગા, શાહ કહૈં યહ કૌન પ્રસંગા.**

કબીરઃ—

**જેહિ તન માન્યો શબ્દ હમારા, તેહિતે ચલે દૂધકી ધારા;**
**કીન્હ કાલકૂ કેર બિચારા, આધાઅંગ રૂધિર અનુસારા.**
**અગલે જન્મ મુક્તિ જો હોઇ, અંકુરી જીવ કહાવૈ સોઇ.**

**( જ્ઞાનસાગર ).**

આટલું કહી કબીર સાહેબે ગુરૂના તમામ અંગ સરખા કરીને ઉપર એક સફેદ ચાદર ઓઢાડી કહ્યુંઃ " ગુરૂ મહારાજ, સંધ્યાનો સમય થયો છે, રામરામ કહેવાનો વખત વ્યતીત થતો જાય છે અને તમામ શિષ્યવર્ગ દર્શન કરવા ઉત્સુક છે તો તેમને કૃપા કરીને દર્શન આપો."

કબીર સાહેબનાં આવાં વચનોથી સ્વામિજી તરતજ રામરામ કરતા બેઠા થયા.

આ ચમત્કાર જોઇ તમામ દીંગ થઇ ગયા અને બાદશાહે સિંહાસન મંગાવી કબીર સાહેબની પૂજા કરવા દર્શાવ્યું. કબીર સાહેબે કહ્યું કે જે કાંઇ છે તે ગુરૂ પ્રતાપે છે માટે ગુરૂની સેવા કરો. કબીર સાહેબની આવી ગુરૂભક્તિ, આધીનતા, નમ્રતા અને નિરાભિમાનપણું જોઇ તમામ આનંદાશ્ચર્યમાં ગરકાવ થયા. અને પ્રથમ સ્વામિજીની પૂજા કરી પછી કબીરજીની પૂજા બાદશાહે કરી. આ વખતથી સ્વામિ રામાનંદજીએ ભિન્નભાવ કહાડી તમામને પોતાની

સન્મુખ આવવા આજ્ઞા આપી એમ કહેવાય છે અને ત્યારથીજ નીચેની કહેવત પ્રચલિત થઈ હોય એમ જણાય છે. કહ્યું છે કેઃ—

**હરિકો ભજે સો હરિકા હોય, જાતિ પાંતિ પૂછે નહિ કોય.**

---

## ગાયના મૃતક દેહને સજીવન કર્યો.

એક વખત બાદશાહે મહાત્મા કબીર સાહેબની પરીક્ષા લેવા એક મૃતક ગાયને લાવી સામે ઉભી રાખી અને તેને જીવતી કરવા વિનતિ કરી આ ઉપરથી કબીર સાહેબે એક ચુટકી બજાવી એટલે ગાય બેઠી થઇ. આ સંબંધી મહાત્મા ગરીબદાસે કહેલ છેઃ—

**ચુટકી તારી થાપ દે, ગઉ જીલાઈ બેગ;**
**ગરીબદાસ દૂહન લગે, દૂધ ભરી હૈ દેગ.**

---

## શેખતકીનો ક્રોધ અને કબીરકસોટી.

શેખતકી એ બાદશાહના પીર હતા. તેમણે આ કૌતુક દેખી ઇર્ષાના અંગે કબીરજીનું કાટલું કરવા નિશ્ચય કર્યો. એક દિવસ યોગ્ય વખત સાધી બાદશાને જણાવ્યું કે તમે કબીરને મારી નાંખાવો, નહીંતો હું તમને શ્રાપ આપીશ. બાદશાહે કહ્યું કે સાંઇબાવા, તમો મારા પીર છો અને તમે મને ઉપદેશ આપેલો છે કે ફકીર પીર એ ખુદાજ છે તો પછી તમો કબીરને મારવા શામાટે આગ્રહ કરો છો ! તેતો તમારા વિરૂધ્ધ એક પણ શબ્દ બોલતો નથી.

શેખતકીએ જણાવ્યું કે તે કાંઈ જાણવું તારે જરૂરનું નથી તારે તો માત્ર મારો હુકમ સાંભળવો જોઇએ.

આ ઉપરથી બાદશાહ મૌન રહ્યો. તરતજ શેખતકીએ એક લોઢાની મજબુત પેટી મંગાવી તેમાં કબીર સાહેબને બોલાવી પૂરી દઈ ઉપર મજબુત તાળું માર્યું. અને પેટીને ઉપડાવી મછવા ઉપર ચડાવી ગંગાજીના વહેનના મધ્ય ભાગમાં નંખાવી દીધી. પેટી તરતજ પાણીને તળીએ બેઠી. પરંતુ કબીર સાહેબ તો જળ ઉપર આસન લગાવી રામભજન કરતા તમામના જોવામાં આવ્યા. આવું કૌતક જોઈ બાદશાહે કહ્યું; પીર સાહેબ, આપે તો કબીરજીને પાણીમાં ડુબાડયા પણ કબીર સાહેબ તો આ પાણી ઉપર દ્રશ્ય થાય છે.

શેખતકીએ કહ્યું, હજુર, તે વાત પ્રત્યક્ષ છે કારણ કે કબીરતો પેટીમાંથી તેના જાદુના જોરે બહાર આવેલો છે, પરંતુ જો હું તેને અગ્નિમાં બાળી નાંખુ અને તેમાંથી બચે તો તેને હું ખુદાનો અંશ સમજું.

---

## કબીર સાહેબનો અગ્નિમાં પ્રવેશ.

તરતજ કાષ્ટના મોટા મોટા કડકાઓ લાવી સળગાવવામાં આવ્યા. અને જ્યારે અગ્નિ પૂર્ણ પ્રજ્વલિત થયો તે વખતે કબીરજીને પ્રવેશ કરવા કહેવામાં આવ્યું. તરતજ કબીર સાહેબે રામનું ભજન કરતાં પ્રજ્વલિત અગ્નિમાં પ્રવેશ કર્યો. આ વખતે અગ્નિ તેમને તદન શિતળ જણાયો.

---



॥ सत्यात्नास्ति परोधर्मः ॥

॥ सत्यनाम ॥

# सत्यकबीर काव्य.

## प्रथम दर्शन.

### ૧ સામર્થ્ય અંગ.

સાહબ સોં સબ હોત હૈ, બંદે તેં કછુ નાહિ;
રાઇ તે પર્બત કરે, પર્બત રાઇ માંહિ. ૧

સાહબ અર્થાત પરમાત્માથીજ સર્વ થાય છે પરંતુ હું અર્થાત કોઇ પણ મનુષ્ય પરમેશ્વરને। દાવો કરનાર, અવતારી પુરૂષ કે જેનામાં હુંપદને। વાસ થયેલ છે, તેવા પુરૂષથી તેમજ કોઇ પણ મનુષ્યથી કાંઇ પણ બની શકતું નથી કારણ પરમાત્માજ રાઇને। મેરૂ અને મેરૂની રાઇ બનાવી શકે છે.

બહુન બહુતા સ્થિર કરૈ, થિરતા કરૈ બહૈન;
સાહબ હાથ બડાઇયા, જીસ ભાવૈ જીસ દૈન. ૨

વળી વહેતા પાણીને સ્થિર કરી શકે છે અને સ્થિરને વહેતા બનાવી શકે છે. સાહેબ [ પરમાત્મા ] જે દિવસે જેમ ચાહે તેમ કરી શકવા સમર્થ છે; મતલબ પરમાત્માએ તમામ પ્રકારનું કાર્ય પોતાનાજ હસ્તક રાખેલ છે.

હાથી અટકયો કીચમેં, કાઢૈ કો સમરત્થ,
કી બલ નિકલૈ આપને, કિ સાંઇ પસારૈ હત્થ. ૩

હાથી કીચડમાં ખુંચી ગયો હોય તો તેને બહાર કાઢવાને કોનામાં સામર્થ્ય રહેલું હોય ? આના પ્રત્યુતરમાં કબીર સાહેબ કહે છે કે કાંતો તે પોતાનાજ બળથી એટલે આત્મબળથી નીકળે નહીં તો સાંઈ કહેતા પરમાત્મા પોતાનો હાથ પસારેથી અર્થાત પરમાત્માનીજ મદદથી બહાર નીકળી શકે. બીજી રીતે કહીએ તો મનરૂપી હાથી સંસારની અનેક આપદાઓ [ આધિ, વ્યાધિ અને ઉપાધિ ] માયા, મોહ, આદિ કીચડમાં ગરકાવ થઇ ગયો હોય તો પછી આ મનરૂપી હાથીને તેમાંથી કોણ મુક્ત કરી શકે ? આવી રીતે સપડાએલ મનરૂપી હાથી કાંતો પરમાત્માની દયાથી–[ સાંઇ ] પરમાત્મા કૃપાદૃષ્ટિ કરી પોતાનો હાથ લંબાવે અર્થાત હૃદયમાં જ્ઞાનાકુર ઉત્પન્ન કરે તો તે પોતેજ આત્મબળથી મુક્ત થઇ શકે. આજ ઉદાહરણને લગતું ઉદાહરણ આપણા આર્યગ્રંથોમાં ગજેન્દ્રમોક્ષનું છે.

ના કછુ કિયા ન કરિ સકા, ના કરને જોગ શરીર;
જો કછુ કિયા સો હરિ કિયા, તાતે ભયા કબીર. ૪

કબીર સાહેબ કહે છે કે આ શરીરે કાંઈ કર્યું નથી તેમ તે કરી શકે તેમ નથી તેમ કાંઈ કરવા લાયક પણ નથી પરંતુ જે કાંઇ કર્યું છે તે હરિએજ કર્યું છે અને તેનાથીજ તમામ બનેલ છે. આ

સાખી કબીર સાહેબે પોતાના વખાણ કરતા કોઇ શિષ્યપ્રતિ કહેલ હોય એમ જણાય છે. કારણ કે આનો ભાવાર્થ એવો નીકળે છે કે મેં કાંઇ કર્યું નથી, મારાથી થઇ શકતું નથી તેમ આ મારો સ્થુલ દેહ કરવા લાયક પણ નથી. પરંતુ કદાચ જો કાંઈ થયું હોય એમ તમે માનતા હો તો તે હરિએજ કર્યું છે. આની પુષ્ટિમાં નીચેની સાખીઓ આપે છે કેઃ—

જો કછુ કિયા સો તુમ કિયા, મૈં કછુ કીયા નાહિં;
કહૂં કરો જો મેં કિયા, તુમહીં થે મુઝમાંહિ. ૫

હરિ પરમાત્માને સંબોધી કબીર સાહેબ જણાવે છે કે જે કાંઇ કર્યું છે તે તમેજ કરેલ છે, મેં કાંઈ કરેલ નથી; કદાચ મેં કરેલ એમ કહો તો તમેજ મારામાં હતા. અર્થાત મારા અંતઃકરણમાં તમેજ વસેલ છો અને તેથી જે કાંઈ થયેલ હોય તે કેવળ તમારી પ્રેરણાથીજ થયેલ છે એટલે તે તમે પોતે જ કરેલ છે. હવે જો તેમ માનવામાં ન આવે તોઃ

કીયા કછૂ નહોત હૈ, અન કીયાહી હોય;
કીયા જો કછુ હોય તો, કર્તા ઔરે કોય. ૬

કરવાથી કાંઇ થતું નથી પરંતુ વગર કરેજ થાય છે. જો કરવાથીજ થતું હોય તો કર્તા અન્ય કોઇ હોવો જોઇએ. જો આમ માનવામાં આવે તો પરમાત્માનુ સર્વજ્ઞપણું નષ્ટ થાય છે અને પરમાત્માને સર્વ શાસ્ત્રકારોએ જે સર્વકર્તૃ વિશેષણ લગાવેલું છે તેને બાધ આવે, પરંતુ તેમ નથી. કબીર સાહેબ પરમાત્માને સર્વજ્ઞ માને છે જેની સાબીતી આપણે પ્રથમથી જ બતાવેલી સાખીઓથી થાય છે એટલુંજ નહીં પરંતુ પરમાત્માનાસામર્થ્ય સંબંધી જણાવતાં કહે છે કેઃ—

**ધરતી સબ કાગદ કરૂં, લેખન સબ બનરાય;**
**સાત સમુન્દર મસિ કરૂં, હરિગુન લિખા ન જાય. ૭**

આખી પૃથ્વીને કાગળ રૂપે બનાવું અને તમામ વનનાં વૃક્ષોની કલમ બનાવું તથા સાતે સમુદ્રની શાહી કરૂં; મતલબ ઉપર પ્રમાણે લખવાની સામગ્રી એકત્ર કરૂં તોપણ હરિ–પરમાત્માના ગુણો લખી શકાય નહી.

આથી છેવટે કબીર સાહેબ કહે છે કેઃ—

**મુઝમેં ઇતની શક્તિ કયા, ગાઉં ગલા પસાર;**
**બંદેકો ઇતની ઘની, પરા રહૈં દરબાર. ૮**

મારામાં એટલી શક્તિ કયાં છે કે નાહક ગળું પસારી રાહું પાડી હરિગુણ ગાવા માંડું ! મારા માટે તો પરમાત્માના દરબારમાંજ પડયા રહેવું એટલુંજ બસ છે. મતલબ હરિશરણમાં રહેવું એજ આ બંદાથી બની શકે તેવું છે અને આ બંદો તેનેજ લાયક છે. અર્થાત હરિગુણ ગાઇ શકવાને શક્તિવાન નથી. કારણ કેઃ—

**જબકા માઇ જનમિયાં, કિતે ન પાયા સુખ્ખ;**
**ડારી ડારી મૈં ફિરોં, પાત પાતમેં દુઃખ. ૯**

જયારથી હું જન્મ્યો ત્યારથી આજપર્યંત કયાંય પણ મને સુખ પ્રાપ્ત થયું નહીં. [ સંસારરૂપી વૃક્ષની ] ડાળે ડાળે હું ફરી વળ્યો અને જોયું તો પાંદડે પાંદડે દુઃખજ દુઃખ. મતલબ સંસારમાં દરેક રીતે દુઃખ, દુઃખ અને દુઃખજ છે. સંસાર સકળ દુઃખમયજ છે. કેમકેઃ—

**સાત દીપ નવખંડમેં, તીન લોક બ્રહ્માંડ;**
**કહૈ કબીર સબકો લગે, દેહ ધરેકો દંડ. ૧૦**

સાતદ્વીપ, નવખંડ અને આકાશ, પાતાળ અને પૃથ્વી વિગેરે ત્રણે લોકમાં કબીર સાહેબ કહે છે કે તમામને દેહ ધારણ કરવાનો દંડ લાગેલોજ છે. મતલબ સર્વને અવતરવું પડે છે. અને અવતાર ધારણ કર્યા પછી જોઇએ છીએ. તોઃ

**ભૂપ દુખી અવધૂત દુખિ રંક બિપરીત;**
**કહે કબીર યે સબ દુખી, સુખી સંત મન જીત. ૧૧**

રાજા દુઃખી, અવધૂત–યોગી દુખી, ગરીબ પણ વધારે દુખી, કબીર સાહેબ કહે છે કે આ તમામ દુખીજ છે. ત્યારે સુખી કોણ? તો જણાવે છે કે સુખી માત્ર તેજ સંતજન કે જેણે પોતાનું મન જીત્યું છે.

પરમાત્માના સામર્થ્ય સંબંધી કબીર સાહેબ જણાવે છે કેઃ—

**સાંઇ મેરા બાનિયાં, સહજ કરૈ વ્યવહાર;**
**બિન ડાંડી બિન પાલડે, તૌલૈ સબ સંસાર. ૧૨**

મારો સાંઇ–પરમાત્મા વેપારી વાણિયો છે પણ તે કેવો કે સહજમાંજ વ્યવહાર કરે છે અને વળી વગર ડાંડી અને વગર પલ્લે [ ત્રાજવા ] તમામ સંસારને તોળે છે. કોઇ પણ ચીજ જોખવા માટે ત્રાજવાની જરૂર રહેલી હોય છે, પણ આ વેપારી એવો છે કે જે ચીજને બદલે આખા સંસારને વગર ત્રાજવે જોખે છે અર્થાત સકળ સંસારનો તોલ–ન્યાય–વગર સાહિત્યે કરી શકે છે. હવે આવા પરમાત્માને પામવાના માટે કયું સાધન છે? એવો પ્રશ્ન થાય તો તેના પ્રત્યુત્તર તરીકે કબીર સાહેબ સુમરનકો અંગ બતાવે છે. સ્મરણ કરવું એ ખાસ પ્રધાન છે પણ તે કેવી રીતે કરવું તેના માટેઃ—

## ૨. સ્મરણ અંગ.

**સુમરન મારગ સહજકા, સતગુરૂ દિયા બતાય;**
**સ્વૌંસહિ સ્વૌંસ જો સુમિરતા, એક દિન મિલસી આય. ૧**

કબીર સાહેબ કહે છે કે સતગુરૂએ સહજ સ્મરણનો માર્ગ બતાવી દીધો. શ્વાસોચ્છ્વાસ સ્મરણ કરતાં કરતાં એક દિવસ (પરમાત્મા સાથે) મળી જવાય છે મોક્ષ—પ્રાપ્ત થાય છે. મોક્ષને તદ્રૂપમાં મળી જવું કહેલ છે. સતગુરૂ આ શબ્દ કબીર સાહેબે વાપરેલ છે જે શબ્દ ખરેખરૂં ધ્યાન ખેંચે તેમ છે. કારણ કે ગુરૂ શબ્દની મહત્તા ઘણાં ઉત્તમ અને ધાર્મિક પુસ્તકોમાં બતાવેલ છે. (જુવો શ્રીમદ્‌ભાગવતના સપ્તમ સ્કંધનો પંદરમો અધ્યાય) આ અધ્યાયમાં ગુરૂને સામાન્ય મનુષ્યરૂપ નહીં પરંતુ સાક્ષાત વિષ્ણુરૂપજ બતાવેલ છે. આ ઉપરાંત ગુરૂના સંબંધમાં ખુદ કબીર સાહેબે પણ ગોવીંદ કરતા પણ વિશેષ મહત્તા મૂકી છે. ગુરૂદેવના અંગમાં જણાવે છે કેઃ—

**ગુરૂ ગોવિંદ દોનોં ખડે, કિસકે લાગોં પાય;**
**બલિહારી ગુરૂ આપને, ગોવિંદ દિયા બતાય.**
**ગુરૂ ગોવિંદ દોઉ એક હૈં, દૂજા સબ આકાર;**
**આપા મેટે હરિ ભજૈ, તબ પાવૈ કરતાર.**

'ગુરૂ બિન જ્ઞાન 'નહીં' એ ઉક્તિ અનુસાર ગુરૂની મહત્તા પ્રાચીન ગ્રંથોએ ઘણીજ વર્ણવેલી છે. છતાં પણ કબીર સાહેબે ગુરૂ શબ્દ એકલો નહિ વાપરતાં "સતગુરૂ" વાપરેલ છે કારણકે આધુનિક સમયમાં ગુરૂનામ ધારી અનેક સાધુઓ અને પુરૂષો મળી આવે છે પરંતુ તેમનામાં ગુરૂપણાના લાયક ગુણો ન હોવાથી અન્ય રસ્તે જનસમાજ ન દોરાય એવા હેતુથીજ સત શબ્દ વધારેલ છે. અને

આ સત ગુરૂએ મોક્ષ પામવા અર્થે કિંવા તદરૂપ થવા અર્થે સ્મરણનો માર્ગ બતાવેલ છે. ( ગુરૂ સંબંધી વિશેષ વિવેચન ગુરૂ અંગની સાખી વખતે કરીશું ) સતગુરૂ શબ્દ વાપરી તે સિદ્ધ કરવા કબીર સાહેબ આગળ જણાવે છે કેઃ—

**જ્ઞાન કથે બકિ બકિ મરૈ, કાહે કરૈ ઉપાય;**
**સતગુરૂ હમેસોં યોં કહ્યો, સુમરન કરૈ સમાય. ૨**

જ્ઞાનવાર્તા કરી, ઉપદેશ આપી, બકવાદ કરતા અસંખ્ય મનુષ્યો મરી ગયા પરંતુ મોક્ષ પામ્યા નહી. વળી ગમે તે ઉપાય કરો તો-પણ મોક્ષ મળે નહી. ત્યારે મોક્ષ શાથી મળે તો કહે છે કે સતગુરૂએ અમને એમ કહેલ છે કે સ્મરણ કરવાથીજ સમાવાય છે. અર્થાત જ્યોતિમાં જ્યોતિ મળી જવાય છે. મોક્ષ પમાય છે.

**દુખમેં સુમરિન સબ કરૈ, સુખમેં કરૈ ન કોય;**
**જો સુખમેં સુમિરન કરૈ, તો દુખ કાહેકો હોય? ૩**

જ્યારે મનુષ્ય ઉપર દુઃખ–આપત્તિ આવે છે ત્યારે સર્વ કોઈ પરમાત્માનું સ્મરણ કરે છે, પરંતુ સુખ પ્રાપ્ત થતાં હરિ વિસરાઇ જ-વાય છે અને સંસારના ક્ષણિક સુખમાં મોહપામી સ્મરણ કરવાનું યાદ પણ આવતું નથી. પરંતુ સુખના સમયમાં સ્મરણ કરવામાં આવે તો પછી દુઃખજ કયાંથી થાય ? ખરૂં સુખ પ્રાપ્ત કરવાનું સાધન સ્મ-રણ છે. આપણામાં પ્રચલિત કહેવત છે કેઃ " દુઃખે સાંભરે રામ અને સુખે સાભરે સોની " દેખીતુંજ છે કે જ્યારે આપણા ઉપર આપત્તિ આવે છે ત્યારે તેમાંથી મુક્ત થવા માટે ખરા અંતઃકરણથી પરમાત્માની સ્તુતિ કરીએ છીએ અને સુખ પ્રાપ્ત થતાં સ્મરણનો વિચાર એક બાજુ મૂકી કંચન કામિનીના મોહમાં તણાઇએ છીએ. કદાચ

કોઈ સુખી માણસ સ્મરણ કરવા માટે પ્રયત્ન કરતા હશે તોપણ આપત્તિ સમયમાં જેવા ખરા અંતઃકરણથી સ્મરણ કરે તેવા ખરા અંતઃકરણથી સ્મરણ કરી શકશે નહીંજ અને આથીજ કબીર સાહેબ કહે છે કે જો સુખના સમયમાં સ્મરણ ( ખરા અંતઃકરણથી ) થાય તો પછી સ્મરણ મોક્ષ આપનાર છે તો દુઃખ ક્યાંથીજ ઉદ્‌ભવે ? અર્થાત નજ ઉદ્‌ભવે, પુષ્ટિ માટે કહે છે કેઃ—

સુખમેં સુમિરન ના કિયા, દુઃખમેં કીયા યાદિ;
કહૈ કબીર તા દાસકી, કૈસે લગૈ ફરિયાદિ. ૪

સુખી અવસ્થામાં તો સ્મરણ નજ કર્યું અને જ્યારે આપત્તિ આવી ત્યારે સ્મરણ કરવા માંડયું. મતલબ દુઃખમાંથી મુક્ત થવાના ઉદ્દેશથીજ સ્મરણ કરવા માંડયું. તો કબીર સાહેબ કહે છે કે એવા જનની ફરિયાદ કેવી રીતે સંભળાય ? કહેવાની મતલબ એવી છે કે ભક્તિ નિષ્કામ હોવી જોઇએ. અમુક વસ્તુ કે સુખ પ્રાપ્ત થવાની આકાંક્ષાએ પરમાત્માનું સ્વાર્થાંધ થઇ સ્મરણ કરવું એ અનુચિત છે. આથીજ કબીર સાહેબે જ્યાં સ્મરણ સંબંધી લખેલ છે ત્યાં નિષ્કામ સ્મરણ સંબંધીજ જણાવેલ છે એમ સમજવું આવશ્યક છે.

સુમરન સોં સુખ હોત હૈ, સુમરન સોં દુઃખ જાય;
કહૈ કબીર સુમિરન કિયે, સ્વામી માંહિ સમાય. ૫

સ્મરણથી સુખ થાય છે અને સ્મરણથીજ દુઃખનો નાશ થાય છે. કબીર સાહેબ કહે છે કે સ્મરણ કરવાથીજ સ્વામી પરમાત્મામાં ભળી જવાય છે. અર્થાત એક રૂપ થઇ મોક્ષ પમાય છે.

જપ, તપ, સંયમ, સાધના, સબ સુમિરનકે માँહિ;
કબિરા જાનેં રામજન, સુમિરન સમ કછુ નાહિ. ૬

જપ, તપ, સંયમ અને સાધના અર્થાત યોગ, તપ, સમાધિ આદિ અનેક માર્ગો કર્મ ક્રિયા વિગેરેમાં મોક્ષ પ્રાપ્ત કરવાર્થે બતાવેલ છે, પરંતુ આવા તમામ માર્ગોનો સમાવેશ માત્ર સ્મરણમાંજ થઇ જાય છે. આથી કબીર સાહેબ કહે છે કે જેઓ રામજન એટલે રામ –પરમાત્માને જાણવાવાળા–મોક્ષ પામવાનો ખરો રસ્તો શોધનારા, જાણે છે કે સ્મરણ જેવું અન્ય કાંઇજ નથી. સ્મરણનો મહિમા જણાવતાં કહે છે કેઃ—

**સહકામી સુમિરન કરૈ, પાવૈ ઉત્તમ ધામ;**
**નિહકામી સુમિરન કરૈ, પાવૈ અવિચલ રામ. ૭**

કામી પુરૂષ—વિષયાંધ પુરૂષ પણ જો ( ખરા અંતઃકરણથી ) સ્મરણ કરે તો તેને ઉત્તમ ધામ પ્રાપ્ત થાય છે અને નિષ્કામી પુરૂષ સ્મરણ કરે તો તે અવિચળ રામને પ્રાપ્ત કરી શકે છે. મતલબ મોક્ષ પામે છે. સંસાર સાગર તરવા માટે આપણને અસંખ્ય આવરણો આવી મળે છે. આ તમામ આવરણોમાં કામ, ક્રોધ, લોભ, મોહ. મદ અને મત્સર આ ષટ્રિપુ મુખ્ય ગણાય છે. આ ષટ્રિપુ મનુષ્યને અધોગતિએ પહોંચાડનાર છે. આ ષટ્રિપુ પૈકી પણ કામ મુખ્ય ગણાય છે. કારણ કે કામથીજ આ અન્ય રિપુઓની વૃદ્ધિ ક્રમશઃ થતી જાય છે. શ્રીકૃષ્ણ ભગવાન શ્રી મુખે ગીતાના બીજા અધ્યાયમાં જણાવે છે કેઃ—

**ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।**
**संगात् संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥ ६२॥**
**क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृति विभ्रमः ।**
**स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥ ६३ ॥**

વિષયોનું ધ્યાન કરનાર પુરૂષને તેમાં આસક્તિ ઉત્પન્ન થાય છે. આસક્તિ ઉત્પન્ન થયે ઇચ્છા અને ઇચ્છાથી ક્રોધ ઉત્પન્ન થાય છે. ક્રોધથી મોહ અને મોહથી સ્મરણ શક્તિમાં ભ્રમણા થાય છે. સ્મરણ શક્તિની ભ્રમણાથી બુદ્ધિ નાશ પામે છે અને બુદ્ધિના નાશથી પુરૂષનો નાશ થાય છે.

આથી સ્પષ્ટ જણાય છે કે નાશનું કેન્દ્ર કામ જ છે. તોપણ કામી પુરૂષ સ્મરણ માત્રથી ( પણ તે ખરા અંતઃકરણથી ) ઉત્તમ ધામ પ્રાપ્ત કરી શકે છે. આવો પુરૂષ અધમાવસ્થામાંથી ઉત્તમાવસ્થામાં આવી શકે છે તો પછી નિષ્કામી કે જેનું અંતઃકરણ હમેશાં ઇશ્વર પરાયણવાળું જ હોય તેને સ્મરણથી મોક્ષ મળે એમાં શું આશ્ચર્ય!

**રાજા રાના રાવ રંક, બડા જો સુમિરે રામ;**
**કહે કબીર બંદા બડા, જો સુમિરે નિષ્કામ. ૮**

રાજા, રાણા, રાવ અને ગરીબ જો રામનું સ્મરણ કરે તો તે મોટા કહેવાય છે. ગરીબમાં ગરીબ ભિખારી હોય પણ તે જો ઇશ્વર સ્મરણ કરતો હોય તો તે ભક્ત એવું ઉત્તમ નામ પામે છે. પરંતુ કબીર સાહેબ કહે છે કે જો બંદા ( મનુષ્ય ) નિષ્કામપણે સ્મરણ કરે તો તે સર્વથી મોટો ગણાય છે. મતલબ જેવી ભક્તિ કરે તેવું ફળ મળે. અનુસંધાનમાં જણાવે છે કે:—

**જિન હરિ જૈસા સુમરિયા, તાકો તૈસા લાભ;**
**ઓસે પ્યાસ ન ભાગઇ, જબલગ ધસૈ ન આભ. ૯**

જે જેવી રીતે હરિનુ સ્મરણ કરે તેને તેવી રીતે લાભ મળે. જ્યાં સુધી વરસાદ ન વરસે ત્યાં સુધી કાંઇ ઝાકળથી તરસ બુઝાતી નથી. કબીર સાહેબની કહેવાની મતલબ એવી છે કે સ્મરણ કર્યું જવું

નથી. સ્મરણનું ફળ તો પ્રમાણમાં મળે. જેમ પાણી વગર ઝાંઝવાના જળથી તરસ ન છીપે તેવી રીતે. જેવી રીતે વરસાદ વરસવો એ જળના માટે પ્રધાન કારણ છે તેવીજ રીતે સ્મરણમાં નિષ્કામપણે ખરા અંતઃકરણથીજ સ્મરણ કરવું શ્રેયષ્કર છે. મતલબ આવી રીતે સ્મરણ કર્યા વગર મહાન સિદ્ધિ પ્રાપ્ત થતી નથી. ત્યારે હવે સ્મરણ કેવી રીતે કરવું તે જણાવે છે કેઃ—

સુમિરનકી સુધિ યોં કરો, જૈસે કામી કામ;
કહૈ કબીર પુકારિકે, ખુશી હોય તબ રામ. ૧૦

કબીર સાહેબ પોકારીને કહે છે કે જેવી રીતે કામી મનુષ્યનું મન કામનાજ સ્મરણમાં અહોરાત્રિ મશગુલ રહે છે તેવી રીતે સ્મરણની શુદ્ધિ કરવી. એટલે કે જેવું કામી પુરૂષનું મન વિષય વાંચ્છનામાં મચેલું રહે છે તેવીજ રીતે સ્મરણ કરનારનું મન રામ ભજનમાં મચેલું રહેવું જોઇએ. સ્મરણ કરનાર આવી રીતે રામનાં સ્મરણમાં આસક્ત રહે તોજ રામ ખુશી થાય છે. કામી પુરૂષનું મન વિષયમાં એટલું બધું લુબ્ધ રહે છે કે તેને કામવાસના વગર અન્ય સુઝતુંજ નથી. આ સંબંધી કવિ બુદ્ધસેન એક સ્થળે લખે છે કેઃ—

ઉપજૈ ઇશ્ક જુ અંગતૈ, રહત અંગકે બીચ;
હાડ માંસ ગલિબો કરૈ, ઇશ્ક ન જાનત નીચ.
લગનિ વહૈ થલ એક લગિ, દૂજે ઠોર બહૈન;
કીચ બીચ જૈસે ગુરા, ખુચકૈ ફિરિ ઉચટૈન.

કામી પુરૂષનું મન બીજે સ્થળે ચોંટતું નથી. તેવીજ રીતે સ્મરણ કરનારનું મન રામ સિવાય અન્યમાં ચોંટવું નજ જોઇએ. તેવી સિદ્ધિએ પહોંચે તોજ સ્મરણનું ખરૂં ફળ પ્રાપ્ત થઇ શકે છે. બીજાં ઉદાહરણોમાં કહે છે કેઃ—

સુમિરનકી સુધિ યોં કરો, જયોં ગાગરિ પનિહાર;
બોલત ડોલત સુરતિમેં, કહે કબીર બિચાર. ૧૧
સુમિરનકી સુદ્ધિ યોં કરો, જયોં સુરભી સુત માંહિં;
કહે કબીર ચારો ચરત, બિસરત કબહું નાંહિ. ૧૨
સુમિરનકી સુધિ યોં કરો, જૈસે દામ કંગાલ;
કહે કબીર બિસરત નહીં, પલ પલ લેત સંભાલ. ૧૩
સુમિરન સોં મન લાઇયે, જૈસે નાદ કુરંગ;
કહે કબીર વિસરૈ નહીં, પ્રાન તજૈ તિહિ સંગ. ૧૪
સુમિરન સોં મન લાઇયે, જૈસે કીટ ભૃંગ;
કબીર બિસારૈ આપકો, હોય જાય તિહિ રંગ. ૧૫
સુમિરન સોં મન લાઇયે, જૈસે દીપ પતંગ;
પ્રાન તજૈ છિન એકમેં, જરત ન મોરૈ અંગ. ૧૬
સુમિરન સોં મન લાઇયે, જૈસે પાની મીન;
પ્રાન તજૈ પલ બીસરૈ, દાસ કબીર કહિ દીન. ૧૭

સ્મરણની શુદ્ધિ એવી રીતે કરવી કે જેમ ગાગર અને પનિહારનો સંબંધ હોય. પાણી ભરવાવાળી ગમે તેવી રીતે બોલે, શરીર ડગાવે તોપણ તેનું મન તો માથા ઉપરની ગાગરમાંજ પરોવાએલું રહે છે. મતલબ ગાગર સંભાળવાનુંજ ધ્યાન રહે છે. તેવીજ રીતે સ્મરણ કરનારે સંસારમાં લુપ્ત રહેવા છતાં પણ તેનું ધ્યાન ખરા અંતઃકરણથી કેવળ રામસ્મરણમાંજ હોવું જોઇએ.

સ્મરણની શુદ્ધિ એવી રીતે કરવી કે જેવી રીતે ગાયનું મન તેના વાછરડા તરફ રહે છે. કબીર સાહેબ કહે છે કે ગાય ચરવા જાય છે તોપણ તે પોતાના વાછરડાને ભૂલતી નથી તેવીજ રીતે સ્મ-

રણુ કરવાનું મન રામમાં રહેવું જોઇએ.

સ્મરણુની શુદ્ધિ એવી રીતે કરવી કે જેવી રીતે ગરીબને પૈસો મળે અને તેનું અંતઃકરણુ પૈસામાંજ લીન રહે છે. કબીર સાહેબ કહે છે કે તે પૈસાને વિસરતો નથી અને ક્ષણે ક્ષણે તેની તપાસ રાખે છે તેવીજ રીતે સ્મરણુ કરનારે ઈશ્વિર તરફ પ્રીતિ રાખવી જોઇએ.

સ્મરણુ મનમાં, મૃગ અને ગાયનના સમાન રહેવું જોઇએ કબીર સાહેબ કહે છે કે પ્રાણુ જાય તોપણુ મૃગ ગાયન શ્રવણુ કરવામાં અટકતું નથી. તેવી રીતે સ્મરણુ કરનારે સ્મરણુ કરતાં દેહ પડી જાય તો પણુ સ્મરણુની લીનતામાં અડગજ રહેવું જોઇએ.

જેમ પતંગીયું અને ભમરાના સંબંધથી (કબીર સાહેબ કહે છે કે) બન્ને તદરૂપ થઈ જાય છે. તેવીજ રીતે સ્મરણુ અને મનને ગમે તેમ થાય તોપણુ તદરૂપજ રાખવાં.

જેવી રીતે પતંગ દીવામાં પડી બળી ભસ્મ થઈ જાય છે તો પણુ મરતા સુધી દીવા ઉપરની પ્રીતિ પોતે છોડતું નથી. તેવીજ રીતે સ્મરણુ કરનારે મરતાં સુધી પણુ સ્મરણુમાંથી મનને હઠાવવું નહીં.

જેવી રીતે પાણી અને માછલાનો સંબંધ છે તેવીજ રીતનો સંબંધ સ્મરણુ કરનારનો અને રામનો રહેવો જોઇએ. કબીર સાહેબ કહે છે કે જેમ માછલું પાણીથી બહાર નીકળતાં તરત મરણુને શરણુ થાય છે તેમ સ્મરણુ કરનારનું મરણુ સ્મરણુમાંથી ચળતાંજ થવું જોઇએ.

ઉપરોક્ત તમામ પ્રથક પ્રથક ઉદાહરણોમાં કબીર સાહેબે અરસ્પરસ એકરૂપ પ્રીતિ દર્શાવી સિદ્ધ કરેલ છે કે સ્મરણુની સિદ્ધિ ત્યારેજ થાય કે જયારે ઉપરોક્ત ઉદાહરણુની માફક સ્મરણુ કરનારનું મન અને જેનું સ્મરણુ કરવાનું છે તે રામ—પરમાત્મા ઉભયની એકતા થાય, વળી આવી રીતની એકતા રાખી સ્મરણુ કરવું જોઇએ એટલુંજ નહી પણુ તેની સાથેઃ—

**સુમિરન સુરતિ લગાયકેં, મુખતે કછુ ન બોલ;**
**બાહરકે પટ દેઇકે, અંતરકે પટ ખોલ. ૧૮**

સ્મરણમાં એકતા લગાવી લીન થઈ મ્હોડેથી એક પણ ઉચ્ચાર ન કર. મતલબ લેભાગુ કહેવાતા ઢોળી, દંભી અને કપટી ભકતોની માફક રામ, રામ, રામ, રામ, એમ મોટેથી અન્યને શ્રવણ કરાવવાના ઉદ્દેશથી ન બોલ. પણ બાહ્ય દેખાવથી મુકત થઇ અંતરાત્મા ઉઘાડ–અંતરાત્મા શુદ્ધ કર. કબીર સાહેબ લેભાગુ ઢોળી ભકતની માફક "મૂખમેં રામ, બગલમેં છૂરી, ભકત હુવા લેકીન દાનત બૂરી" એવી રીતે રામ રામ કહી સ્મરણ કરવાનું કહેતા નથી, પરંતુ ભાવાર્થ. રામનું સ્મરણ કરી ઉપરછલો દેખીતો આડંબર વેશ ( અન્યને દેખાડવાના ઉદ્દેશથી ધારણ કરેલ ) દૂર કરી શુદ્ધ અંતઃકરણથીજ હૃદય માંહે રહેલો ( મોહ માયાથી ઉત્પન થયેલ ) અંધકાર દૂર કરીનેજ સ્મરણ કર અને આવી રીતે શુદ્ધિ પ્રાપ્ત કરી સ્મરણ કરવામાં આવે તોજ સ્મરણ કરવાનો હેતુ પાર પડે છે, કારણ કે હરિની એકતા વગર કુટંબ કબીલા તરફ સહજ પણ મન લગાવતાં પાછું પડવું પડે છે, જેના અંગે જણાવે છે કેઃ—

**કબિરા હરિ હરિ સુમિરિલે, પ્રાણ જાહિંગે છૂટ;**
**ઘરકે પ્યારે આદમી, ચલતે લેઈંગે લૂટ. ૧૯**

કબીર સાહેબ કહે છે કે તારો પ્રાણ નીકળી જશે માટે હરિનું સ્મરણ કરી લે. વળી ચાલતી વખતે–મરણ વખતે ઘરના વહાલામાં વહાલા સગાઓ પણ તને લુંટી લેશે. તે વખતે તારી પાસે કાંઇ કીમતી ઘરેણાં લુગડાં હશે તે પણ ઉતારી લેશે. મતલબ રામનામ વગર તારી સાથે કાંઇ પણ આવનાર નથી. સર્વે કોઈ સ્વાર્થનું સગુ છે. માટે તારા પોતાના ઉદ્ધારાર્થે હરિનું સ્મરણ કરી લે. આનેજ લગતી એક ઉકિત કવિ કિસનદાસે કહેલ છે કેઃ—

उकति उपाई एती उमर गमाई कछु,
कीनी न कमाई काम भयो न भलाईको;
औधी जब आई तब कौन है सहाई भाई,
राईभर कछु न बसाई ठकुराईको;
आई पहुंचाइ पछताई माई बाई जाई,
छूटयो नांतो टूटयो तांतो किसन सगाईको;
ईहांतो सदाई धामधूमकी चलाई पर,
उहांतो नहि है भाई राज पोपांबाईको.

લૂટિ સકૈતો લૂંટિલે, રામ નામ હૈ લૂટિ;
પાછૈ ફિરિ પછિતાહુગે, પ્રાણ જાંયગે છૂટિ. ૨૦

રામનામની લૂંટ લાગે છે તો તારાથી બની શકે તેટલી લૂંટ તું કરી લે. [ લૂંટમાંથી લૂંટ મેળવ્યા વગર ] પાછા ફરતાં તને પાછળથી પસ્તાવો થશે. કારણ કે તારો પ્રાણ તો છૂટીજ જવાનો છે. લૂટ કરતી વખતે લૂંટારા પોતાના કાર્યમાં ક્યાસ રાખે તો તેને પાછળથી પસ્તાવું પડે છે. તેવીજ રીતે જો આપણે રામનામરૂપી લૂંટમાંથી યથેચ્છ લૂંટ યોગ્ય સમયે સંપાદન ન કરીએ તો પાછળ એટલે વૃદ્ધાવસ્થામાં અને ખાસ કરી મરણ નજદિક આવે છે તે વખતે પૂરતો પસ્તાવો થાય છે. તેમ ન થવા કબીર સાહેબ ઉપરની યુક્તિથી આપણને સતેજ કરે છે. પરંતુ પોતાના માટે કબીર સાહેબ શું કહે છે? તેઓ કહે છે કે:—

કબિરા નિર્ભય રામ જપુ, જબ લગિ દીવે બાતિ;
તેલ ઘટે બાતી બુઝે, તબ સોવોગે દિન રાતિ. ૨૧

# કબીર કાવ્ય.

આ પુસ્તક ફક્ત એક જ વાર વાચવાંથી તે વારંવાર વાંચવાની પ્રેરણા થાય એવો તેમાં અદ્‌ભુત રસ છે. આમાં સામર્થ્યઅંગ, સ્મરણઅંગ, ચિતાવનીઅંગ, જીવનામૃતકઅંગ, કામઅંગ આદિ ૨૦ અંગ છે અને તે એકથી એક એવા અદ્‌ભુત છે કે તેનો ખરો ખ્યાલ વાંચવાથી જ થશે. સિવાય આમાં નીચે જણાવેલાં ત્રણ સુંદર ફોટોગ્રાફિક ચિત્રો આપેલાં છે (૧) કબીરને ગુરુની પ્રાપ્તિ (૨) કબીરના અદ્‌ભુત ચમત્કારથી કાજી સાહેબે ચિડાઇ જઇ બાદશાહ મારફત કબીર સાહેબને બોલાવી તેમને લોઢાની પેટીમાં પુરી ઉપરથી મજબુત તાળું લગાડી તે પેટીને ઉંડાં પાણીમાં ડુબાવી દેવી અને બીજી બાજૂએ કબીર સાહેબનું સમાધિ અવસ્થામાં પાણી પર તરવું (૩) કમાલના મૃતદેહને બાદશાહની સમક્ષ મુર્દે ઉઠ કુદરતકે કમાલસે એમ કહી સજીવન કરવું વગેરે ચિત્રોના દેખાવો ખાસ જોવા લાયક છે. સર્વ સાધારણોની સગવડ ખાતર આ પુસ્તક ગુજરાતી અક્ષરમાં છપાવ્યું છે. કાગળ ગ્લેજ ઊંચા, પાકા પૂઠા ઉપર કબીર સાહેબનો રૂપેરી વરખથી છાપેલો ફોટો. બાંધણી મુજબુત હોવા છતાં કિંમત માત્ર રૂ. ૧॥